શ્રી વીર-શાસન પત્રના ગ્રાહકોને બીજા વર્ષની ભેટ.

# સતી ચિલ્લણાદેવી.




પ્રકાશક,

શ્રી વીર-સમાજ.

આવૃત્તિ ૧ લી    પ્રત ૧૦૦૦    સને ૧૯૨૪.

સંવત ૧૯૮૦    વીર સંવત ૨૪૫૦.

न्यायाम्भोनिधि श्रीमद् विजयानन्दसूरीश्वरजी

(आत्मारामजी) महाराज



यच्चारित्रगुणै महातिविमलैराकृष्टमुर्वीतले
भव्य भारतजैनमण्डलमिद यस्य स्मरत्यातुरम्।
यच्छिष्या हि विहृत्य सद्गुरुयश सतन्वते तद्गुणै-
स्तस्मै श्री गुरवे नमोऽस्तु विजयानन्दाय सत्सूरये ॥

फीनीक्स प्री. वर्क्स, अमदावाद

# અર્પણ પત્રિકા.

સદ્ધર્માચાર્ય ન્યાયાંભોનિધિ શ્રીમદ્ વિજયાનંદસૂરીશ્વરજીની પવિત્ર સેવામાં:—

આપનું ચરિત્ર મહાન્ છે, એ સાથે આપ સાહેબે
વર્ષાવેલા ઉપકારો પણ મહાન્ અને અમાપ
છે. આ અઠાવીસ વર્ષ પૂર્વના કંઈક ઉદય-
કાળના આપ એક રીતે યુગપ્રધાન હતા.
આપ સાહેબના ગુણો મહાન છે.
આપ સાહેબના અમર ચરણોનું
દાસત્વ આપના વિદ્યમાન યુગ-
માં પ્રાપ્ત કરવા જેટલું સૌ-
ભાગ્ય અમારા જેવા રંકને
તો ક્યાંથીજ હોય?

પૂજ્યપૂજક સેક્રેટરી 'વીર-સમાજ.'



# પ્રસ્તાવના.

સાહિત્યપટ ઉપર સરસ્વતી દેવીની પ્રભાતીઓ અનેકાનેક અવતાર પામી છે. તેનો પ્રવાહ એટલો તો સતત છે કે વાણીનો આદ્યકાળ, કાળનાજ ગર્ભમા હમ્મેશને માટે છુપાઈ રહે છે. સાહિત્યની વૃદ્ધિ હાનિ ઉપરથી તે તે દેશકાળને વધારે અથવા અલ્પ વિનીત અને વિકસ્વર હોવાનુ આપણે જાણી શકીએ છીએ. હિંદનાજ આધુનિક કાળનુ દ્રષ્ટાંત આપણે વિચારીએ તો આજથી પચાસ સો વર્ષ ઉપર સરસ્વતી દેવીનો વિલાસ જેટલો જોસભેર નહોતો તેટલો આજકાલ છે, પરતુ અસલ વિનીત અને વિકસ્વરભાવની દ્રષ્ટિએ વર્તમાન સાહિત્ય વૃદ્ધિ, લૌકીક નિર્મળતાનો નિયમ કેવો પાળે છે એ વિચારવા જેવુ છે.

એજ સાહિત્યપટ ઉપર દાર્શનિક ગ્રથો, વૈજ્ઞાનિક ગ્રથો, કાવ્ય ગ્રથો, ચરિત્ર ગ્રથો, નાટય ગ્રથો, ઐતિહાસિક વિગેરે ગ્રથો વિદ્યમાન છે આ સાથે કાલ્પનિક ગ્રથો પણ વિદ્યમાન છે આ જાતના (કાલ્પનિક) ગ્રથો જેટલા સૈદ્ધાતિક નિયમોને અનુસરતા કુદરતના ઉપકારી છે તેટલા તો સાહિત્યને આશીર્વાદ સમાન છે બાકીના અન્ય કેટલા શ્રાપરૂપ છે એ સમજવા જેવુ છે. સરસ્વતી દેવીના ખરા ઉપાસકોએ અપ્રકૃત કલ્પનાઓને પોતાની ગ્રથરચનાઓમાથી બાદ કરી છે અને જનતાને મુખ્ય વસ્તુસ્વરૂપનુજ જ્ઞાન ઠગવવા સારૂ સાહિત્યની જુદી જુદી દિશાઓનો આશ્રય કરેલો છે, ગ્રથરચનાઓમા તેઓનો ખાસ હેતુ આવશ્યક જ્ઞાન, તથા ગૌણ હેતુ લોકરૂચિ, અને પાચનશક્તિ વિષેનો હોય છે.

મધ્યયુગની ગ્રથરચનાઓ આપણે જોઇશુ તો આપણને જણાશે કે લોકોની રૂચિ ધર્મ તરફ વિશેષ હતી અને તાત્ત્વિક વાતોને ગદ્યરૂપમા, પદ્યરૂપમા કે સવાદ વિગેરે રૂપોમા પણ જીરવી શકતી હતી. એ કાળ કઈક યુદ્ધવિરામનો હતો, તેમજ યાત્રિક ઉદ્યોગોથી મોટે ભાગે બચેલો હતો, અને તેથી ધર્મવાદ તથા સૂક્ષ્મ તત્ત્વવિચારોમા રસ લેવાની જગ્યા અને ફુરસદ એ દેશકાળના લોકોને મળતી. એટલુ ખરૂ છે કે આ યુગનો ઉત્તરકાળ જો વિકૃત થયો ન હોત તો, ધાર્મિકદ્વેષ અને પરાધીનતાને અવકાશ આપવાનુ કારણ એ નજ બન્યો હોત.

આથી પુરાતન યુગની લોકસંસ્થાઓ ગ્રંથનાલીકાઓમાથી બહુ નિરાળીજ દેખાય છે, અત્યારની સરખામણીમા આપણે એને અતિશય પવિત્ર, પ્રકૃતિ સુદર, નિર્દોષ અને મહા સત્વશાળી જોઇશું, તેમજ અતિશય હિંસક, અભવ્ય અને વિષયાસક્ત પણ જોઇશુ; છતા અત્યાર અને પૂર્વ વચ્ચે એટલું અંતર તો ચોક્કસ છેજ કે પૂર્વના લોકો અંતરથી વિરક્ત પણ થઈ શકતા હતા, જ્યારે અત્યારના એવા લોકો તો બહાર તથા અંદરથી કેવળ સંસારનાજ રગમા રંગાયેલા રહેતા જોઈ શકાય છે ! આ દરેક યુગની ગ્રંથરચનાઓ તે તે કાળની લોકસંસ્થાઓ તથા લોકોની અભિરુચિ સમજવા માટે બહુજ ઉપકારક છે અને ગ્રંથકારો પણ વાચકોને જે લક્ષ્ય તરફ દોરવા હોય તે લક્ષ્યના વિષયનીજ પ્રસાદી વાચનારની રૂચિ અનુસાર તૈયાર કરે છે.

સરસ્વતી દેવીના ખોળામા ગુર્જરસાહિત્ય પણ દિવસાનુદિવસ વધતું જાય છે એની આ સુકુમાર દશામા પણ જેટલુ એ નવલભાષામા મૂળ સાહિત્યનુ દોહન વાચનારાઓને નજર કરે છે તેટલુ એ અતિ મોઘુ અને આકર્ષક છે. ગુર્જર સાહિત્યની ખીલવટ સાથે ગુર્જર વાચનારાઓની મતિ પણ જો કે તીક્ષ્ણ ચોખાઈ થતી જાય છે છતા દાર્શનિક તત્ત્વો, ન્યાયવાદ વિગેરે વિષયોને સ્વતંત્ર ભાષામા સમજવા તથા ઉતારવાનુ આમવર્ગને માટે હજી શુષ્ક છે-દૂર છે. એજ તત્ત્વોને, એજ વસ્તુસ્વરૂપને, લોકજીવનમા યથારીતિ ઉતરેલુ રચવામા આવે તો એ તરફ અત્યારની લોકરૂચિ વાળીને જનતાને જ્ઞાન પ્રાપ્ત કરાવી શકાય છે અને તેથી ગુર્જરસાહિત્યનો આ યુગ કેવળ ઐતિહાસિક સ્હેવાલાયક નથી પરંતુ અર્ધ ઐતિહાસિક (Semi-Historic) થવા યોગ્ય છે, કારણ કે આમા જીવન ઇતિહાસો સાથે વસ્તુ સ્વરૂપોનુ પણ પ્રતિપાદન કરાતું હોય છે અને તેથી વાચનારાઓને લોકસંસ્થાઓ તથા મનનશક્તિ (Society & Mentality) ઉપરાંત કર્તવ્યસ્વરૂપનો પણ બોધ થાય છે.

લેખકનો આ પુસ્તક રચનાનો ઉદ્દેશ પણ આજ—'વાચકને આવશ્યક જ્ઞાન તથા સંસપ્રદાન'નો હેતુ જાળવવાનો છે, અને તેથી આ પુસ્તકનો વિષય પણ પચીસસો વર્ષ પૂર્વેનો-વર્તમાન શાસનપતિ ભગવાન મહાવીરસ્વામીજીના વખતનો નિર્દિષ્ટ કરેલો છે. વાચકોની મોજની ખાતર કેટલીક વખત લેખકો અસત્ય કલ્પિતવા તથા નીતિશૂન્ય શૃંગારરસનુ મિશ્રણ કરે છે, પરંતુ આ પુસ્તકની

રચનાને એવા દુર્ગુણકારી મિશ્રણથી બચાવવામા આવી છે તથા આદર્શની માફક ચરિત્ર હકીકતોની એમા માત્ર રસભરી ગુથણીજ કરવામા આવેલી છે આ પુસ્તકમાના વિષયનો બધોએ આધાર, સર્વ-વિશુદ્ધ પૂજ્ય પૂર્વાચાર્યોના ગ્રથરત્નોમાથી લીધેલો છે એમા આપ-મતિ કે કપોળ કલ્પનાના સોગઠા ગોઠવવાની પદ્ધતિ જરીએ સ્વીકાર-વામા આવી નથી.

જે કાળમા ખુદ્દ જીવતસ્વામિ વિચરતા હતા અને વૈદિક યોગો તથા ગોતમબુદ્ધ વિગેરે પણ જે કાળમા વિદ્યમાન હતા, એ સમયમા દર્શનો કેવી સ્થીતિમા હશે, કોની પ્રબળતા હશે, લોકમતિમા કેવુ જચતું હશે તથા સમ્યગ્ ધર્મની પ્રરૂપણા કેટલામા ઠરતી હશે અને ઉપાદેય સત્ય પ્રભુએ કેવુ બતાવ્યુ છે એ વિગેરે સ્વરૂપદર્શક તત્ત્વોને આ પુસ્તક રચનામા રાજસસ્થા અને લોકસસ્થા સાથે સામેલ કરવાના હોવાથી આ પુસ્તકને અર્ધ અતિહાસિક ગણેલ સમજવુ યોગ્ય છે. અત્યારના ઐતિહાસિક યુગની દૃષ્ટિએ આ પુસ્તકના વિષયનો મર્યાદાકાળ ઐતિહાસિક યુગ પહેલાનો છે તથા વદિક યુગની દૃષ્ટિએ કથચિત્ વેદિકયુગનો સમકાલીન છે વિષયની નાયિકાને અનુસરીને એની ક્ષેત્રમર્યાદા મગધ તથા માલવ દેશ સુધીની છે, એટલે કે બગાળ બિહાર ઓરીસ્સા તથા મધ્ય પ્રાતો અને મધ્ય હિંદુસ્થાનની છે.

આ કથા, શ્રી સર્વજ્ઞપુરૂષના શાસ્ત્રોમાથી શ્રુતાનુસારી દોહન રૂપે હોવાથી વિશ્વસનીય છે, તેમજ એને ઐતિહાસિક ઘટનાથી ધર્મ-કથાનુયોગના લક્ષણને સફળ કરની વાચકો જોશે. અત્યારનુ વાતાવરણ રાષ્ટ્રિય ભાવના અને ધર્મ ભાવનાઓ વચ્ચેના ઘેગ ઢઢવાળુ છે, એમા રાજનય અને ધર્મનયનો યોગ્ય વિવેક કરી શકાય તેટલો જરૂરી પ્રકાશ પણ અત્યારે મોટે ભાગે લુપ્ત થએલો જણાય છે, આવા સમયમા પ્રકાશના હેતુથીજ વાસ્તવિક રાજનય તથા ધર્મનયને આ પુસ્તકના અગ્રસ્થાને જોઈ શકાશે અને દરેક વિચારછાયામા જૈન-પણાની પ્રતિભા કેટલી ઉચી ઉડતી હોવી જોઇએ તેનુ દ્રષ્ટાત લેવા સારૂ ઉદ્યોગ વ્યવસાય, માલમૂર્છા અને ભોગતૃષ્ણામા ગરકાવ છતા નિશ્ચય વ્યવહાર શુદ્ધ-પ્રેમ શૌર્યવાળા ઉદાહરણોમા આ પુસ્તકને સમાપ્ત કરવામા આવેલુ છે

પ્રાતઃસ્મરણીય અને મગળકારી "સતી ચિલ્લણાદેવી" એ આ પુસ્તકનુ નામ છે, તેને અન્વર્થ રાખવા સારૂ વિષયબહાર નહિ

જવાની ખાસ કાળજી રાખવામા આવેલી છે. આ પુસ્તકના અનુસંધાનમા હજી લાખો ઇતિહાસ બાકી રહે છે; જેમકે 'રાજગૃહીનુ રાજતંત્ર કોણીકના હાથમા આવ્યા પછી તેમા કેટલોક વધારો ઘટાડો થયો, તેના મરણ પછી રાજ્યની શી હાલત થઇ, ચંડપ્રદ્યોતન તથા ચેડા મહારાજાનો વંશ વેલો કયા સુધી કેવી સ્થીતિમા હસ્તીમા રહ્યો તથા તેઓના મહારાજ્યો કેવી રીતે સમૂળગા અન્ત પામ્યા અને ભગવાન્ મહાવીર પ્રભુના વખતમા જે નાના નાના સંખ્યાબંધ રાજ્યો હતા, કે જે બધાએ કોઇ નજીકના કાળમાજ અદૃશ્ય થએલા જણાય છે તે તે રાજ્યો વચ્ચે કેવો સબંધ જારી હતો તથા તેમના અદૃશ્ય થયા પછી તેમની જગ્યાએ કેવા રાજ્યો જન્મ પામ્યા, તેમજ રાજા મહારાજાઓમા પળાતો જૈનધર્મ તેઓના કેટલા ગાદી વારસોમા ટકી રહ્યા?'–ઇત્યાદિક ઘણો વિષય બાકી રહે છે, છતા પ્રસ્તુત પુસ્તકનો કથ્ય ભાગ બધા વિષયોમા કહેવાઇ જાય છે એટલે બાકીના ભાગ માટે તો સમય તથા સાધનો જ્યારે અવકાશ આપે ત્યારેજ કંઇક પ્રયાસ થાય.

શ્રેણિક મહારાજા તથા સતી ચિલ્લણાદેવીનુ રાજતંત્ર, જો કે કંઇક ઓછા પ્રદેશમા મર્યાદિત હતું, છતા મહામાત્ય અભયકુમારના બુદ્ધિબળથી એ તે વખતનુ એક ધ્યાન ખેંચનાર અતિભીમ બનેલું હતું. મુગલ રાજકર્તાઓના વખતમા વ્યભિચારના જેમ અખાડા રમાતા અને સતીત્વનુ લીલામ થતું તથા અત્યારના પણ કેટલાક રાજરજવાડા તેમજ આમ પ્રજાવર્ગમા વ્યભિચારનો અમન જેમ ચાલે છે, તેમ તે વખતના રાજકર્તા તથા પ્રજાજનોમા નહોતું શ્રેણિક મહારાજા, સતી ચિલ્લણાદેવી, અભયકુમાર, શાલીભદ્રજી, ધન્નાજી, સુભદ્રાસતી, વિગેરેના ચરિત્ર વાચીને વાચકો જોઇ શકશે કે, એ વખતના મહાનુભાવોના ભોગસુખ તથા તૃષ્ણા બહુજ નીતિસર તથા નિયમિત હતા જ્યારે અત્યારના ભોગસુખ તથા તૃષ્ણા એથી ઉલટાજ દીસે છે. વાચકોને સુબોધક અર્ધએતિહાસિક નવલકથા આ એક નવીજ બહાર પડે છે, શ્રી "**વીરશાસન**" ના ગરવા ગ્રાહકોને આ બીજા વર્ષની બીજી પુણ્યપ્રસાદી છે! ઇત્યલમ્ પ્રેસ અથવા પ્રમાદદોષથી પુસ્તકમા અશુદ્ધિ થવા પામી હોય તો તે વાચકો સુધારીને વાચશે.

**વીર-સમાજ.**



## લેખકનું વક્તવ્ય.

કથા લખવાનો આ મારો પ્રથમજ પ્રયાસ અને તેમા વળી શારીરિક સખ્ત અસ્વસ્થતા, તેથી સ્ખલનાઓ અવશ્યમેવ થઈ હશેજ. આવા એક ઐતિહાસિક પાત્રને રીતસર આલેખવા બહોળો સમય અને પુષ્કળ ઉહાપોહ જોઇએ તે મને માદગીના કારણથી મળી શકયો નથી અને આ પુસ્તક મારે જલ્દીથી પૂર્ણ કરવુ પડયુ છે, તેથી કદાચ ઐતિહાસિક દોષ આવવાનો પણ સભવ હોય, પણ મારી કથાનું પાત્ર એવુ પૂનીત છે કે તે મારી સ્ખલનાઓ અને દોષો માટે અ-વશ્યમેવ ક્ષમા કરાવશેજ.

વાર્તાની આખી વસ્તુ પ્રાચીન છે અને તેમા મે ત્રિષષ્ઠિશલાકા-પુરૂષચરિત્રમા દશમા પર્વની ખાસ સહાય લીધી છે વાસ્તવિક કહુ તો આમા મારી શૈલી અને સકલના સિવાય અન્ય કાઇપણ મારૂ નથી. પૂર્વાચાર્યોના જ્ઞાનથી આમા કાઇક નવીન છે એમ કહેવુ એ ખરેખર ધૃષ્ટતાજ છે એવી મારી સમજ છે પૂર્વાચાર્યોના જ્ઞાનમા સર્વ સત્યો છણાઇજ ચુકયા છે. આજકાલ જે કાઈ લખાય છે તે જો સત્યરૂપ હોય તો તે પૂર્વાચાર્યોના જ્ઞાનનો અનુવાદજ છે અને અસત્યરૂપ હોય તો તેમા નવીનતા ખરી પણ એ કાઈ કામની નથી. મે પણ આ કથામા જે કાઈ સત્યરૂપ લખ્યુ હોય તે કેવલ અનુવાદ છે અને મતિભ્રમથી જે કાઇ અસત્ય લખ્યુ હોય તે મારૂ પોતાનુ હોઈ, નવીનતાથી કદાચ કોઇને સુદર લાગતુ હોય તોપણુ તે સુધારીને વાચવા યોગ્ય અથવા જેનાથી સુધારીને ન વાચી શકાય તેનાથી ત્યાગ કરવાને યોગ્ય છે

ચિલ્લણાદેવીના ચરિત્રને ચીતરતા પ્રાસગિક વૃત્તોની કોઇ કોઇ બાબતમા લેખકોનો કવચિત્ આલકારિક તો કવચિત્ ઘટનાત્મક પાઠાતરભેદ મને જણાયો છે, પણ તે તાત્ત્વિક માન્યતાથી દુર ન જતો હોવાના કારણે બહુ મહત્ત્વનો નથી એવી મારી માન્યતા હોવાથી મે મારી અનુકૂલતાનુસાર તેનો ઉપયોગ કર્યો છે, છતા પણ આ વિષયમા જો કોઈ મહાશય કાઈ સૂચના કરશે તો તે પર ખાસ લક્ષ્ય દઈ તેનો અવશ્યમેવ અમલ કરવામા આવશે

વાર્તાની શૈલી અને સકલના કેવા છે તે વિચારવાનું વાચનારાઓ માટે છોડી દઈ હુ તેઓને પ્રેમપૂર્વક સૂચવીશ કે, આ વાર્તામા જે કાઇ

જૈનોના અચળ સત્યનું પોષક હોય તેનો તમે વાચનદ્વારાએ લાભ લઈ અવશ્યમેવ તેને અમલમા મેલવા યથાશક્તિ પ્રયત્ન કરશો, કે જેથી હું મારા આ ક્ષુદ્ર પ્રયાસને સફલ સમજીશ.

શારીરિક કારણથી મારી અનિચ્છા હોતા છતા પણ પ્રેમભક્તિભર્યા ભારે આગ્રહથી મારી પાસે આ વાર્તા પૂર્ણ કરાવી અને તેને "વીરશાસન"ના ભેટના પુસ્તક તરીકે વહેંચવાની પ્રથમથીજ ઇચ્છા દર્શાવી, તેને માટે હું તે પત્રના અધિપતિ શા. કેશવલાલભાઇ દલસુખભાઇને ધન્યવાદ આપુ છુ અને મેં જેવુ કાર્ય કરવા ધારેલુ તેવુ ન કરી શકવાથી હું આ પત્રના વાચકોની આગળ દિલગીરી દર્શાવુ છુ. ઉદાર દિલના તેઓ 'ફુલ નહિ તો ફુલની પાખડી' એ ન્યાયે મારા આ પ્રયાસને વધાવી લેશે. बहुना

લેખક.

—:o:—

# વિષયાનુક્રમ.

---

# અગાઉથી ગ્રાહક થનારનાં નામ.

| નકલ. | નામ. | ઠેકાણું. |
|---|---|---|
| ૧૦ | મોતીલાલજી જમનાલાલજી વૈદ્ય. | મુ ડગ (માળવા.) |
| ૧૦ | ગુલાબચંદજી ગીરધારીલાલજી ગાગ. | ,, ,, |
| ૨ | મેલાપચંદજી ઢઢ્ઢા | ,, ,, |
| ૧ | તીલોકચંદજી કાઠેડ. | ,, ,, |
| ૨ | જ્ઞાન ખાતાની. | ,, ,, |

# સતી ચિલ્લણાદેવી.

## પ્રકરણ પહેલું.

### સમર્થ મંત્રી અને પુત્ર.

ઇંગિતજ્ઞ મંત્રીશ્વરે પિતાની વિહ્વળતા અને વિમનસ્કતા પ્રથમ-
થીજ નિર્ણીત કરી લીધી હતી. આ વિહ્વળતા અને વિમનસ્કતાની
ઉત્પત્તિનુ કારણુ કલ્પવાને યત્કિંચિન્માત્ર પણુ જે શ્રમ ઉઠાવવો પડે તે
અભયકુમારને પડયો નહતો તેના ઔત્પાદિકીબુદ્ધિમય સૂક્ષ્મનિરીક્ષણે
તેને તેવો શ્રમ પડવા દીધો નહિ અતિસ્પષ્ટરીતે અને અશંકિતપણે
તે સમજી શક્યો હતો કે કેટલાક દિવસ થયા પરિવ્રાજિકાના હસ્તમા
રહેલા ચિત્રપટમા આલેખેલી તે કુમારિકાએ પિતાનું ચિત્ત ચોરી લીધુ
હતું, અને તેથી તત્સમયાવારભ્ય તેઓ વહ્વલ અને વિમનસ્ક દશાનો
અનુભવ કરી રહ્યા હતા ઉપરાત દૂતપ્રેષણુ તથા દૂતપ્રત્યાગમનાદિ પણુ
અભયકુમાર પોતાના ચરોથી જાણી ચુકયો હતે. શ્રેણિક નૃપનો આ
પ્રતાપી પુત્ર પુત્રત્વ અને મત્રીત્વ પદનો ઉપયોગ સમયાનુકૂલ કરતો
હતો, અને તેથી અત્યારે તે એક સ્વામીની પાસે રાજનિષ્ઠ સલાહકાર
મત્રી તરીકે નહિ, પણુ પિતાની સમીપ એક કાર્યસાધક અનન્ય ભક્ત
પુત્ર તરીકે ઉપસ્થિત થયો હતો અભયકુમાર આવ્યાને કેટલોક સમય
વીતી ગયો હતો અને વીતતો પણુ હતો, છતા પટસ્થ બાળાના ધ્યાનમ
નિમગ્ન નૃપની નજર સદાના હિતૈષી પુત્રને જાણી શકી નહિ એક
નાજુક બાળાના દર્શનપ્રયોગથી થએલી સમર્થ વીરની આ દશા
નીતિનિષ્ણાત અભયકુમારને આશ્ચર્ય ઉપજાવી શકી નહિ, કારણકે
અભયકુમારના અનુભવચક્રે બહુવાર બહોળા જગતના ચિત્રવિચિત્ર પ્રસં-
ગોને નીચોવી નાખ્યા હતા અને જિનવચનશ્રવણુથી વિષયવિવશ પ્રાણી
દુર્દશાનું યથાર્થરીતે જ્ઞાન અને વિવેક તેને ઉત્પન્ન થઇ વિવૃદ્ધિ પામ્યા
હતા. અત્યારે ભક્તિભાવ સિવાય બીજા કોઇપણુ ભાવે તેના હૃદયમા
સ્થાન ન લીધુ અને પિતૃપ્રતિ અનન્ય ભક્ત પુત્રને માટે એ સર્વથા

ઘટતુંજ હતું. મીંચાયલા નયન છતા જાગૃતિનુ સ્પષ્ટ સૂચન કરનારૂં શ્રેણિક મહારાજાનું કરમાયલું મુખકમળ ઉષ્ણ શ્વાસોશ્વાસથી વધારે કરમાતું જતું હતું, અને તેથી સ્વાભાવિક વિકસ્વરતામાં ન્યૂનતાનો વધારો થતો હતો. સર્વ અંગપ્રત્યંગો શિથિલ થયલા છે અને વસ્ત્રોને રીતસર સમારવા, સંકોરવા હસ્તો અશક્ત હોય તેમ એક અસ્તવ્યસ્ત થએલા કેશની સમીપમા અને બીજો કટીતટે પડેલો હતો. નૃપતિનું વિરહતાપસંતપ્ત ઉર હાલ બળી જળી રહ્યુ હતુ અને તેની અસર તેના શરીર માત્રનેજ નહિ, પણ તે સ્થળમા રહેલી જડ વસ્તુઓ અને દિવાલોને પણ થઇ રહી હતી, થઇ ગઇ હતી આ સર્વનો સાક્ષાત્કાર કરતા અભયકુમારે અત્યારે પિતૃકાર્યકર્તવ્ય રૂપ સાર્વદિક વ્રત પાલન કરવા માટે પ્રારંભ કર્યો અને તેમા ગમે તેવી ક્રૂરતાને નમાવનાર ભક્તિભાવે તેને ધૈર્ય અને નિર્ભયતા અર્પી .

"પિતાજી!" મધુર, ભાવુક અને સૌમ્ય સ્વરે મંત્રીએ, નિદ્રિત પૂજ્યને જાગૃત કરવા વદાય તેમ અનવસર સુપ્ત રાજાને ધીરેથી સંબોધન કર્યું.

"પિતાજી" એ શબ્દ શ્રવણ ગોચર થતા આ કામયોગીનુ ધ્યાન વિઘટિત થયુ, તેના સહજ નયનકમળો ખુલી ગયા અને પ્રાયઃ સર્વત્ર અપ્રતિહત સંચારી માનીતો પ્રિયપુત્ર તેની દષ્ટિએ પડયો તેનાથી "કોણ?" "અભયકુમાર!" એમ કિંચિત્ સંકુચિતવૃત્તિ સહ બોલાઇ જવાયુ

"જી હા." કિંચિત્ શિર નમાવતા વિનીતભાવસૂચક સ્વરે મંત્રીએ શબ્દોચ્ચારણ કર્યું.

આવી રીતે મંત્રીનુ આગમન પણ ક્વચિતજ થતું. ચિત્રપટના નિરીક્ષણસમયે પોતાના મુખ પરના વિકૃતભાવો અભયકુમારે લક્ષ્યપૂર્વક નિહાળ્યા હતા તે નૃપની નજર બહાર ન હતું, અને તેથી તે સહજ ચેતી ગયો હતો કે, પુત્ર અત્યારે શામાટે આવ્યો છે?

શ્રેણિક મહારાજા અભયકુમારની સાથે રાજકીય મંત્ર કરતો હતો ત્યારે તેમનો પરસ્પરનો વ્યવહાર પિતાપુત્ર તરીકે નહિ, પણ નૃપમંત્રી તરીકે સચવાતો હતો; પરંતુ બીજા સર્વ કાર્યોમા તો પિતાપુત્ર તરીકેજ વ્યવહાર રખાતો હતો. અત્યારે "પિતાજી!" પણ "સ્વામિન્!" નહિ, એવા સંબોધને પિતૃપુત્રત્વના સંબંધને, જેમ

જેમ પળો વ્યતીત થતી ગઈ તેમ તેમ આધકાધિક જાગૃત કરતા એકાએક સંકુચિત બનેલી શ્રેણિકની મનોવૃત્તિને વિશેષ સંકુચિત કરી મુકી. કઇંક સમય શું બોલવું એ તેને સૂજ ન પડી. પણ પછી તરતજ સત્ત્વવંત આ રાજા, પોતાની આવી પરાધીનતા પુત્ર જાણી ચુક્યો છે એ સમજથી, પોતે પોતાના હૃદયથી કચવાયો અને તે પોતાને ઠપકો આપતો ન હોય તેમ તેની મુખાકૃતિ જોનારને સહજ કળી શકાય એમ મ્લાનમુખ બન્યો. આ બધા ભાવો અભયકુમારની અનભિજ્ઞતામાં નહિ રહે એમ રાજા સારી પેઠે જાણતો હતો, તોપણ તે ભાવોને સર્વથા સંવરવાનો પ્રયત્ન કરતા તેણે મંત્રીના આગમનને અન્યકારણિક જણાવવાને હૃદયથી નહિ, પણ મુખથી આગળ બોલવાને શરૂઆત કરી

' મંત્રિન્ ' એવો કયો રાજકીય પ્રસંગ ઉપસ્થિત થયો છે કે આમ અનવસરે આહં૦ આગમન થયું ? " નૃપે પૂછ્યું વ્યગ્રતામાં આસનનિર્દેશ કરવાનું વિસરી જવાયું હતું તેથી હજી અભયકુમાર ઉભોજ રહ્યો હતો, તે લક્ષ્યમાં આવતા રાજાએ આસનનિર્દેશ કર્યો કે મંત્રીએ આસન લીધું પ્રત્યુત્તર મેળવવાને રાજા પ્રભાવિક અને ભાવોના નિરીક્ષણમાં કરાતા તર્ક વિતર્કોથી સ્તબ્ધ એવા મંત્રીની મુખમુદ્રા જોઈ રહ્યો હતો, પણ મધ્યે તેના નયન નીચે નમી જતા હતા, કે જે વિચક્ષણ મંત્રીની જાણ બહાર ન હતું

" સ્વામિન્ ! " શ્રેણિક રાજાની હૃદયવિહ્વળતા અને સંકુચિતતાના વેત્તા મંત્રીએ, પોતે રાજકીય પ્રસંગને અનુલક્ષીનેજ આવ્યો હોયની તેમ સંબોધન કરી રાજકીય પ્રસંગ ઉપાડયો.

" આજે સર્વ રાજા મહારાજાએ રાજગૃહીના તાજને માનદૃષ્ટિએ નિરીક્ષણ કરે છે અને આપના પ્રતાપી તેજથી તેઓ સર્વ હાલ ઝાંખા પડી ગયા છે, ચંડપ્રદ્યોતન જેવા ભૂપાલો આપની સાથે કાયમની મિત્રાચારી સાધવા આકાંક્ષાઓ ધરાવે છે, માન મરતબો અને રાજ્યની શોભાને માટેજ આપનું સૈન્યદળ છે એમ કહેવામાં અતિશયોક્તિ નથી, આપના રાજ્ય વિષે વિચાર કરતા પણ અન્ય રાજાઓ મનથી કંપે છે. તેઓના મંત્રીઓનો મંત્ર મગધના રાજ્ય માટે હાલ શાંત છે, એટલુંજ નહિ પણ તે મંત્રીઓ પોતાના મંત્રનું બળ ઓછું માને છે ને તેથી પોતાના સ્વામીઓને આપની સાથે અનુકૂલ રહેવાને પ્રેરે છે, પણ મારે મંત્રી તરીકે જણાવવું જોઇએ કે વૈશાલીશ હૈહયાન્વયજ ચેટક-ચેડા મહારાજ આપની તરફ સર્વથા

સન્માનદષ્ટિથી જોતો નથી, કારણકે વાહિકવંશજ આપની સાથે ચેડા રાજાને કંઈક ગર્વ છે. તેણે સુજયેષ્ઠા અને ચિલ્લણા સિવાયની પાંચ કન્યાઓ ઉદાયન વિગેરે ભૂપાળોને આપી છે અને તે સર્વની લાગવગ તે રાજા ધરાવે છે, ઉપરાંત અષ્ટાદશ રાજાઓથી કરાતી સેવાના બળે તે પોતાને અતિ મહાન માને છે. મહારાજ! આ રાજાનુ આવુ કુલાભિમાન ગમે તે રીતે ઉતારવા જેવું છે ને તે ઉતાર્યા વગર આપનો આજ્ઞાંકિત અને વફાદાર પુત્રમત્રી નિશ્ચિત થશે નહિ ” અભયકુમારના 'નિશ્ચિત થશે નાહ.' આ અતિમ શબ્દો ઉચ્ચરાતા હતા તે વખતે પ્રતિહારે અંદર પ્રવેશ કર્યો અને તેને જોઈ મત્રી ચૂપ થયો.

---

## પ્રકરણ બીજું.

---

### યાચ્ચાનો અસ્વીકાર.

શ્રેણિક મહારાજાની રાજસભાનો કાર્યભાગ પૂરો થઈ ગયો હતો અને સભા બરખાસ્ત કર્યાથી સભ્યો ઉઠી ચાલ્યા ગયા હતા; તોપણ કેટલાક અગત સભ્યો અને વિનોદીજનો પ્રાસગિક વિચારો જણાવતા ભૂપની સમીપ બેસી રહ્યા હતા, અને તે વિચારો બહુધા વિનોદમૂલક હોવાથી તેમા ગુહ્ય મત્ર જેવુ કાઇ ન હતું આ કારણથી આ વખતે સર્વને ત્યા પ્રવેશ કરવાની છૂટ હતી. આ છૂટનો લાભ લઇ રાજ્યકુટુંબોમા લાગવગ ધરાવતી, અને તેથી છૂટ સાથે અતેઉરોમા પણ ફરતી એક પરિવ્રાજિકા જિનમહેનતે સહજ ત્યા પ્રવેશ કરવા પામી અને શ્રેણિક નૃપની સામે અનતિદુર તેના પોતાના હસ્તમા રહેલા ચિત્રપટ સાથે ઉભી રહી, કે જેવી રીતે તે ચિત્રપટના મનહર ચિત્ર પણ નૃપની નજર ઠીક ઠીક પડી શકે. આ પરિવ્રાજિકા અત્યારે વૃદ્ધાવસ્થામા પ્રવેશી હતી બાલ્યાવસ્થામા વૈધવ્ય પામેલી હોવાથી અને પરિવ્રાજિકાત્વ-તાપસીવ્રત અંગીકાર કરીને અત્યાર સુધી તેણીએ કાયાથી અખડ બ્રહ્મચર્ય નિર્વહેલું હોવાથી ત્વરવિનાશના કારણોએ તેને બાધા કરી ન હતી. તેનુ શારીરિક તેજ ગમે તેવા જોનારને આજી નાખે તેવું હતું.

અનેક તપોથી સંતપ્ત તેનું શરીર કૃશ બની ગયેલું હતું, તોપણ તે સ્ફૂર્તિવત્ હતું અને સર્વ અવયવો હાલ પણ યુવાવસ્થા જેટલાજ મોહક લાગતા હતા. પણ તેની મુખમુદ્રામાં એવો યોગજન્ય પ્રભાવ હતો કે તે મોહકતાને પળવાર પણ સ્થિર થવા દેતો નહિ, એટલુંજ નહિ કિંતુ ભક્તિભાવને ઉત્પન્ન કરતો હતો. હાલ તેના હૃદયમા કોઇ પ્રકારનો કોપાગ્નિ સળગી રહેલો હતો, પણ તેની બાહ્ય સંયમનની શક્તિએ તેના તે કોપના ચિન્હો મુખ ઉપર સ્ફુટ રીતે જેવા જોઇએ તેવા પ્રગટ થવા દીધા નહતા. અત્યારે તેના મસ્તકપરના મુક્ત કેશોથી કાચનવર્ણું વપુ સજળ ઘન મધ્યે ચમકતી વિદ્યુતની ઉપમા ધારણ કરી રહ્યું હતું. શૌચધર્મ પ્રરૂપિકા આ પરિવ્રાજિકાના ગાત્રો વારવાર પ્રક્ષાલનના યોગે અતિસ્વચ્છ હતા અને તેનુ કાષાય વસ્ત્ર, કે જે તેના આખા અંગને આચ્છાદી રહ્યું હતું, તેપણ અતિ સ્વચ્છ હોઈ તેના પ્રભાવમા વધારો કરતું હતું. આવી એક પરિવ્રાજિકા વૈરાગિની હોવા છતા શામાટે હાથમા ચિત્રપટ લઇને આવી હશે તે તત્કાળ ગમે તેવા બુદ્ધિમાનથી પણ કલ્પી શકાય તેમ ન હતું જનપૂજ્યત્વપદે તેને ગૌરવિત બનાવી હતી અને દેશાટને તેના ચાતુર્યને બહેકાવી દીધુ હતું આના પરિણામે સ્રીજનમા નજીવા કારણોથી વૃદ્ધિ પામે એવી સ્વાભાવિક ધૃષ્ટતા તેનામા વૃદ્ધિ પામી હતી અને પોતાને થએલા તિરસ્કારથી જન્મ પામેલા કોપે તેની તે ધૃષ્ટતાને નિર્મર્યાદ કરી દીધી હતી, કે જેના યોગે અત્યારે તે આહ રાજા પાસે કૃત્યાકૃત્યવિવેકશૂન્ય બનીને આવી છે. સભામા આવતા તરવારની ધારા સમી તેની દષ્ટિના તેજે પ્રથમ તો નૃપ વિગેરે સર્વ અંજાઇજ ગયા. તેણીના યોગજ તેજે રાજતેજને પરાજિત કર્યું અને શ્રેણિકનૃપના નેત્રો ભક્તિપૂર્ણ બની રહેતા તેણે પોતાનુ શિર નમાવી યોગ્ય રીતે પ્રણામ કર્યો, કે જે સમયે તેની દષ્ટિ ચિત્રપટના ચિત્રમા સ્થાન લેવા પ્રેરાઈ. આ ચિત્રપટમા એક બાળાની મનહર મોહક મૂર્તિ આલેખેલી હતી. આ છબીના રૂપસૌંદર્યે શ્રેણિકનૃપની દષ્ટિને સ્થાન લીધા પછી ત્યાજ રોકી રાખી અને તે રાજા પોતે કોઈ દેવકન્યાનો સાક્ષાત્કાર કરતો હોય એમ તેને ભાસ્યુ, કેમકે ભૂલોકમા આવું રૂપસૌંદર્યવત્ પાત્ર કોઇ હોઈ શકે નહિ એમ તેને કલ્પના સહજ થઈ શકે તેવુ તે ચિત્ર હતું. ક્ષણવાર સર્વાંગનુ એક સાથે નિરીક્ષણ કરવા પછી રસલુબ્ધ તે રાજા તેના અંગ પ્રત્યંગો નિહાળવા લાગ્યો. આ કન્યાએ પ્રથમ વચનો

કુમળાપણાનો ત્યાગ કર્યો હતો અને વપુને ખીલવનાર યુવાવસ્થારૂપી વસતમા પ્રવેશ કર્યો હતો તેના અગ પ્રત્યગો યથાસ્થિત અને ઘાટબધ હતા અને તેથી તેની કોમળ વપુલતા ખીલેલી રમ્યમય વેલડીની જેમ યોગ્ય યુવાનને ઝુકાઈ રહેવા યોગ્ય બની રહી હતી. તેનું લાવણ્યજળ તેના રૂપના સાગરમા ભરતીની દશાને પામી રહ્યું હતું. તેના મુખ માત્રમા નહિ પણ આખા વપુમા મુગ્ધત્વ વ્યાપી રહ્યુ છે એમ વિદગ્ધ જોનારને ભાન થાય એવી તેની મનોમુગ્ધતાની અસર શરીરપર પસરી હતી. તેનો કૃષ્ણ કેશકલાપ તેના શરીરના સૌંદર્યમદિરના કલશનુ કામ કરનાર કોઈ અચારે તે પોતે બધન ન પામેલો છતા શ્રેણિક નૃપ જેવા સમર્થ પુરૂષનુ મન બાન્ધવાને શક્તિ ધરાવતો હતો. કેશો કોમલ, સૂક્ષ્મ અને કટીતટ પર્યંત પ્હોચેલા હતા, કે જે કોઈની ઉપમા સહન કરવાને ઇચ્છતા ન હતા કપાલમા ટરાયલી કુકુમની બિદી, ધનુષાકાર કૃષ્ણ ભ્રુવા, નીલકમલશા નયન, નમનીય સુદર નાસિકા, રક્તાધરૌષ્ઠ મુખ, લાલીવત્ કપોલસ્થળ, અમૂલ્ય નાજુક કર્ણભૂષણથી સુશોભિત કર્ણ એ સર્વે તેના રાગ અને રમ્ય મુખકમલને મનહર અને કમનીય કરી મુકવામા કઈ પણ ન્યૂનતા ન રાખી હતી. તેઓ એક બીજાને શોભાવવાની સુજનતાના પાત્ર બની રહ્યા હતા, અને તેથી અમુકની સુરમ્યતામા પ્રાસગિક થતા વ્યાપારને લઇ અધિક મનહરતાનુ ભાન કવિને ભાસતા, તે અતિશયોક્તિ કરે તો તેમા તેનો ભ્રમજ ગણાય તેમ હતું. મુખકમલ અને કેશકલાપ એ બન્નેએ મળી તેના રૂપસૌંદર્યની અવર્ણ્ય સ્થિતિ કરી મુકી હતી સુવિશાળ, સમાન અને સ્વચ્છ અષ્ટમી ચદ્રસમ ભાલસ્થળ એવુ તો અતિશય ભવ્ય ભાસતું હતું કે વિદગ્ધ કામીના હૃદયને પોતાની નજર એકવાર ત્યા પડયા પછી પાછી ઉઠાવવાને ઇચ્છાજ ન થઈ શકે. નાચતા પાણીદાર નયનકમલો કટાક્ષ કાલની સ્થિતિમા આલેખેલા ન હતા, તોપણ જાણે તે કટાક્ષબાણો ફેંકી ન રહ્યા હોય એમ સ્પષ્ટ ભાન કરાવતા હતા. દશનરશ્મિથી શ્વેતમિશ્ર થતા ઔષ્ઠપુટો રક્તતામા વિશેષ અપૂર્વતા પામતા સ્મેર મુખકમલમા સુરમ્યતાનુ સ્મિત લાવી મુકતા હતા પીન, ભરાવદાર અને ઉચ્ચ સ્તનોથી સુશોભિત વક્ષસ્થળ, કમળના નાલ સમ ભુજદંડ, મુષ્ટિગ્રાહ્ય કટીતટ એ સર્વ સ્થળમા ઉચ્ચનીચ કરચલીબધ આચ્છાદિત થયલું બારીક સ્વચ્છ સુરમ્ય ઉપરીતન વસ્ત્ર એ, સર્વસ્થળોના વિભા-

ગોને અતિ મનહર રીતે વ્હેંચણ કરતું મોહકતાની નિરવધિ કરી રહ્યુ હતું નિતબસ્થળ, નાભિ, જઘન, અવાગ્ભાગ, ઉરૂ અને જઘા એ પણ અગો અધસ્તન વસ્ત્ર ચણીયાથી અનાચ્છાદિત થયેલા છતા જોનારને જાણે બિનઆચ્છાદિતજ ન હોય એવી ઘડીભર ભાવના કરાવી મુકતા હતા અને એ ભાવનાને સફળ કરવામા તેના અનાચ્છાદિત અગો પૂર્ણપણે સહાયકારી થવામા કસર ન રાખતા હતા નૂપુરના શબ્દો ચચળ અવસ્થાને હાલજ ત્યાગ કરી રહેલા પાદકમલોને પુન ચાચલ્ય લાવવાને જાણે મથતા ન હોય તેમ વર્તન કરી રહ્યા હતા, પણ તે ચાચલ્યતાને બદલે મધુરી ધીરી ગભીરતા માત્રજ પોષી રહ્યા હતા. સ્તનોપર મોહકતા ઉત્પન્ન કરે તેવી રીતે ઝુકી રહેલો કઠમાનો મુક્તાફલ હાર, નાજુક હસ્તમા રહેલા મુક્તાગ્રથિત મણિબદ્ધ કરભૂષણ અને સ્વર્ણ બાજુબધ તથા અગુલી પરની મુદ્રિકાઓ, વામકટીતટથી નિતબ અને જઘનના રસ્તે જમણા ઉરૂ પર ઘુઘરીઓનો ઝીણો રણકાર કરતી કટીમેખલા, વિગેરે અમૂલ્ય રત્નજડીત આભૂષણોવી તેના શરીરને અકથ્ય શોભા પ્રાપ્ત થઈ રહેલી હતી તેના સ્વાભાવિક રૂપસાદર્યને આ સર્વ બાહ્ય વ્યવસ્થિત સાધનોએ રૂપસૌદર્યવત્ કરી મુકયુ હતું. એક પણ અગ, ઉપાગ કે અગોપાગ એવુ ન હતું કે વિદગ્ધ નિરીક્ષકને તેમા પોતે જોએલી સૃષ્ટિથી અપૂર્વતા ન ભાસે. આ સમયમા આ કન્યારત્ન એ રત્ન માત્રજ નહિ પણ સર્વોત્કૃષ્ટ રત્ન-કોહીનૂર હતું ચિત્રમા રહ્યા છતા જાણે તે કન્યા રૂપસૌદર્યના તેજથી તે સ્થળને પ્રકાશિત કરતી ન હોય એમ લાગતું હતું. મૂર્તિમય વિદ્યુત્ ન હોય એવી કોઇની તેને વિષે કલ્પના અથવા સભ્રમ થાય તેમા આશ્ચર્ય જેવુ ન હતું. આ કન્યારત્નને નિરીક્ષણ કરતા કરતા યોગ્ય સમય વીતતા છતાએ રાજાને પોતાની દષ્ટિ ત્યાથી ઉઠાવવાને ઇચ્છા ન થઈ, અને તેમ થવુ એ સ્વાભાવિક હતું આવો નિરીક્ષણ સમય સસારમા ભાગ્યેજ મળે છે તો તેમા શીઘ્ર સતોષ આ રસીક રાજાને ક્યાથી થાય? રાજાથી મનમાને મનમા બોલાઈ જવાયુ વર્ણન કરાઇ જવાયુ.

"અહો! આ સ્ત્રીનુ રૂપ અને સૌદર્ય કેવુ અલૌકિક છે! તેના અંગ પ્રત્યગો અને શરીરનો બાધો કેવો મનહર છે! નવીન તારૂણ્ય તેના શરીરપર કેવું ખીલી રહ્યુ છે! આલેખેલા સર્વ ભાવો ખાસ મનને મોહિત કરી બધનશૃખલાનું કાર્ય કરી રહ્યા છે!" આવા વિચારો કરતા આતુરતાવશે રાજા આલિગન કરવાની ઇચ્છાવાળો હોય તેમ;

અથવા ચુંબન કરવાની ઇચ્છાવાળો હોય તેમ થઈ રહ્યો. આ પ્રતિકૃતિ છે એ ભાન ક્ષણવાર રાજાને વિસારે પડ્યું અને કોઈ બાળાની પ્રતિકૃતિ નહિ પણ બાળા સાક્ષાત્ પોતે પોતાને કટાક્ષ ફેંકી રહી હોય એમ તેને જણાયું. પણ રાજાને સંશય ઉપજ્યો કે મનુષ્ય લોકમા આવી સ્ત્રી હોઈ શકે નહિ, અને તેથી ગજા બળાત્કારે પોતાના મનને ત્યાથી ઉઠાવી, તેને બાહ્યથી સંવરી સસંભ્રમપણે પરિવ્રાજિકાને પૂછવા લાગ્યો

"મહાભાગે ! આ સ્ત્રીરત્ન તેં તારી પ્રતિભાથી આલેખ્યું છે, અથવા સાક્ષાત્કાર થએલા રૂપ ઉપરથી આલેખેલું છે "

"રાજન્ ! આ દૃષ્ટરૂપને મારી શક્ત્યનુસાર મેં ચિતર્યું છે, બાકી તેનું જેવું રૂપ છે તેવું તો દર્પણમાજ પ્રતિબિંબી શકે " પરિવ્રાજિકાએ જવાબ વાળ્યો

" તો પછી મુક્તાવલિના જેવી આ સ્ત્રી ક્યા વંશમા ઉત્પન્ન થઈ છે ? તે ચંદ્રમાની જેમ ક્યા પુરાકાશને અલંકૃત કરે છે ? લક્ષ્મી જેમ સમુદ્રની તેમ તે કયા ભાગ્યશાળીની પુત્રી છે અને કયા પુણ્યાક્ષરો તેના નામને ધારણ કરી રહ્યા છે ? કયી કયી કળાઓમ, તેણે કૌશલ્ય મેળવ્યું છે ? કોઈ પુરૂષથી તેનું પાણીપીડન થયું છે કે નહિ ? " શ્રેણિકે પુનઃ પ્રશ્નો કર્યા અને તે પ્રશ્ન કરતી વખતની તેની સંભ્રમતામા તેની આતુરતાનો ભાવ મિશ્ર થએલો હતો એ પરિવ્રાજિકા સારી રીતે સમજી ચુકી હતી

"વૈશાલી નગરીના અધિપતિ હૈહયવંશના ચેડા મહારાજાની આ કુંવરી છે સર્વકલાનિધાન આ કન્યાનું સુજ્યેષ્ટા એવું શુભ અભિધાન છે રાજન્ ! હજી સુધી તેનું કોઇની સાથે વાગ્દાન થયું નથી. ગુણાનુરૂપ આ કન્યાની સાથે લગ્ન કરવાને સર્વથા તમેજ લાયક છો. તમને મુકીને કદાચ આ કન્યા બીજા કોઇને વરે તો ખરેખર તમે ભોગથી ઠગાયા સમજશો, માટે મહારાજ ! બનતા પ્રયત્ને આ કન્યાને તમે મેળવી શકો તોજ તમારૂ અંતેઉર શોભે મારા જેવી એક વિરાગિની આ વિષયમા આપને અધિક શું કહે ? આ જે મે કહ્યું છે તે આ કન્યારત્ન કોઇ અયોગ્ય સ્થાનમા ન જોડાઈ જાય તેથીજ રાજન્ ! હવે હું વિદાય થઇશ " સુજ્યેષ્ઠાની ઓળખાણ કરાવી વિદાયગીરીનું સૂચન કરતાજ તે પરિવ્રાજિકાએ સભામંડપ છોડયો અને તે પોતાને કૃતકૃત્ય માનતી ત્યાથી ચાલી ગઈ.

પરિવ્રાજિકાના ગયાબાદ કાઇક સમય સુધી શૂન્ય હૃદયે રાજા ત્યા ને ત્યાજ બેસી રહ્યો અને પછી ત્યાથી ઉઠી પોતાના એકાત વિશ્રામસ્થળમા ગયો,વ્યાકુળ થઈ ગયલો તે વિશ્રામ શય્યામા પડયો આહ સુજ્યેષ્ઠાની પ્રાપ્તિના શ્રેણિકે અનેક વિચારો કર્યા અને તે વિચારોના અંતે તેણે એક દૂતને ચેડા રાજાની સમીપ પ્રેષ્યો ખુશામતભરેલી નહિ તેમ કર્કશ પણ નહિ એવી વાણીથી દૂતે પોતાના રાજા માટે સુજ્યેષ્ઠાની માગણી કરી, પણ તેનુ લાવવા ધારેલુ પરિણામ આવ્યુ નહિ.

" તારો રાજા પોતાને હું કોણ છુ એજ ઓળખતો નથી. ખરૂં છે કે કન્યા યાચવાને શરમ જેવુ છેજ નહિ, તો પણ આવી રીતે એક વાહીકવંશનો રાજા હૈહય જેવા વંશની કન્યા યાચે તે તો તેને માટે સર્વથા શરમભરેલુ હોઇ, ધીક્કારવા યોગ્ય પણ છે. મને લાગે છે કે વાહીકવંશીયને હૈહયવંશના રાજાઓ કન્યા આપતા નથી એ વાત શ્રેણિક પોતાના મિથ્યાભિમાનવશે વિસરી ગયો છે, અને તેથીજ આ અયોગ્ય ઉપક્રમ આરંભ્યો છે, માટે દૂત ! જા, જા, તારા રાજાને કહે કે સમાન કુલોમાંજ પરસ્પર વિવાહ થાય છે, તેથી વૈશાલીનો આધિપતિ રાજગૃહીશને કદી પણ કન્યા આપશે નહિ." ચેડા મહારાજાએ સાપમાન દૂતને આવી રીતે જવાબ આપ્યો દૂત આ ઉત્તર મળતા નિરાશ થયો અને રાજગૃહી પાછો આવી ચેડા મહારાજનો તે ઉત્તર પોતાના રાજાને જણાવવા, તેણે એકાત વિશ્રામસ્થળમા પ્રવેશ કરવા માટે રાજાની પરવાનગી મેળવવા પ્રતિહારને અંદરના ભાગમાં મોકલ્યો છે. કે જ્યા રાજા અને મંત્રીનો વાર્તાલાપ થઇ રહ્યો હતો.

" વૈશાલી નગરીએ મોકલેલો દૂત પાછો ફરી અહિં આવ્યો છે, તે આપને સમાચાર આપવાની ખાતર અંદર આવવા માગે છે." પ્રતિહારે શ્રેણિક મહારાજાને નિવેદન કર્યું.

" ભલે આવવા દો." શ્રેણિકે આજ્ઞા કરી. આ આજ્ઞા મળતા પ્રતિહારે દૂતને પ્રવેશ કરાવ્યો.

સુજ્યેષ્ઠાની યાચના સબંધી શુ બન્યુ' એ જાણવાની આતુરતાએ શ્રેણિક મહારાજાના શરીરમા અપૂર્વ સ્ફૂર્તિ લાવી મુકી અને સમાચાર શ્રવણ કરવા રાજા બરાબર સાવધ, સ્થિર થયો પ્રેમી હૃદય આશંકા ન ધરવા જેવા સ્થાને પણ આશંકા ધરે છે, તો પછી આવા આશંકાજનક પ્રસંગમા આશંકા ધરે તો તેમા આશ્ચર્ય જેવું કાઈ પણ નથી, અને તેથી શ્રેણિકનુ હૃદય આશંકા વ્યાપ્ત હતું; તો પણ તેમા શ્રેણિકના લોભી આશાંકુરો સબળપણે ઉગી નીકળ્યા હતા.

# પ્રકરણ ત્રીજું.

---

## મહારાજા ચેટક.

શ્રીમહાવીરના જીવનકાળમા વખણાયલી રમ્ય નગરીઓમા વૈશાલી પણ એક હતી. ચેટક મહારાજના પ્રતાપી પણ શાંતિમય શાસનની શિતળ છાયામા આ પુરી અપૂર્વ ઝાહોજલાલી પામી હતી તેની મનહરતાથી આકર્ષાયલા નિપુણ રસજ્ઞ નિરીક્ષકોએ તેના અનેકવાર દર્શન કર્યાં હતા, એટલુંજ નહિ પણ તેના રમણીય અંગોપાંગોને જન્મપર્યંત હૃદયથી ન વિસારે એવી ભાવનામય તેઓ બન્યા હતા. ભિન્ન ભિન્ન વિદ્યા અને કલાના વિશારદોનુ એ નગરી ખરેખર નિવાસસ્થાન થઇ પડી હતી ભિન્ન ભિન્ન વેશને ધારણ કરનારા, વિદેશીઓથી વિચિત્ર બની રહેલી આ નગરીમા શુ શુ આકર્ષક ન હતું ? આ નન્કરી નગરીના વ્યાપારીઓ સદા સતુષ્ટ હતા, રાજપ્રાસાદો અને સુખી ઉચ્ચ જ્ઞાતીય શ્રીમંતોના મનહરમદિરોમા વસતા સ્ત્રીજન માત્રમાજ નહિ, પરંતુ જ્યા ત્યા સર્વત્ર રૂપ લાવણ્યની છાયા પ્રસરેલી જણાતી હતી, અને તેથી આ પુરી દ્દષ્ટાને ઈંદ્રિપુરીનો ભ્રમ ઉત્પન્ન કરતી હતી. પરમધાર્મિક ચેટક મહારાજના ધર્મનીતિમય શાસનમા આવી રમણીય રમણીઓ વિષે યોગ્ય ગૌરવ રખાતું હતું, પણ "યથા રાજા તથા પ્રજા" એ ન્યાયે ધર્મશીલ બની રહેલી પ્રજાએ સ્ત્રીમય સસાર ન માની લીધો હતો, અને તેથી સ્વસ્ત્રીસતુષ્ટ પ્રજા દુરાચાર શુ છે એ સમજતી ન હતી.

શાસનકર્તા ચેટક મહારાજ એ **શ્રીપાર્શ્વનાથ** ભગવાનના શાસનનો પરમભક્ત હતો. તે ભગવાનના સતાનીય ગણીની પાસે તેણે રાજાને યોગ્ય શ્રાવકધર્મ નિયમપૂર્વક સ્વીકાર્યો હતો અને તે તેનું મન વચન કાયાથી બરોબર નિરતિચાર પાલન કરી રહ્યો હતો સીસોદીઆ ક્ષત્રિયોએ પોતાની કૃતિથીજ પોતાને ઉચ્ચ ક્ષત્રીય તરીકે જાહેર કર્યા છે, તેવી રીતે તે વખતે ઉચ્ચ ગણાયલા હૈહય વશનો તે રાજા હતો. અન્ય વશીયોને તિરસ્કાર કરવાને તે ખુશી ન હતો, પણ પોતાના કુલનુ ગૌરવ સાચવવાને સદા બદ્ધકક્ષ હતો. રૂપસુંદરી રાજકન્યાઓનુ પાણીગ્રહણ કરી તેણે પોતાનુ અંતેઉર સૌંદર્યશાલિ કર્યું હતું અને પોતાના અત્યુત્તમ ગુણોને ત્યા રક્ષક—કંચુકી તરીકે નીમ્યા હતા. લૌકિક'ષ્ટિએ સસાર-

સુખના ફલ તરીકે તે રાજાને હજી એકે પુત્ર ન હતો, પણ ભિન્ન ભિન્ન રાણીઓથી સાત પુત્રીઓ જન્મ પામી હતી અને તે અત્યારે યૌવન લગભગ સમય વીતાવી ગઈ હતી. પુત્રીઓની સર્વ ગુણ સંપન્નતાથી રાજા અને રાણીઓ પુત્રાભાવજન્ય શોક યા દુઃખના પાત્ર ન બન્યા હતા. ભવસ્થિતિનો વિદ્વાન્ રાજા તેટલાથીજ સંતુષ્ટ હતો અને હાલ તો વૃદ્ધિગત અનુભવવશે મોહ બંધનોને શિથિલ કરવાને તે ઔદાસીન્ય વૃત્તિ ધરતો હતો તેથી તેની સંતુષ્ટતા ધર્મ્ય બની હતી રાજનીતિ તથા લોકનીતિને અનુસરનારા આ રાજાએ કન્યાઓના વિવાહનુ કાર્ય તેઓની માતાઓને શિર નાખી ધર્મનીતિની અનુકૂલતા મેળવી હતી. કોઇના વિવાહકરણમા ભાગ ન લેવો એવી તેણે પ્રતિજ્ઞા લીધી હતી, પણ પિતૃધર્મ તરીકે તેઓના રક્ષણમા પૂરતું લક્ષ્ય આપતો હતો પ્રભાવતી વિગેરે યૌવનાવસ્થાને પામી ગયેલી પાચ કન્યાઓના લગ્ન ઉદાયન વિગેરે રાજાઓની સાથે કરવામા તેમની માતાઓએ ચેટક નૃપની સંમતિ માગી હતી, પણ રાજાને ઉદાસીન નિહાળતા " અનિષિદ્ધ અનુમત " એ ન્યાયે સંમતિ આપ્યા જેવુ માની તે વિદુષીઓએ પ્રધાનોની સલાહ અને વિચારપૂર્વક ત્યા પોતાની કન્યાઓને પરણાવી દીધી હતી, એટલે પ્રભાવતી સિંધુ-સૌવીર દેશના વીતભયનગરેશ ઉદાયનને, પદ્માવતી ચંપાનગરીના સ્વામી દધિવાહનને, મૃગાવતી વત્સ દેશની કોશામ્બી નગરીના રાજા શતાનીકને, શિવા માલવ દેશની ઉજ્જયિની પુરીના સ્વામી ચંડપ્રદ્યોતને અને જ્યેષ્ઠા કુંડગ્રામના અધિપતિ શ્રીમહાવીરના જ્યેષ્ઠ ભ્રાતા નંદિવર્ધનને પરણાવી હતી.

હજી સુજ્યેષ્ઠા અને ચિલ્લણા નામની બે કુમારિકાઓને યોગ્ય સ્થાન મળ્યા નથી, અને તેથી તેઓ ચેટક મહારાજાના અંતઃપુરમાજ કલા વિનોદમય જીવનનો સમય પસાર કરી રહી છે. તેઓના રમણીય યૌવનારંભમાં હજી મદને પગ પેસારો કર્યો નથી તેમ હવે પ્રવેશ કરતા તેને અટકાવી શકાય તેમ પણ નથી, રૂપ અને સૌંદર્યમા તે બન્ને સરખીજ છે એટલુંજ નહિ પણ શારીરિક બંધારણ અને કદ, મુખાકૃતિ અને ચેષ્ટાઓ, વર્ણ અને ગતિ એ સર્વ પણ તેઓના સરખાજ છે. સર્વ કલાઓમા પરિપૂર્ણ કૌશલ્ય મેળવ્યુ છે અને તેઓ શાસ્ત્રના અર્થ તથા તત્ત્વની વિદુષીઓ બની છે. દિવ્ય વસ્ત્ર અને આભૂષણોથી શોભિત દિવ્યાકારવતી તે બન્ને એક આત્મારૂપજ ન હોય તેમ નિરંતર સાથેજ રહી તેઓ પોતાનો કલાઓથી રસમય સમય વ્યતીત કરે છે. ધર્મશ્રવણ, દેવ-

પૂજા અથવા બીજુ પણ જે કાંઇ કૃત્ય તે બન્ને સાથેજ કરે છે. પરસ્પર એક બીજાનીજ ઉપમા આપી શકાય એવી સાક્ષાત્ સરસ્વતી ઓ જેવી તે કન્યાઓએ પ્રભાવતી વિગેરેના અભાવથી અત પુરમા ભાસનારી શૂન્યતા ભાસવા દીધી નથી તેઓની હસતી રમતો આખા અતઃપુરને હસાવી રમાવી રહે છે તેમના સૌમ્ય મુખનુ દર્શન એજ અત પુરસ્થ રાણીઓનો આનંદ અને જીવન સર્વસ્વ છે તેમના ગુણજ્ઞ સ્વભાવે દાસીઓના હૃદયમા દાસીત્વની ભાવના રહેવા દીધી નથી સર્વ દાસીવર્ગ તેમના દાસીત્વમા પણ ઐશ્વર્યતા અનુભવે છે અને તે પોતાની સ્વામિનીઓને પ્રાણ આપવાને પગ હગ્વડીએ તૈયાર છે આવા સખીસદૃશ ચતુર અને સુગુણ દાસીવર્ગથી વીંટાયવી આ બે રાજકન્યાઓ સર્વ કૃત્ય અને વિચાર ધર્મને અગ્રેસર રાખીનેજ કરે છે એ કહેવાની જરૂર નથી ચેટક મહારાજની ધર્મપ્રવૃત્તિની અસર રાજકુલમા સર્વાશે થાય તેમા કઈ આશ્ચર્ય જેવુ નથી ચેટક એ ધર્મ-માર્ગમા અવ્યવસ્થિત વૃત્તિવાળો રાજા ન હતો તેણે અપૂર્વ શ્રદ્ધા-પ્રવૃત્તિમય જીવન વીતાવ્યુ હતું તેની ધર્મિકપણાની ખ્યાતિ દશે દિશ પ્રસરી હતી. તેની ધાર્મિક પ્રવૃત્તિએ ચેટક એ ગામદમા એવો ચમત્કાર ઉપજાવ્યો હતો કે તેના ઉચ્ચારણ માત્રથીજ લોના શિર નમી જતાં હતા તેની ધાર્મિક વૃત્તિ અને પ્રવૃત્તિઓના આદર્શે ઘણા જન સમૂહોના જીવનોને ધર્મમય કરી મુકયા હતા વૈશાલી નગરી તો ધાર્મિકજનોનીજ નગરી બની હતી સુજ્યેષ્ઠા અને ચિલ્લણા આ ચેટક મહારાજની કન્યાઓ તેઓને બાલ્યાવસ્થાથીજ ધર્મના સસ્કાર પડયા છે અને તે અત્યાર સુધી સતત જ્ઞાનપૂર્વક પોષાયા છે. તેમની કલાઓ અને વિનોદોમા પણ જ્યા ત્યા ધર્મનુજ દર્શન હોય છે. જીવાજીવાદિ પદાર્થોના વિચાર, મનન અને નિદિધ્યાસનથી અને આત્મિક જ્ઞાનના અનુભવથી શ્રદ્ધાશીલ બનેલી તે કન્યાઓ ધર્મના મર્મને સારી પેઠે સમજી ચુકી છે ધર્મ વિષયમા કોઇથી હવે તેઓ છેતરાય તેમ નથી, તેમને છેતરી જાય એવુ સૃષ્ટિમા કોઈ છે નહિ

અવસરને પામી એકદા કોઇ એક પરિવ્રાજિકા આ કન્યાઓના અત પુરમા પ્રવેશ કરવા શક્તિમની થઈ. બપોરના બે ત્રણ વાગ્યાનો સમય છે નિવૃત્ત થએલો દાસી વર્ગ અને તે બે કન્યાઓ વિનોદપૂર્વક ધર્મમિશ્રિત વાર્તાલાપ કરી રહ્યા છે ત્યા પરિવ્રાજિકાએ આવી કુમારીકા-ઓને પતિપ્રાપ્ત્યાદિની આશિષ આપી પોતાનો માન્ય ધર્મ ઉપદેશવાને

શરૂઆત કરી, કે જેના અંતે અંતપુરમાંથી તિરસ્કાર સિવાય બીજો કાઇપણ લાભ મેળવ્યા સિવાય તે ચાલી ગઇ—તેને ચાલી જવાની ફરજ પડી, અને આ પછી તેણે પોતાના તિરસ્કારને બદલો લેવાને એક દુષ્ટ પ્રયાસ આરંભ્યો કે તે સંબધી આગળ સ્ફોટ થશે.

---

## પ્રકરણ ૪ થું.

---

### આદર્શ દંપતી.

"નાથ ! આપ આમ એકાએક વિચારમા કેમ પડી ગયા ? પ્રિયતમ ! આપના મુખારવિંદની એકાએક મ્લાનતા કેમ થઇ ગઇ ? સ્વામિનાથ ! આમ નાસિકાથી નિસાસા શામાટે મુકાય છે ? હૃદયેશ્વર ! આપનુ હૃદય દુભાયલા જેવુ કેમ ભાસે છે ? જીવિતેશ્વર ! આપના જીવનમા શુ ન્યૂન જણાયુ છે અને તે શાથી જણાયુ' છે ? વ્હાલા ! મારા વ્હાલમા તો આપે ઓછાશ નહિજ જોઈ હશે ? પ્રભો ! હુ કલ્પી શકતી નથી કે આપના કોમલ હૃદયમા કયી જાતનું શલ્ય ખૂચે છે ? નયનના તારા ! આપના નયનોમા પ્રસરેલી દીનતા મારા હૃદયને અત્યંત મુઝાવી નાખે છે સનાલનલિનાકાર કર સંબધી આ મુખચંદ્ર નિસ્તેજ થતો આ આપની કુમુદિનીને ગ્લાનિ પમાડે છે, એ પર આપનુ લક્ષ્ય જતું નથી તેનુ તે એવુ શુ કારણ હશે ? આપની ચિંતામા હુ ભાગીદારણુ નહિ બનીશ ?" પ્રસેનજિત્ રાજાના કુશાગ્રપુર નગરના એક અભિરમ્ય પ્રાસાદમા પતિના વામપાર્શ્વને આલિંગી ઉપવિષ્ટ એક પતિભકત સુશીલ શ્રાવિકાના પતિપ્રતિ આ પ્રશ્નો થઇ રહ્યા છે, અને તેનો ઉત્તર મેળવવાને તે સચિંત રાહ જોઈ રહી છે.

"પ્રિયે ! કાંઇ નહિ" એ શબ્દોના ઉચ્ચારણ કરવાપૂર્વક સજલ દષ્ટિક્ષેપ કરી પતિએ હૃદયગત શોકસૂચક એક નિશ્વાસ નાખ્યો.

"પ્રિયતમ ! આપના 'કાંઇ નહિ.' એ શબ્દોજ આપના હૃદયમા રહેલા 'કાંઇ'ને સૂચવે છે. આ મુકાતો નિશ્વાસ આપની ચિંતાગ્રસ્તતાને સ્પષ્ટ જાહેર કરે છે વ્હાલા ! મને વિશ્વાસ છે કે આપની

ચિંતામાં ભાગિની બનવાને હું ખુશનસીબ નથી અને હોઈશ પણ નહિ. 'પ્રિયે! તું વિશ્વાસપાત્ર સખા છે, મારો સલાહકાર મંત્રી છે, દુઃખમાં સહાયક બંધુ છે, સાચો સ્વામિભક્ત સેવક છે, વિનીતવિનયી શિષ્ય છે.' વિગેરે વિગેરે આપનાં ચાટુમાત્રજ નહિ પણ શુદ્ધ હૃદયથી બોલાયલા સદ્ભાવ વચનો મને બહુ યાદ આવે છે. વ્હાલા! આ ચિંતાનું કારણ જાણવાને આપની સહચારિણી અધિકાર નહિ ધરાવતી હશે? શું તે મારાથી ગોપ્યજેવુંજ હશે?" આ શબ્દો વદી તે શ્રાવિકાએ નયન-મુખના વિકારોથી પોતાની નિરાશા જાહેર કરી.

"પ્રિયે! તારાથી ગોપ્યજેવું કાંઈ છેજ નહિ અને હોયજ નહિ." હસ્ત ઉપરથી મુખકમલને છોડાવી તે હસ્તે પ્રિયાના અવિખરાયલા કેશોને પણ વિખરાયલાની જેમ મિથ્યા સમારતો અને બાહ્યથી શોકને સંવરવાનો દેખાવ અને પ્રયત્ન કરતો તે પતિ, નિરાશ થતી પ્રિયાપ્રતિ પોતાનો વિશ્વાસ દર્શાવતો વિશ્વાસ્ય મધુરસ્વરે વદ્યો; પણ તેણીને ચિંતાનું કારણ જણાવી સચિંત બનાવવી એ આ પ્રેમાળ પતિને ઉચિત ન જણાયાથી આગળ બોલતા અટક્યો અને પ્રિયાના મુખચંદ્રને ચિંતાગર્ભિત સ્નેહદૃષ્ટિથી નિરીક્ષણ કરી રહ્યો.

"વ્હાલા! આપની ચિંતામાં ભાગિની થવા રૂપ કર્ત્તવ્ય બજાવવામાંજ મને સંતોષ થશે. સુખમાં ભાગ પામી સંતોષ માનનારી સ્ત્રીના જેવી મને આપ માનશો નહિ. સુખની જેમ દુઃખનો પણ ભાગ મને જોઈએજ છે. વ્હાલા! જણાવશો કે એવું ચિંતોત્પાદક શું છે અથવા શું બન્યું છે?" સ્ત્રીએ પોતાના સત્ય ભાવોનું નિદર્શન કરાવતા યોગ્ય આગ્રહ દર્શાવ્યો, અને અંતે પતિને ચિંતાનું કારણ દર્શાવવાની ફરજ પડી.

"પ્રિયે! આપણી પાસે અખુટ ધન છે, લોકમાં નિર્મળ યશોકીર્તિ પ્રસરેલી છે, રાજ્ય તરફથી પૂર્ણ સન્માન છે, સેવામાં દાસ દાસીઓ સર્વદા હાજર છે, આ સુંદર મંદિર અને અભિરમ્ય બાગ બગીચાઓ તથા બીજા પણ મોજશોખના સાધનો આપણી પાસે મોજુદ છે, ભગવાન મહાવીરનો મહાન્ ધર્મ પામવાને ભાગ્યશાળી બન્યા છીએ, પુણ્યવશાત્ સર્વ વૈભવો મળી ચુક્યા છે, અને રૂપસૌંદર્યવતી, ધર્મનિષ્ઠ, મિષ્ટભાષિણી, ભાવાનુવર્તિની, સરલસ્વભાવા, પતિવ્રતા તથા ગુણીયલ તારા જેવી સ્ત્રીના સમાગમથી મારો સંસાર અલૌકિક બની રહ્યો છે. ફક્ત સંતાનપ્રાપ્તિ સિવાય બીજી કોઈ પણ પ્રકારની ન્યૂનતા નથી.

પણ સંતાનની ન્યૂનતા એ જેવી તેવી ન્યૂનતા ન ગણાય. ખરેખર, સંતાન વગર આપણો સંસાર નિષ્ફલ છે. સ્ત્રી ! મને ચિંતા થાય છે કે બાલ્યાવસ્થામાં બ્રહ્મચર્ય આદર્યું નહિ ને ધર્મ સાધી શક્યો નહિ. અને આજે પુત્રોત્પત્તિ ન થવાથી કામ પણ સધાયો નહિ, આમ હું બન્ને પુરૂષાર્થોમાં નિષ્ફળ થયો છું. પ્રિયે ! આજે મને લઘુ શિશુઓ સિવાય આ રમ્ય મંદિર પણ શૂન્ય ભાસે છે, મને પુત્રની કામના અતિશય પીડે છે અને તે મારા આનંદી હૃદયને પણ ચિંતાતુર કરી મુકે છે. પ્રિયે ! અત્યારે પણ તને અપુત્રા નિરખતા મારૂં મન ચિંતાતુર બન્યું, કે જે તને જણાવી સચિંત બનાવવી એ મને સર્વથા યોગ્ય ન ભાસ્યું, અને તેથી મારી એ સ્થિતિ ગોપ્ય રાખવાને મેં પ્રયત્ન કર્યો, પણ તારા પ્રેમે તે ગોપ્ય રહેવા દીધું નહિ ” પ્રાણપ્રિય પત્નીને પોતાનું હૃદય ખુલ્લું દર્શાવી પતિએ શોકવિવશ એક અશ્રુબિન્દુ આંખમાંથી નાખી દીધું.

સ્ત્રીએ શાંતચિત્તે પત્યુક્ત સર્વ શ્રવણ કર્યું. આવી રીતે પતિની આંખમાંથી થયેલું અશ્રુબિન્દુપતન તેણીએ કદી જોયું નહતું તે જોયું. પતિની ચિંતા તેના શુદ્ધ-સ્વચ્છ હૃદયદર્પણમાં પૂર્ણપણે પ્રતિબિમ્બી. પતિની ચિંતા જાણવાને અત્યાર સુધી આતુર બની રહેલી મનોવૃત્તિઓ હાલ વ્યાકુલતાના રૂપમાં ફેરવાઇ ગઇ. ક્ષણવાર પતિના શોકનું સાન્ત્વન કરવા યોગ્ય વિચારજ ન કરી શકે એવી રીતે તે સ્તબ્ધ બની, અને પછી તેને સર્વ જગત્ અંધકારમય ભાસવા લાગ્યું. પોતે નિષ્પુત્રા તેથી પતિને ચિંતા છે એ વિચારે તેના હૃદયને ખિન્ન, અતિખિન્ન કરી મુક્યું. પતિની આશાઓ પોતાથી પુરી કરી શકાઈ નથી એ વાતે તેણીને પોતાનાપર ધિક્કાર વછૂટ્યો. આ સર્વ બન્યું પણ અંતે તેના વિવેકે તેના હૃદયપર પ્રકાશ પડતાં ત્યાં જામેલો અંધકાર તત્કાલ ખસી ગયો. દૈવાધીન વિષયમાં મનુષ્ય નિરૂપાય છે એ સ્પષ્ટ સમજાયું અને આ વિષયમાં પોતાનો અભિપ્રાય પુત્રોત્પત્તિના ઉપાય તરીકે નિવેદન કરવા વિચાર્યું.

“ પ્રાણનાથ ! લૌકિકદૃષ્ટિએ આપની ચિંતા અસ્થાને નથી. શિશુઓના મન્મનોલ્લાપો શ્રવણ કરવાને કોણ સંસારી અભિલાષી ન હોય ? આપનો સંસાર સફલ થયો નથી એ સત્યજ છે. આપના વીરહથી હું સંભળતા છું. હું સમજુંજ છું કે આપ વિષયોનેજ મહત્વ આપનારા નથી, પણ આપની આશાઓ પૂરણ થવાને બીજી મહેત્વ

કન્યાઓ સાથે પાણી ગ્રહણ કર્યા સિવાય ગતિ નથી. તે સ્ત્રીઓમાં કોઇ તો પુત્ર પ્રસવનારી થશે ! આપનો સંસાર સફળ થવાને આ સિવાય બીજો કયો માર્ગ ?" પતિના સુખમા સુખ માનનારી સરલ-હૃદયાએ આ સરલ માર્ગ દર્શાવ્યો.

"પ્રિયે ! તારા વિવિધ ગુણોએ મારા હૃદયને તારી તરફજ આકર્ષી રાખ્યુ છે, અને તે ગુણોમા આજે એક મહત્ત્વના ગુણનુ અસ્તિત્વ તારા વચનોએ વ્યક્ત કર્યું છે તારી આવી અનીર્ષ્યાળુ પ્રકૃતિ મને ચકિત કરે છે. તારા જેવી સ્ત્રીઓથીજ આ ભારતભૂમિ આર્યભૂમિ તરીકે ખ્યાતિ પામી રહી છે. તારી ચતુરાઇમા રહેલું-છુપાયલું મુગ્ધત્વ મારા મનને મોહિત કરી નાખે છે. સ્ત્રીમાત્રને અનૃતાદિ દોષવતી ચીતરનારાઓનો અભિપ્રાય આજેજ વિવેકપૂર્વક સમજાયો છે. તારા જેવી સ્ત્રી પ્રાપ્ત થાય એથી વિશેષ મનુષ્યનું ભાગ્ય શુ હોઈ શકે ? ગુણીયલ ! તારા જેવી સુશીલ સ્ત્રીના સમાગમથીજ હું યોગ્ય ગૃહસ્થ બન્યો છુ મારા સુખ અને સંતોષની જનક તારા સિવાય બીજી કોઇ સ્ત્રી બનશે નહિ હું પુત્રની આશા રાખુ છુ, પણ પ્રિયે ! તારાથીજ, અન્ય કોઇ સ્ત્રીથી નહિજ હું એવો અજ્ઞ નથી કે પુત્રની આશાએ તારા જેવા રત્ન સાથે ગમે તેને મારી હૃદયમુદ્રિકામાં યોજુ વ્હાલી ! વિશ્વમા તું એકજ મારા પ્રાણ છે, તુંજ મારૂં હૃદય છે, તુજ મારી આશા છે, તુંજ મને વિશ્રાંમસ્થાન છે, તુંજ મારી ભાવનાઓ છે અને મારૂં જીવનસર્વસ્વ પણ તુંજ છે. આ હૃદયમા કોઇપણ સ્ત્રી હવે પ્રવેશ કરવા પામશે નહિ હું જ્યા ત્યા ચિત્તને દોરનારો-પ્રેરનારો પામર નથી તું પુત્રવતી થઇ, મારો શુદ્ધ સ્નેહ પુષ્ટ અને સફળ થાય એજ હું ચાહુ છુ અને તેથી તું દેવારાધનાદિ ઉપાયો વડે મારી આશાને ફળવતી કરવા પ્રયત્ન આદર " ગુણજ્ઞ પતિએ પ્રેમની નિરવધિતા પ્રગટ કરતા આ શ્રદ્ધાવિષયક પંથે પત્નીને પ્રેરી. શ્રદ્ધાળુ શ્રાવિકાએ પણ તે માર્ગ સ્વીકારી લીધો.

આ આદર્શ દંપતી તે, કુશાગ્રપુરના સ્વામી પ્રસેનજિત રાજાનો રથિક-મહાવીરજિનનો પરમભક્ત-નાગ શ્રાવક અને તેની ધર્મપત્ની અતિ શ્રદ્ધાશાલિની સુલસા શ્રાવિકા હતા, કે જે શ્રાવિકાના નામથી જૈનસૃષ્ટિમા ભાગ્યેજ કોઇ અપરિચિત હશે.

---

# પ્રકરણ ૫ મું.

---

## પરિવ્રાજિકાનો પરાભવ.

" એક વૈરાગિનીના હૃદયમા વિરાગની ભાવના ઓતપ્રોત થએલી હોવીજ જોઇએ. અમારી જેમ તે આશાઓના પંખી ન હોવાં જોઇએ સાસારિક ક્ષણિક વિષયલાલસાઓને પેલેપાર તે પ્હોચેલાં હોવા જોઇએ. અમને પતિપ્રાપ્ત્યાદિ લાભો મળે તોપણ શું અને ન મળે તોપણ શું એ લાભોમા પામર જનોનેજ મહત્ત્વ ભાસે છે ત્યા આવા વૈરાગીજનોને સંમત થવાની શી જરૂર હશે ? આ આશિર્વાદ પરિવ્રાજિકાના હૃદયમા વિષયવાસના ગુપ્ત હયાતી ધરાવતી હોય એમ સૂચન કરે છે વળી વૈરાગિજનો પાસે અમને વિરાગનીજ આશા હોય. તેઓ પતિપ્રાપ્ત્યાદિમાં અમને દોરનારા નથી પણ શુદ્ધ આત્માના વિરાગમાર્ગમાજ દોરનારા છે " પરિવ્રાજિકાના આશિર્વાદાત્મક ઉચ્ચરાયલા શબ્દોના આવી રીતે પરિચિંતનમાત્રથીજ તેનો પ્રભાવ તે બન્ને-સુજ્યેષ્ઠા અને ચેલણા નામની-રાજકન્યાઓપર ન પડી શક્યો. દાસીઓથી અપાયલા ઉચિત આસનપર સ્થાન લીધા પછી પરિવ્રાજિકાએ તે બન્ને રાજકુમારિકાઓને ઉદ્દેશી શૌચધર્મનો ઉપદેશ ઉપદિશ્યો. રાજકુમારિકાઓએ એકાગ્રચિત્તે તે શ્રવણ કર્યો પણ તેઓને તે યુક્તિયુક્ત ન ભાસવાથી રૂચ્યો નહિ.

" પરિવ્રાજિકે ! તમારા કથનપરથી અનુમાન થાય છે કે તમે ધર્મનુ સ્વરૂપ સમજી શક્યા નથી." સુજ્યેષ્ઠાએ તાપસીના ઉપદેશમા મહત્વ નથી એમ જણાવવાને તેની બુદ્ધિપર એક સખ્ત ઘા કર્યો. પરિવ્રાજિકાને આ પ્રહાર અસહ્ય લાગ્યો તોપણ મુખપર થતા વિકારોને ગોપવી પોતાનો બચાવ કરવા લાગી.

" રાજકન્યે ! તમે આ શુ બોલો છો ! " પરિવ્રાજિકાએ સુજ્યેષ્ઠાના મુખકમલપર પોતાની પ્રાભાવિક દૃષ્ટિ ફેરવતા તેને પોતાના તેજથી આંજી નાખવાનો પ્રયત્ન કરવા કર્યું. પણ સુજ્યેષ્ઠા તેવી રીતે અંજાઈ જાય એ બનવું અસંભવ હતું.

" અરે ! હું જે વદી છુ તે સત્યજ છે. એમ સમજશો નહિ કે હું તમારા તેજમા અંજાઈ જાઉં. આવી રીતે ઘણી સરલચિત્ત સ્ત્રી-ઓને તે ઠગી હશે પણ આ અંતઃપુર તારાથી ઠગાય એવી આશા રાખીશ નહિ " સુજ્યેષ્ઠાએ અનાસ્થા દર્શાવી.

" ભાગ્યશાલિનિ ! તમારે આવી ભાષા વાપરવી ન ઘટે. મે સાંભળ્યુ છે કે તમે વિનીત છો. મારા જેવી સ્ત્રીઓ ફક્ત જગતના કલ્યાણને માટેજ આવા સ્થાનોમા ફરે છે. અમને કોઈપણ પ્રકારનો સ્વાર્થ હોતો નથી. તમે અંતઃપુરનાજ વસનારા છો; અને તેથી ધર્મ-વિષે તમારે ઘણું જાણવાનું બાકી છે. તમે વિચાર કરશો તો સમ-જાશે કે મે તમને મહાન ધર્મ ઉપદિશ્યો છે મારા ઉપદિશેલા શૌચ-ધર્મમા તમે જે શંકા કરશો તેનું હું સમાધાન કરવાને તૈયાર છુ " પરિવ્રાજિકાએ પોતાની ધર્મજ્ઞતા દર્શાવતા કહ્યુ

" હું તારી આ ખુશામત અને નિઃસ્વાર્થતાના પ્રપંચી ડોળપરથી છેતરાવાની નથી. તું શુ સમાધાન કરવાની હતી ? બ્રહ્મચર્ય અને દયાનું જે પોષક નથી તેને ધર્મતરીકે નિરૂપણ કરનારી તુ ધર્મજ્ઞ કેમ હોઇ શકે ? શૌચમા આત્મીય જેવુ શુ છે કે તે ધર્મરૂપતાને પામી શકે ? સ્નાનાદિ શૌચથી શરીરશુદ્ધિ થઇ શકે પણ આત્મશુદ્ધિ થવી તે તેને આધીન નથી. સ્વચ્છતા ધારણ કરનારા સર્વ પાત્રો ક્યા પવિત્ર મનોવૃત્તિવાળા હોય છે ' કોણ સુજ્ઞ કહી શકે કે જલજંતુઓ સર્વ મુક્તિ પામશે ? " સુજ્યેષ્ઠાએ પરિવ્રાજિકાના ઉપદેશવચનોનો પ્રતિવાદ કર્યો.

પરિવ્રાજિકા જાણતી ન હતી કે હું આવા સમર્થ પાત્ર સાથે અથડાઇ પડીશ. સુજ્યેષ્ઠાની પ્રતિભા અત્યારે તેના મુખપર તરવરી રહી હતી તે તાપસીને સ્પષ્ટ કળાઈ જતા ક્ષણવાર તે ઝંખવાઇ ગઇ, પણ તે બડી બોલી હોવાથી આ અનાદરથી તેને અતિ વૈમનસ્ય થયુ હતું તેથી અંતે છેડાઈ પડી. પોતાના ધર્મનું ખંડન થાય છે અને તે એક અંતઃપુરની બાલિકાથી, આ વિચારે તેને આકુલ બનાવી દીધી, પણ કરે શુ ? સુજ્યેષ્ઠાનુ કાઇપણ અનિષ્ટ કરવાને તે અશક્ત હતી. પોતાની માન્યતાનુ સમર્થન ન કરે તો પરાભવ થાય. પોતે જય મેળવશે એવી તેને શ્રદ્ધા નથી તોપણ પ્રથમથીજ પરાભવ કેમ સ્વી-કારી લેવાય ? અને તેથી અકળાયલી અસ્વસ્થચિત્તા તેણીએ પોતાની વાચાલતાદર્શક શુષ્ક શબ્દવાદ આરંભ્યો.

" બાલિકે ! હું ખુશામત કરવા આવી નથી. નિસ્વાર્થપણે ધર્મોપદેશ કરવો એ અમારૂં કર્તવ્ય છે. પછી તું ગમે તેમ બોલે તો તેથી શું ? હજી તને ધર્મસંબંધી શું અનુભવ છે ? શરીરશુદ્ધિ વગર આત્મીયશુદ્ધિ થઇ શકતી નથી. શારીરિક શુદ્ધિ રાખનારાં બ્રહ્મચર્યાદિનું પાલન ન કરી શકે, એવી તારી સમજ ભ્રમાત્મક છે; વિરૂદ્ધ શારીરિક શુદ્ધિથી મનોશુદ્ધિદ્વારાએ બ્રહ્મચર્યાદિનું પોષણ થાય છે એ તારા-જેવી કુમારિકા ક્યાંથી સમજે ? તને ધર્મનું શિક્ષણ ઉલટુ મળ્યું છે એમ તારા વિચારોથી સમજાય છે. ધર્મના નામે તને કોઇ ઢોંગીએ ભરમાવી છે. કાયાને સ્નાનાદિકથી શુચિ–પવિત્ર રાખતા પરમેશ્વર પ્રસન્ન થાય છે પરમેશ્વરે જલને ઉત્પન્ન કર્યું તેમાં તેનો હેતુ આપણને આવી રીતે પવિત્ર રહેવાનો પણ છે. તુંજ વિચારી જો કે જલવિના નિર્મળતા પ્રગટતી નથી, અને તેથીજ શૌચાદિને શૌચવેત્તાઓ સર્વ ધર્મમાં મહાન માને છે શૌચાદિ પ્રવૃત્તિના અભાવેજ તું અવિનીત બની ઉચ્છૃંખલપ્રાયઃ ચેષ્ટા કરી રહી છે. હું આ સત્ય ઉપદેશ આપુ છું તેને તું નહિ સ્વીકારીશ તો તને રૌરવાદિના દુઃખો ભોગવવા પડશે, એટલુંજ નહિ પણ લોકમાં નિંદાપાત્ર બનીશ " પરિવ્રાજિકાના આ વચનોએ અંતઃપુરની દાસીવર્ગમાં ખળભળાટ જગવ્યો, પણ સુજ્યેષ્ઠા શું બોલે છે–શું આજ્ઞા કરે છે એનું નિરીક્ષણ કરવી દાસીઓએ કોપને અવરી રાખ્યો.

" મુંડે ! તું મને ધર્મ મનાવવા માગે છે તે ધર્મ નહિ પણ અધર્મ છે. વિનાશી શરીરની શુદ્ધિથી નિત્ય–અવિનાશી આત્માને શું ધર્મપ્રાપ્તિ થવાની હતી. અસ્થિમજ્જાદિ અને રક્તમાંસાદિથી બનેલા આ શરીરમાં પવિત્ર જેવું છે શું અને પવિત્ર થાય શું ? આત્માની શુદ્ધપ્રવૃત્તિ રૂપ જલથીજ અંતરાત્મા શુદ્ધ થાય છે. શુદ્ધપ્રવૃત્તિ એજ સદ્ધર્મ છે ધર્મનો અર્થ સ્વભાવ છે. બાહ્યશૌચાદિમાં આત્માનો સ્વભાવ ક્યાં છે ? શારીરિકશુદ્ધિ શોભાને માટે છે અને તે બ્રહ્મચર્ય પ્રતિપક્ષિની છે. જલમાં અસંખ્ય જંતુઓ છે તેનો વિનાશ કરતાં દયાધર્મ સાચવી શકાતો નથી. જગત્ સ્નાનની પ્રવૃત્તિ અનાદિકાળથી કરી રહ્યું છે તેટલામાત્રથી તે ધર્મ છે એમ કહી શકાય નહિ. એ સર્વ પ્રવૃત્તિઓ આહારભક્ષણાદિના જેવી છે. શરીરના સર્વ છિદ્રો પ્રતિક્ષણ મલને સ્રવી રહ્યા છે ત્યાં કોની શક્તિ છે કે જે તેને પવિત્ર રાખી શકે ? મનઃશુદ્ધિ તેવી નથી. જે વિદ્વાનો મનને સદા પવિત્ર રાખી શકે

તેમને સ્નાનની શી જરૂર છે? પવિત્ર મનવાળા વિદ્વાનો ભલેને બાહ્ય અશુચિ હોય, તેથી તેઓ અધર્મી કહી શકાય નહિ. ધર્મભ્રષ્ટ! તું ઉન્માર્ગે ચડી ગઈ છે અને તને કોઈ માર્ગ બતાવનાર મળ્યુ નથી. તું તારા સસ્કારોમાજ રમ્યા કરે છે પણ સત્યને જાણવાની જિજ્ઞાસા તેં કરી નથી ધર્માધર્મને નહિ જાણતી તુંજ બાલિકા છે, પણ હું નથી. શ્રીમહાવીરના વચનો સાભળ્યા હોત તો તને આ અજ્ઞાન રહ્યું ન હોત. તારા વચનો કેવળ કુટિલતાથી ભરેલા છે. મારા સ્થાનમા પ્રવેશ કરી ઉન્માગનો ઉપદેશ કરનારી તું ઉચ્છૃંખલ છે કે હું? દુષ્ટે! તારો આ દુષ્ટ ઉપદેશ અમારાજેવાના કર્ણને અપવિત્ર કરે છે. તારો એ ઉપદેશ નદીના માછલાઓને જઇને ઉપદિશ. તારાજેવી કડવી તુંબડીઓ હજારોવાર હજારો નદીઓમા સ્નાન કરે તોય મધુર થવાની નથી. રહે! તારો બકવાદ હું સાભળવાને નવરી બેઠી નથી. હું હુકમ કરૂં છુ કે આ વાદનો ન્યાયી પ્રતિવાદ કર, નહિતર અ ત.પુરને છોડી તત્કાલ ચાલી જા " સુજ્યેષ્ઠાએ પરિવ્રાજિકાનો પૂર્ણ તિરસ્કાર કર્યો.

ઉત્તર આપવાને અશક્ત પરાજિત થએલી પરિવ્રાજિકા હવે ક્રોધમૂર્તિ બની ગઇ. લાભ મેળવવાને માટે આવી હતી પણ બદલે તિરસ્કારજ મળ્યો તેથી શુ કરૂં શુ ન કરૂં એવી તેની વૃત્તિઓ થઈ ગઇ આવી દશામા રહેલી તેને સુજ્યેષ્ઠાની દાસીઓએ હાસ્યચેષ્ઠા અને ધક્કામુકી કરી જલદીથી બહાર નીકળવાની ફરજ પડી. આ તિરસ્કારના બદલા તરીકે શોક્યસકટમા નાખવા પરિવ્રાજિકાએ યોગમાયાથી સુજ્યેષ્ઠાનું ચિત્ર એક પટમા ચીતરી શ્રેણિક મહારાજ પાસે રજુ કર્યુ છે એ વાચકોને સમજાઇજ ગયુ હશે

---

## પ્રકરણ ૬ ઠું.

### અભયકુમાર.

" આ અભય આપણને માર મારે છે અને બધાઓને હેરાન કરે છે. " દૂરથી આવતા અભયને જોઇ જય નામના છોકરાએ વિજયને કહ્યું.

" હા, એમજ છે. " વિજયે સભય કહ્યું.

" પણ તું ડરે છે શુ કરવા ? " જયે ભાણાથી નિર્ભયતા દર્શાવી.

" ન ડરીએ તો કરવું શું ? એનો બાપ ભદ્રશેઠ તો કોઇની ફરીયાદ સાભળતો નથી. " વિજયે કારણ દર્શાવ્યુ'.

" અલ્યા વિજય ! ભદ્રશેઠ એનો બાપ ક્યાં થાય છે. એ અભય તો નબાપો છે, તેની તને કેમ ખબર નથી ? " જયે મર્મની જયમ કહ્યું.

" અરે ! તું કોને નબાપો કહે છે ? " જયે બોલેલા શબ્દો અભયની તીવ્ર શ્રવણેન્દ્રિયથી શ્રવણ થતા તેણે ઊચ્ચસ્વરે ભય દેખાડવાપૂર્વક કહ્યુ, અને વિજયની સન્મુખ ભાળ્યું. " જયે તમને નબાપા કહ્યા, હું તો કાઇ બોલ્યો નથી માટે મને જવા દો " વિજયે ત્યાથી ખસવાની આશાએ ધ્રુજતા ધ્રુજતા કહી દીધુ, કે અભયે જયને બેચાર તમાચા મારી દીધા જય એ ઘણો તોફાની અને ઉચ્છૃખલ છોકરો હતો. અભયની આગળ તેનું બળજોર ન ચાલતું હતું પણ તેની પ્રકૃતિ અભયને પણ ન ગાઠે એવી હતી અભયે તમાચા માર્યા કે તે અત્યત ચીડાયો અને બોલી ઉઠયો કે, તારે કરવુ હોય તે કરી લે. મૈં સત્યજ કહ્યુ છે કે તું નબાપો છે. જો હોય તો બતાવને કે અમુક તારો બાપ છે.

" ભદ્રશેઠ મારા બાપ નહિ તો કોણ છે ? " અભયે સખ્તાઇથી કહ્યું.

" એ તારો બાપ ક્યાં છે? એ તો તારી માનો બાપ છે. " જયે સત્ય જાહેર કર્યું અભય એ ચાલાક અને બુદ્ધિશાળી છોકરો હતો. તેની ઉત્પાદબુદ્ધિને અગમ્ય એવુ કાઇપણ ન હતું. હાલ પણ તે સત્યાસત્ય અને ન્યાય્યાન્યાય્ય વિચાર કરી શકે એવી યોગ્યતા ધરાવતો હતો જયે જે કહ્યુ' તેનાપર તેણે પોતાની તર્કબુદ્ધિ ફેરવી અને અત્યારસુધી પોતાની ઉલટી સમજ કેવી રીતે થઇ છે તે સમજી ગયો. પોતાની માતાએ પિતા તરીકે ભદ્રશેઠનેજ ઓળખાવ્યા છે અને તેપર આજસુધી શકા લાવી વિચાર કરવાનો પ્રસગ પોતાને મળ્યો નથી, એ વિષે તેને આશ્ચર્ય થયુ. નન્દાને એકજ સ્થિતિમા સદા નિહાળેલી હોવાથી તેની શોકદશાનો વિવેક કરી શકે એવી વસ્તુસ્થિતિ ન હતી અને નન્દા જેવી વાત્સલ્યભાવપૂર્ણ માતા પુત્ર આગળ પોતાનો શોક ન પ્રગટ કરે એ સર્વથા બનવાયોગ્યજ છે, તેથી અભયની બુદ્ધિના પ્રકાશમા પણ ઉપરોક્ત વાત અંધારામાજ રહી હતી. જય જે કહે છે તે સત્યજ છે માટે તેને શિક્ષા થઇ શકે નહિ, પણ વળી તે જે વાત

કરે છે તેથી મને શરમાવાજેવું છે. અભય વિલખો થયો અને તે જયને છોડી દઇ "પોતાનો પિતા કોણ?" એ વાતનો નિર્ણય કરવા માટે તેની માતા નન્દા પાસે ગયો.

"અભય! આવ, આજ કેમ ઉદાસીન જેવો જણાય છે?" પતિના વિયોગમા પુત્રનેજ સર્વસ્વ માનનારી પ્રેમાળ માતા નન્દાએ સમીપ આવતા અભયને કહ્યુ

"જી, કાંઇ નહિ સહજ" માતાની આગળ જમીનપર બેસતા અભયે કહ્યું.

"નહિ, બેટા! તુ મારી પાસે કાંઇક ગોપવે છે તુ મને કાંઈક કહેવાને આવ્યો છે પણ કહેતો નથી. તારા ભદ્રપિતાએ તને કોઇ બાબતમા ઠપકો આપ્યો છે? ના, તે તો કાંઇ બોલે તેવા નથી તને કોઇ વસ્તુની જરૂરીયાત હોય તો બોલી જા આપણે ત્યા શી ન્યુનતા છે?" પુત્રના હૃદયમા શુ છે અને તે શુ કરવા ખેદાયો છે એ જાણવાને માટે નન્દાએ આ પ્રશ્નો કર્યા. તે ભલી સ્રીને શી ખબર કે પુત્રના હૃદયમા એક વિલક્ષણ પ્રશ્ન ઉપસ્થિત થયો છે અને તેનો ઉત્તર આપવામા પોતાને અમુક પ્રકારની મુશ્કેલતા છે.

"માતુશ્રી! મને કોઇએ ઠપકો દીધો નથી, તેમ મને કાંઈ આવશ્યકતા પણ નથી. હુ તમને એ પુછવા આવ્યો છુ કે, મારા પિતા કોણ છે?" વિનય અને વિવેકપુરસર અભયે નન્દાને પૂછ્યુ પુત્રના આ પ્રશ્નથી નન્દા ચોકી, અને તે આજે આને આ પ્રશ્ન શાથી ઉપજ્યો એ વાતના ગુચવાડામા પડી, તેનુ મુખકમલ કરમાઇ ગયુ. હૃદયમા વિરહવ્યથા થવા લાગી ક્ષણભર પુત્રના મુખ સામુ જોઇ રહી છેવટે ગમે તે ઉત્તર આપી પુત્રનું સમાધાન કરવુ એ તેને વાજબી લેખાયાથી તેણીએ સર્વ ભાવોને સવરી લીધા.

"અભય! આજ તુ આવો કેવો પ્રશ્ન કરે છે! તુ જાણેજ છે કે ભદ્રશેઠ તારા પિતા છે." પોતાના હૃદયને ચોરતા નન્દાએ પ્રત્યુત્તર આપ્યો નન્દા જાણતી નથી કે હવે આથી પુત્રનુ સમાધાન થવુ અશક્ય છે

"માજી! પણ ભદ્રશેઠ તો તમારા પિતા થાય છે, મારા નહિ. મને તમે આમ કેમ સમજાવો છો! મને તમારા કથનમા સમજ પડતી નથી એક છોકરાએ આજે મને નબાપો કહ્યો શું તે વાત સાચી

છું છે ? તમે જાણો છો કે મારા બાપુ કોણ છે અને તે ક્યાં છે ?" આજે આવી બાબતે તેનું સમાધાન કરવું નન્દાને આવશ્યક હતું. સઘળી નષ્ટ પામેલો છે. અભય ગર્ભાવસ્થામાં હતો ત્યારથીજ પતિ તેને છોડી ચાલ્યો ગયો છે. તેના સંબંધી કાંઇ સમાચાર પણ તેને મળ્યા નથી અને મળવા સંભવ નથી. પતિના વિરહમાં સર્વ શૃંગારો તેણે તજી દીધા છે. નિરસ ભોજન કરે છે અને તે પણ શરીરનિર્વાહની ખાતરજ. જિનભક્તિ, ગુરુસેવા, ધર્મક્રિયા, ધર્મધ્યાનાદિ એ તેની પ્રવૃત્તિના વિષયો છે. તે અપૂર્વ શુદ્ધ બુદ્ધિમતી છે, સાત્ત્વિક વિદુષી છે, અને તે નિવૃત્તિનો સમય સાધ્વીઓની સાથે ધર્મચર્ચામાં ગાળે છે

ભદ્રશેઠ જમાઇની શોધ કરીને થાક્યો છે, પણ તેનો કોઇપણ રીતે પત્તો મળ્યો નથી આવી સ્થિતિમાં નન્દા પુત્રમાત્રથીજ સંતોષ માને છે સ્ત્રીઓની સહનશીલતા વિષે જગત ક્યાં અજાણ્યું છે ? આ અવદશામાં પણ પુત્ર આગળ પોતાનું મુખ હસતુંજ રાખે છે અને તેને પોતાનું હૃદય સમજવા દીધું નથી એ નન્દાની પુત્રવાત્સલ્યતા શબ્દથી ન લખી શકાય એવી છે, પણ અત્યારે પુત્રના પ્રશ્નનું સમાધાન કરતાં એ હૃદય ખુલ્લું કર્યા સિવાય ચાલે તેમ નથી, અને પુત્રના પ્રશ્નનો યોગ્ય ઉત્તર આપવોજ જોઇએ એ સિવાય બીજો માર્ગ નથી એ સમજાતાં તેનું હૃદય વિહ્વલ થયું પતિની મૂર્તિ આંખ આગળ તરી આવી તેનું ચિત્ત શોકગ્રસ્ત બન્યું. અને વિચારસાગરમાં ઊંડી ઉતરી પડી, પણ તેનો અંત આવ્યો નહિ. અભય આગળ બેઠો છે એ ભાને તેને જાગૃત કરી, પણ તેનાથી રહી શકાયું નહિ તેની આંખમાંથી અશ્રુધારાઓ વહી ચુકી, રૂડી, અભયે તેને શાંત કરી અને આ સર્વનું કારણ જાણવાને ઇચ્છા દર્શાવી

"માતા ! મેં પૂછ્યું તેથી તમને શોક થયો પણ મારા આ પ્રશ્નમાં એવું શું છે કે તમને આવી રીતે શોક થાય તે હું સમજી શકતો નથી. હવે મને તમારી ગત સર્વ જીંદગી કેવીરીતે શોકમય હતી તે કલ્પાય છે તમે શોકના કારણો મારી પાસે છુપાવી રાખી પુત્રવાત્સલ્ય પ્રગટ કર્યું છે પણ તે કારણો હવે મને જાણવાની જરૂર પડી છે, કે જેથી હું તમારો શોક સર્વથા નષ્ટ થાય એવા ઉપાયો લઇ શકું. મારા પિતા તમને ત્યાગ કરી ચાલ્યા ગયા છે એવું એક તરફ મને અનુમાન થાય છે અને બીજી તરફ બીજાં પણ તેવાજ વિવિધ

અનુમાનો થાય છે, માટે તેમાં સત્ય શું છે તે જણુવો કે મને આ વિષયમા કાઈપણ પ્રયત્ન કરવાને અનુકૂલતા પડે." અભયે માતા પ્રત્યે જિજ્ઞાસાનું કારણ દર્શાવ્યું.

"અભય ! તારા પિતા મને મુકી ચાલ્યા ગયા છે અને તેમનો આજસુધી પત્તા મળ્યો નથી તેમના સબધી હું કાઇ વિશેષ જાણુતી નથી. તેઓ એક વિદેશી અને આ બંદરમા સર્વથા અપરિચિત, મારા પિતા ભદ્રશેઠને ત્યા આવ્યા હતા અને લગ્ન થયા બાદ મને ગર્ભવતી મુકી કોઈ ઊંટવાળાઓ તેડવા આવ્યા તેમની સાથે તેઓ ચાલ્યા ગયા છે, પણુ ક્યા ચાલ્યા ગયા તે હું જાણુતી નથી. જતી વખતે ચિન્હ તરીકે આ એક પત્ર આપતા ગયા છે તે હાલ મને યાદ આવે છે." આ અતિમ વાક્ય ઉચ્ચારણુ કરતા નન્દાએ અભયના હાથમા પત્ર મુકયો અને તેમા નિશાની જેવુ શુ છે તે અભયે તપાસ કરવા માડી "રાજગૃહે પાડુરકુડયા અમે ગોપાલો" એ પત્રાક્ષરોથી અભયે નિર્ણુય કર્યો કે, પિતા અન્ય કોઇ નહિ પણુ રાજગૃહીનગરીના ભૂપાલ છે. હવે આ અષ્ટવર્ષના બાલકની બુદ્ધિનો વૈભવ નન્દાનો પતિની સાથે કેવી રીતે સયોગ કરાવી આપે છે તે આપણે આગળ જોઇશુ.

---

## પ્રકરણુ ૭ મું.

---

### ભદ્રશેઠ અને વિદેશી જામાતા.

આજે ઉત્સવનો દિવસ છે. નાગરિકો આનદ અને ઉત્સાહમા છે બેનાતટપુરના સર્વ વિભાગમા વિવિધ રીતે મહોત્સવો થઇ રહ્યા છે, અને તેના દર્શનાર્થે આજુબાજુના પરગણુાના રહીશો સખ્યાબધ ત્યા આવી રહ્યા છે. મોજશોખની અને તેની બીજી અનેક ઉપયોગી વસ્તુઓની જબરી ખરીદી થઈ રહી છે વેપારીઓ વ્યાપારમા એક સરખીરીતે ગુંથાયા છે. દુકાન આગળ ગ્રાહકોની ભીડ અનહદ જામી છે. લાભાકાક્ષી વણિકો ઉત્સાહથી કાર્ય કરે છે પણુ ગ્રાહકોની આધિક્યતાને લીધે પ્હોચી વળતા નથી આ નગરીમા એક ભદ્ર નામનો શેઠ વસે છે તે કરિયાણુાનો વ્યાપારી છે અત્યારે ગમે

તે કારણથી તે દુકાનપર એકલોજ છે. તે ગ્રાહકોને જોઇતી વસ્તુઓ આપી રહ્યો છે તેમા તેને એક વિદેશીએ મદદ કરી અને જે લાભ થવાની આશા રાખી શકાય તે કરતા તેને વિશેષ લાભ થયો. દુકાનના કાર્યમા વ્યગ્ર હતો ત્યાસુધી શેઠની દૃષ્ટિ આ વિદેશીપર બરાબર ન પડી હતી, પણ જ્યારે ગ્રાહકોથી નિવૃત્ત થયો ત્યારે મને મદદ કરનાર આ કોણ છે એ વિષે તેનું પૂરતું લક્ષ્ય ખેંચાયુ. પોતાની દૃષ્ટિ આગળ રહેલો યુવા અને ગઇ રાત્રે સ્વપ્નમા નિરખેલો યુવા એ બન્ને એકજ છે એમ તેને સમજાયુ. ભદ્રશેઠે સ્વપ્નમા તે યુવાનને પોતાની કન્યાનો વર થવાને યોગ્ય કલ્પ્યો હતો અને અત્યારે તે અહિં આવ્યો તેથી પોતાના સ્વપ્નની સફળતા માની, તેને પોતાની કન્યા દેવાનો વિચાર કર્યો વિદેશી કોણ છે, ક્યાંથી આવ્યો છે વિગેરે કાંઇપણ હકીકત ભદ્રશેઠ જાણતો નથી, પણ તેની આકૃતિપરથી તે કલ્પી શક્યો છે કે, એ કોઇ ઉત્તમ વંશમા જન્મ પામેલો હોવો જોઇએ. પ્રવાસને લીધે ધૂલિથી મલિન, પરિશ્રમથી મ્લાન, સંબંધીઓના વિયોગથી ઉદ્વિગ્ન એવા પણ તેના મુખકમલમા અપૂર્વ રૂપલાવણ્ય બારીકીથી નિરીક્ષણ કરતા આ ભદ્રશેઠને અગોચર ન રહ્યુ હતું. ભદ્રશેઠ એ ભદ્રિક પરિણામી અને આત્મશ્રદ્ધાળુ ગૃહસ્થ છે વિદેશી અને અપરિચિત એવો આ યુવા છે પણ તે કોઇ સામાન્ય વ્યક્તિ નથી એમ સ્વપ્નબળે નિશ્ચિત થતી મારી મનોદેવતા મને આ કાર્ય પ્રતિ પ્રેરે છે તો મારે તેમ વર્તવુ એજ ઉચિત ને ન્યાય્ય છે એવા વિચારોએ શેઠને આ વિદેશીને પોતાની લાડીલી કન્યા પરણાવવાની લાગણીવાળો બનાવ્યો અને અંતે ઉપરોક્ત વિચારમા તે દૃઢ બન્યો છે.

"ભાગ્યશાલિન્! તમે કોના અતિથિ છો." ભદ્રશેઠે અત્યાદરપૂર્વક પૂછ્યુ

"શેઠજી! આપનોજ." તેણે જવાબ આપ્યો. વિદેશીએ જોયુ કે પોતાને ઉત્તુ રહેવા આ પુરમા સ્થાન નથી, પરિશ્રમ અને ભૂખતરસથી પોતે પીડાયલો છે, શેઠની દૃષ્ટિમા પ્રેમ અને આદર જણાય છે, તો પછી તેનાજ અતિથિ તરીકે કથન કર્યા સિવાય ચાલે એમ નથી, વળી હવે બીજે ક્યા રખડવુ? ભાગ્યે અનુકૂલતા કરી આપી છે તે લાભાસ્પદજ હશે, અને તેથી તેણે શેઠને આ જવાબ આપ્યો.

"બહુ સારૂં." શેઠે કૃત્યકૃત્યતા દર્શાવવાપૂર્વક કહ્યુ.

ભદ્રશેઠે પોતાના આ ભાવિજામાતાને ત્યાથી સ્વગૃહે લઇ જઈ, તેને સ્નાન કરાવી યોગ્ય સ્વચ્છ વસ્ત્રો પહેરાવી ભોજન કરાવ્યુ અને પાનસોપારી અર્પણ કર્યા. "હુ આપની સાથે મારી કન્યાનો લગ્નસંબંધ યોજવા માગુ છુ. મને આશા છે કે તેમા આપ કાઇપણ આનાકાની કરશો નહિ." ભદ્રશેઠે વાર્તાલાપમા પ્રસગ સાધી કહ્યુ.

ભદ્રશેઠની કન્યા યૌવન અવસ્થાને પામી ચુકી છે. શેઠે તેને યોગ્ય પતિની શોધ આજ કેટલોક સમય થયા કરવા માડી છે પણ કોઇ યોગ્ય વર મળી શક્યો નથી તેથી તે ચિતામા રહ્યા કરતો હતો, એ વાત તે કન્યા સારીપેઠે જાણતી હતી. પિતાની સાથે આ વિદેશી કોણ હશે એ પ્રશ્ન તેના હૃદયને થઇ ચુકયો છે તે પોતે પણ ન સમજી શકે તેવી રીતે તેનુ મન તે વિદેશીના રૂપસૌંદર્યમા વિશેષતા માનવા લાગી ગયુ છે. સર્વની દષ્ટિને ચુકવી ભોજનાવસરે આ કન્યાએ તે યુવકને ચક્ષુગોચર કરી લીધો ત્યારથીજ તેનાપર જે સામાન્ય મમત્વ બંધાઇ ગયો છે તે એક જુદીજ ભાવનાના રૂપમા ફેરવાઈ જવાની તૈયારી કરી રહ્યો છે પોતાને કોઈ ન દેખે તેવીરીતે તે પિતાની સાથે વાર્તાલાપ કરી રહેલા યુવકને રસભર નિરખી રહી છે, પણ જ્યારે ભદ્રશેઠે પોતાને તે યુવા પ્રતિ અર્પવાની વાત છેડી કે તે બાળા પોતાના હૃદયને પરાધીન કરતી ત્યાથી ખસી ગઈ વિદેશીનો ઉત્તર શ્રવણ કરવાને તે ઉભી રહી ન શકી એ તેના કન્યાકાળને ઉચિત લાગ્યુ.

"શેઠજી ! આપ કુશલ અને અનુભવી છો. મારા જેવા એક વિદેશીને આપ આવી રીતે સબધી બનાવો તે પહેલા આપે બહુજ વિચાર કરવો જોઇએ મારૂ કુલ અને જાતિ કેવા છે તે આપ જાણતા નથી, અને તે જાણ્યા સિવાય કન્યા આપી શકાય નહિ એ ખુલ્લુંજ છે એ વાત સત્ય છે કે કન્યાનુ નસીબ કન્યાની પાસે છે, પણ વ્યવહારદષ્ટિએ માતપિતા તેના નસીબને અમુક અશે ઘડનારા છે, તેથી તેઓ પોતાની ફરજ અદા ન કરે તો તે સાહસ કરે છે એમ નીતિની નજરે ગણાય, માટે આપ બીજી રીતે વ્યવસ્થા કરો એ વધારે યોગ્ય છે." વિદેશીએ શેઠને સદ્ભાવપૂર્વક અને વ્યવહારદષ્ટિથી કહ્યુ.

"આપની આકૃતિ, રૂપસૌંદર્ય, વચનચાતુર્ય અને આ નિર-

પેક્ષતાજ આપ ઉત્તમ કુલજાતિના છે એમ સૂચન કરે છે, અને તેથી આપ આ કથન–માગણીનો અસ્વીકાર કરશો નાહ. મારા સંકલ્પ પ્રમાણે તો હુ મારી કન્યા આપને આપી ચુક્યો છુ. આપ હા ભણો અને સંતોષ આપો " શેઠે પોતાનો અતિ આગ્રહ દર્શાવ્યો.

વિદેશીએ શેઠના આગ્રહને શબ્દથી નહિ પણ નયનથી સત્કાર આપ્યો. તેની સાથે ભદ્રશેઠની કન્યાનું પાણિગ્રહણ પણ થઇ ચુક્યુ અને તે દંપતી પોતાનો રસમય સંસાર ભદ્રશેઠને ત્યાંજ ગાળે છે. લઘુતા ન પમાય માટે માની પુરૂષો શ્વસુરગૃહમાં વિશેષ નિવાસ કરી રહેતા નથી, પણ આ વિદેશીને લઘુતા થવાનો ત્યાં પ્રસંગજ નથી. શેઠ નિરંતર તેને અપૂર્વ સન્માનની નજરે નિહાળે છે અને કોઇપણ રીતે તેની લઘુતા ન થાય એપર પૂરતું ધ્યાન આપે છે. આ સમયે વિદેશીને પણ અન્યત્ર જ્યાં ત્યાં ભટકવું યોગ્ય લાગ્યું નહિ; અને તેથી હાલ તે નવપરિણીત સ્ત્રીના પાશમાં ગુંથાયો છતો અહિંયાજ રહ્યો છે અને જે લક્ષ્યબિન્દુ તેના હૃદયમાં છે તેની સિદ્ધિ કરવાને સમયની અપેક્ષા રાખે છે નવોઢાએ પ્રારંભમાં પ્રિયને વિશેષ કાંઇપણ પુછ્યું નહિ પણ પ્રિયનાં સ્વજન સંબંધી અથવા તેના દેશ નગર સંબંધી કાઇ કાંઈ જાણવાને તે આતુર થઇ હતી અને તે આતુરતા આ ચતુર ઇંગિતજ્ઞ વિદેશીના સમજવામાં આવી પણ હતી, પરંતુ તેણે તે સંબંધી કદી કાંઇપણ ખુલાસો કર્યો નહિ. તે પોતે આ નગરીમાં આવ્યો તે પ્હેલાનું કાંઇપણ વૃત્ત કોઇને જણાવવા ઇચ્છતો ન હોવાથી તેણે આમ કર્યું હતું લગ્ન પછી અલ્પ સમયમાજ તે દંપતીના પ્રેમતરૂની સફળતા થઈ કે જે સમયની પછી તત્કાલ પોતાની પ્રિયા–નંદાને અહિંઆજ રાખી તે વિદેશીને અચાનક બેનાતટપુર છોડવુ પડયું હતું. આજે કાલાંતરે તેનો પુત્ર તેના પત્ર ઉપરથી તેઓ રાજગૃહીના રાજવંશીય છે એમ બુદ્ધિબળે નિશ્ચય કરી શક્યો છે અને પિતાની શોધ કરવાને પ્રવૃત્ત થયો છે. માતાસહિત અભયે માતામહની આજ્ઞાથી રાજગૃહી નગરી પ્રત્યે જવા પ્રયાણ કર્યું તેને શુભ શકુનાદિ અનુકૂળ થયા એ ક્હેવાની જરૂરજ નથી.

---

# પ્રકરણ ૮ મું.

## આશાપૂર્તિ.

" ઇષ્ટપ્રાપ્તિ, પુણ્યાધીન છે, મનુષ્યો પુરૂષાર્થ કરે પણ તેમા સર્વ સફળ થાય એવો નિયમ નથી, અને તેથી પોતાની પ્રવૃત્તિ ધર્મ્ય કરવી જોઇએ. ધર્મ્ય પ્રવૃત્તિથી પુણ્ય બધ થાય છે, અને સફળ થવાય છે અને તે ઉપરાત બીજા પણ અમૂલ્ય લાભો મળે છે. ધર્મથી જે મળી શકે નહિ તે બીજાથી મળી શકેજ કેમ ? હું ધર્મનેજ વિશેષ પ્રકારે સેવન કરીશ કે જેથી મારા મનોરથો પૂર્ણ થશે. આ વિષે મને પૂર્ણ શ્રદ્ધા છે કે હું સત્યધર્મના સ્વચ્છ સલિલથી પતિની આશાને સફળ બનાવીશ." ધર્મમૂર્તિ પતિવ્રતા સુલસા શ્રાવિકાએ આવા ધર્મમય વિચારોથી પ્રયત્ન આરભ્યો દષ્ટાદષ્ટ ફલનો વિવેક બરાબર સમજતી હોવાને લીધે તેના આ કાર્યમા કોઇપણ ધર્મબાધ અથવા નિષ્ફળતા ન સમાયલી હોવાથી તેને તેમા ઉત્સાહ વધ્યો અને રસ પડયો. તે બાલ્યકાળથીજ ધર્મની અભ્યાસી છે યૌવનકાળમા અત્યારસુધી નિષ્પુત્રા હોવાને લીધે ધર્મપ્રવૃત્તિમા તેને પૂરતો અવકાશ હતો અને તેથી ધર્મમયજ જીવન ગાળતી હતી, છતા પણ હાલ તે જે ધર્મપ્રવૃત્તિ કરી રહી છે તેમા કોઈ અપૂર્વતાજ છે. ધર્મભાવનાને અધિકાધિક પોષવા માડી છે અને સખ્ત યમ નિયમોને પાળે છે ઉગ્રતપથી કાયાને કસી રહી છે અને દુર્જય મનને દમન કરી રહી છે ટુકમા જે જે શુભ પ્રવૃત્તિઓ છે તે સર્વનુ પૂરતુ પોષણુ કરી રહી છે વધતા પુણ્યે તેનો યશ સર્વત્ર ફેલાવ્યો તેના ધર્મમય જીવનની પ્રશસા ઘરેઘર થઈ રહી છે અને તેના શુભ નામોચ્ચારણની સાથે સર્વજનોના શિર નમી જાય છે. તેના ધર્મનો મહિમા દેવલોક પર્યંત ઉછળ્યો છે

" ઓહો ! શુ ધર્મની ભાવના અને પ્રવૃતિ !" ઇંદ્રે આશ્ચર્યપૂર્વક શિર ધુણાવ્યુ અચાનક આશ્ચર્યચકિત થએલા અને શિર ધૂણાવતા ઇંદ્રને જોઇ દેવાનુ ધ્યાન તે જાણવા તરફ દોરાયુ

" સ્વામિન્ ! આપના જ્ઞાનમા એવું શુ જણાયુ કે આપે શિર ધુણાવ્યુ ?" સેનાધિપતિ નૈગમેષીએ જિજ્ઞાસા જાહેર કરી.

"સેનાધીશ! ભરતભૂમિમા ઘણા ધર્મિષ્ટજનો વસે છે અને તેમની ધર્મશ્રદ્ધા પ્રશંસનીય છે એ વાતની ના નથી; પણ અત્યારે નાગ-રથિકની પત્ની–સુલસા શ્રાવિકા, તેની અપૂર્વ શ્રદ્ધા–ધર્મભાવના–ધર્મ-પ્રવૃત્તિ તે સર્વથી વિશેષ પ્રશંસનીય છે. પતિવ્રતા તે શ્રાવિકાની સ્થિ-રતા મારા મનને આશ્ચર્યપૂર્ણ કરે છે. તેની ભક્તિ અને દાન લોકો-ત્તર છે; અને તેથી તે મારા અવધિજ્ઞાનનો વિષય થતા મારૂ શિર સાશ્ચર્ય ધૂણાવવાને સમર્થ બન્યા છે.' ઇંદ્રે શિરધૂનનનું કારણ દર્શાવ્યું.

"એક મનુષ્ય અને તે પણ સ્ત્રી તેમા આટલું સ્થૈર્ય હોય એ અસંભવિત છે." દેવોમાથી એક દેવને ઇંદ્રના કથન પર શ્રદ્ધા ન બેઠી અને તેને આવો વિચાર થયો. "છતા ઇંદ્ર મહારાજ જ્યારે આવી રીતે પ્રશંસા કરે છે ત્યારે હું જોઉં કે તેમના કથનમા કેટલું સત્યાંશ છે?" આવા ઇરાદાપૂર્વક તે દેવતા પરીક્ષા કરવાને સુલ-સાના ગૃહે ઉતરી આવ્યો. દેવતાઓ ઇચ્છિત રૂપવેશાદિ કરી શકે છે. આ દેવ પણ આ અવસરે જૈનસાધુના સ્વરૂપમા ત્યા આવ્યો અને તેણે સુલસાના ગૃહમા પ્રવેશ કરતા ઉચ્ચસ્વરે નૈષેધિકા કરી. સુલસા શ્રાવિકા કે જે દેવપૂજામા આસક્ત રહેતી હતી, તેણે નૈષેધિકાનો શબ્દ શ્રવણ કરતા દ્વાર તરફ નજર કરી કે તેના દર્શનમા જૈનમુનિ આવ્યા. અચાનક મુનિદર્શનથી તેના આનંદનો પાર રહ્યો નહિ. તેના રોમે-રોમ વિકસી ગયા અને નયનો આનંદાશ્રુથી ભીંજાયા. તેણીએ ભક્તિ–પ્રેમથી મુનિને વંદન કર્યું.

"ગુરૂરાજ! આપે શા પ્રયોજને અહિં પધારી આ ગૃહને પાવન કર્યું છે?" ગોચરીનો સમય ન હોવાથી અથવા ગમે તે કારણે મુનિના આગમનનું કારણ ન કલ્પી શકતી શ્રાવિકાએ મુનિને પ્રશ્ન કર્યો અને તે આજ્ઞા ઉઠાવવાને હાથ જોડી આતુરમને ઉભી રહી.

"વૈદ્યના કથનપરથી મને જાણવામા આવ્યુ છે કે તમારે ત્યાં લક્ષપાક–મહાતેલ છે. ચિકિત્સાને માટે મને તેની જરૂર પડી છે." મુનિએ આગમનનુ કારણ દર્શાવ્યુ.

સુલસા જાણતી નથી કે આ મુનિ નહિ પણ મુનિવેશધારી દેવ છે અને તે મારી પરીક્ષા કરવાને માટે આવ્યો છે. તેલપાક આ સફળ થશે કે જો તેથી સાધુને ઉપકાર કરાય એવો વિચાર કરતી સુલસા "શુદ્ધ લક્ષપાક તેલ તૈયાર છે. મને લાભ આપી કૃતાર્થ કરો." એમ

કહીને લક્ષપાક તેલના એક ઘડાને ઘરમાંથી લઇ આવી દિવ્યશક્તિથી દેવતાએ તેના હાથમાંથી તેલના ઘડાને પાડી નાખ્યો, તેના ટુકડેટુકડા થઈ ગયા અને તેલ ઢોળાઇ ગયું. લેશમાત્ર પણ ખિન્ન થયા સિવાય તે શ્રાવિકા તરતજ ઘરમા જઈ બીજા ઘડાને લઈ આવી, તેને પણ તેવીજ રીતે તે દેવે પાડી નાખ્યો. શ્રાવિકા ઘરમાથી ત્રીજો ઘડો ઉઠાવી લાવી. દેવે તે ત્રીજાને પણ નીચે પાડી નાખ્યો! સુલસા દાન દઈ શકી નહિં. "આવા સુપાત્રની યાચના પૂરી શકી નહિ, તેથી હુ ઓછા પુણ્યવાળી છુ" એમ તેને મનમા લાગી આવ્યુ. હવે પોતાની પાસે અવશિષ્ટ તેલ રહ્યું નથી દાન દેવાની તેની ઇચ્છા મનમાને મનમાજ રહી ગઇ, તેથી તે ઉત્સાહહીન થતા ત્યાને ત્યા વિલખી બની ઉભી રહી

"શ્રાવિકે! ઇંદ્રમહારાજે કરેલી તારી પ્રશસા સાભળી મને તે અસંભવિત લાગવાથી પરીક્ષા કરવાને માટે હુ આ વેશે અહિં આવ્યો છુ. ખરેખર તારી ધર્મદઢતા દેવાધીશે પ્રશસી તેવીજ છે. તારૂ શ્રાવિકાપણુ નિરખી હુ આશ્ચર્યચકિત થયો છુ" દેવે દેવરૂપને પ્રગટ કરતા કહ્યુ અને તેમા ઉમેર્યું કે, "હુ તુષ્ટ થયો છુ, તને જે વસ્તુની કામના હોય તે તુ યાચી લે."

"દેવ! તું તુષ્ટ થયો છે તો હું યાચુ છુ કે મને પુત્રોત્પત્તિ થાય તેમ કર. તે સિવાય મને બીજી કાંઈ પણ કામના નથી" સુલસાએ વર યાચ્યો.

"આ ગોળીઓ આપુ છુ તે તું અનુક્રમે ભક્ષણ કરજે. તેના પ્રભાવથી તને તેટલા પુત્ર થશે." એમ કહી દેવે સુલસાને બત્રીશ ગોળીઓ આપી અને કહ્યુ કે, "હે શ્રાવિકે! વળી જ્યારે તને મારી જરૂર પડે ત્યારે તુ મને સ્મરણ કરજે કે હું તરતજ તારી પાસે આવી મારાથી બનતું કરી શકીશ."

દેવ અદૃશ્ય થઈ ગયો પછી સુલસા તે બત્રીશ ગોળીઓ લઈ ઘરની અંદર જઈ વિચારે છે કે, "બત્રીશ ગોળીઓનુ ભક્ષણ કરવાથી બત્રીશ પુત્રો થાય પણ તેટલા સતાનોની અશુચિનું મર્દન કોણ કરે? તેમ કરતા હું મારો ધર્મ ચુકી જઇશ પતિની આશાઓ પૂર્ણ કરવાને આ વર યાચવાની જરૂર પડી છે, અન્યથા મને તેવો લોભ ક્યા છે? એકાદ બત્રીશલક્ષણા પુત્રથી પતિની કામના પૂર્ણ થશે અને તેથી આ બત્રીશ ગોળીઓ સાથેજ ભક્ષણ કરૂ કે જેથી બત્રીશલક્ષણા

એક પુત્રને હું જન્મ આપી શકું " તે ભદ્ર શ્રાવિકાએ ભદ્રિકતાની હદ ઓળગી. આ હદ ઉપરાતની ભદ્રિકતાએ તેને એક સાથે બત્રીશ ગર્ભ રહેવા રૂપ સંકટમા નાખી. ગર્ભોની અસહ્યતા થઈ પડી " ભવિતવ્યતા અન્યથા થઈ શકે નહિ." બીજો કોઇપણ માર્ગ ન સુજવાથી તેને અંતે દેવને સ્મરણ કરવાની જરૂર પડી દેવે આવી તેની ગર્ભપીડા હરી પણ ગોળીઓ અમોઘ હોવાથી ગર્ભ બત્રીશજ રહ્યા. આ પછી તે દેવે સર્વ પુત્રો સરખા આયુષવાળા થશે એમ જણાવી તેને ગૂઢગર્ભા કરી તે ચાલતો થયો. કાળે સુલસાએ બત્રીશલક્ષણવતા બત્રીશ પુત્રોને જન્મ આપ્યો નાગ—સુલસાનુ ગૃહ અત્યારે લઘુ શિશુઓથી વ્યાપ્ત થઈ ગયુ છે અને નાગના ઘણા સમયથી કલ્પાયલા મનોરથો પૂર્ણ થઈ ગયા છે તે બત્રીશે બાલકો સમાન રૂપગુણવાળા છે બાળક્રીડામા પણ તેમની અપૂર્વ બુદ્ધિ જણાઇ આવે છે. તેમને જોઇ નાગ રથિકનો આનદ ક્યાયે સમાતો નથી તેમના નિષ્પાપ મધુર વચનો તેના શ્રવણમા અમૃત રેડે છે અને તેનું પાન કરતો તે કેમે ધરાતો નથી. ઘણી મુશ્કેલીએ અને તે ધાર્યા પ્રમાણે આશા ફળી છે તેથી તેને તેમા આવી રીતે મમત્વાધિક્ય થાય તો શુ આશ્ચર્ય છે ? તે શિશુઓ દિનપ્રતિદિન વૃદ્ધિ પામતા જાય છે. કોઈપણ પ્રકારના લાલનપાલનની ત્યા ખામી નથી એ કહેવાની જરૂરજ નથી. એ સર્વ નાગરથિકના પુત્રો પ્રસેનજિત રાજાના પુત્ર શ્રેણિકના અનુયાયી બન્યા છે અને તેઓએ યૌવનવય પામ્યા પછી તેના સર્વ કાર્યો સાધવાને પોતાનું જીવન શ્રેણિકને સમર્પ્યું છે, કે જે આપણે આગળ જોઇશુ.

---

## પ્રકરણ ૯ મું.

---

### અભયચંદ્રનો ઇષ્ટદેવ.

વૈશાલી નગરીના રાજમહાલયની સમીપમા એક બજાર આવેલું છે. આ બજારના વ્યાપારીઓ રાજમહાલયમા વપરાતી સર્વ વસ્તુઓનો વ્યાપાર કરી રહ્યા છે. દુનિયાના સર્વ વિભાગોમા બનેલી વિવિધ અમૂલ્ય આકર્ષક ચીજોની સરસ રીતે કરેલી ગોઠવણીથી તે બજારની સર્વ દુકાનો સુરમ્ય દીસે છે. વૈશાલીના સર્વ બજારોમાં આ બજાર મુખ્ય

અને શ્રેષ્ઠ મનાય છે. વાછિત લાભ મળતો હોવાથી દુકાનદારો અહિં દુકાન હોવાનુ વધારે પસદ કરે છે. અહિં વ્યાપાર કરતા કયો વ્યાપારી ધનવાન બન્યો નથી? અને તેથી વૈશાલીનાજ નહિ પણ અન્ય નગરોના પણ વ્યાપારીઓના હસ્તક કેટલીક દુકાનો છે. હાલ આ બજારમા એક અભયચદ્ર નામના નવા વ્યાપારીએ દુકાન ખોલી છે. અતપુરમા વપરાતી સર્વ વસ્તુઓ તેની દુકાને મળી શકે છે. ચેટક મહારાજના અતપુરની દાસીઓ હરવખત પોતાની સ્વામિનીઓને જોઈતી વસ્તુઓ લેવાને આ બજારમા આવે છે તેઓ બીજા વ્યાપારીઓ કરતા આ નવો વ્યાપારી સસ્તાભાવે સર્વ વસ્તુ આપતો હોવાથી, પોતાને જે કાઈ ખરીદવું હોય તે હવેથી તેની પાસેથીજ ખરીદવા લાગી છે બીજા વ્યાપારીઓને તેટલુ સસ્તુ આપવુ પાલવતું નથી તે વ્યાપારીઓ નવા વ્યાપારીની આ રીતભાતનુ કારણ કલ્પી શક્યા નથી અને તેથી કાઇ પ્રપચ હશે અથવા જમાવટ કરવા તેમ કરતો હશે અથવા મૂર્ખ હોઈ દેવાળુ કાઢી ચાલ્યો જશે વિગેરે વિગેરે, જેને જે ઠીક લાગે તેવી કલ્પના કરતા તેઓ ગૂઢ ઇર્ષા સહિત ઔદાસીન્ય ધરી બેસી રહ્યા છે. આ વ્યાપારી જેવા તેવો નથી, તે ઘણોજ ચાલાક છે અને તેના મુખમા ઘણીજ મીઠાશ છે ધીરેધીરે દાસીઓ તેની સાથે હળી ગઇ અને તેઓ સકોચ મુકી તેની સાથે યોગ્ય વાર્તાલાપ પણ કરે છે દાસીઓને વિશ્વાસપાત્ર બની બેઠેલા તે શેઠે પોતાની દુકાનની ઓસરીમા એક બાજુએ વસ્તુઓના નમુના ગોઠવ્યા છે અને બીજી બાજુએ ભીંતમા ગોખ જેવો આકાર બનાવી તેમા એક છબી ગોઠવી છે અને તે છબીનું ચિત્ર આબેહૂબ રમણીય દીસે તેવી સર્વ વ્યવસ્થા કરી રાખી છે દાસીઓના આવવાના સમયની લગભગ તે ત્યા નિરતર પૂજા કરતો જણાય છે અને તે વખતની તેની ભક્તિ જોનારને આશ્ચર્યમા ગરક કરે એવી ભાસમાન થાય છે તેનો કોઈ ઇષ્ટ દેવ હશે એ વિચારથી કોઈ દાસીએ તેને આ વિષે કાંઇપણ પ્રશ્ન કર્યો નથી તેઓ તે છબીને ધારી જુએ પણ શામાટે? બનવાયોગ્ય કે એક દિવસે કન્યાતપુરની દાસીઓનું ચિત્ત તસ્વીરને બરાબર રીતે નિરખવા દોરાયુ. તેઓને લક્ષ્યપૂર્વક નિરખતા જણાયુ કે, આ વ્યાપારીથી ઇષ્ટદેવ તરીકે પૂજાતું ચિત્ર તે કોઈ દેવનું નાહ પણ મનુષ્યનુ છે, પણ તેમા તેઓ સર્વથા નિઃશકિત તો નજ બની શકી, ચિત્રના આકાર રૂપ ઇત્યાદિકે તેઓને નિઃશક બનવા દીધી નહિ.

"શેઠજી ! તમે આમ રોજ કોની પૂજા કરો છો ?" એ ચાર દાસીઓમાંથી એક વધુ ચંચળ દાસીએ પૂછ્યું.

"મારા ઇષ્ટદેવની."

"આ તમારા ઇષ્ટદેવનું શું નામ છે ? તે અમારા જાણવામાં ક્યારે પણ આવ્યો નથી !"

"તમારા જેવી અંતઃપુરવાસિનીઓને ક્યાંથી ખબર હોય ? આ મારો શ્રેણિક નામનો ઇષ્ટદેવ છે." અભયશેઠે ઇષ્ટ ખુલાસો કર્યો

"પણ વિદુષી એવી પણ અમારી સ્વામિનીઓના મુખથી ક્યારેએ શ્રેણિક નામનો દેવ સાભળ્યો નથી, માટે આ કોઇ નવીન દેવ હશે ?"

"હા, તમારા અંતપુરને માટે નવીન-રાજગૃહીશ આ દેવ છે"

"ત્યારે સ્પષ્ટ કહી દોને કે, તમારા આ ઇષ્ટ દેવ નાહ પણ રાજા છે" દાસીએ સ્પષ્ટ કર્યું.

"ખરેખર અમારા રાજા એ રાજામાત્ર જ નહિ પણ દેવ છે. જે રાજા પ્રજાનુ પાલન કરવામા કોઇ પણ રીતે ન્યૂનતા રાખતો નથી, જે રાજા ધર્મિષ્ઠ હોઈ પ્રજાને ધર્મમાર્ગે યોજે છે. જે રાજા રૂપ ગુણાદિથી કોઇ પણ રીતે ઉતરતો નથી, તેમા દેવત્વનુ સ્વરૂપ કલ્પવામા આવે તો શુ ગેરવ્યાજબી છે ? અને તેથીજ અમારા મગધ દેશની સર્વ પ્રજા આ અમારા શ્રેષ્ઠ રાજાને દેવ તરીકે માને છે અને તે મારી જેમ તેની પૂજા અર્ચા કરે છે તથા તેની આજ્ઞાને નિશંક ઉઠાવે છે" શેઠે શ્રેણિકની મહત્વતા દર્શાવી. દાસીઓને હવે નિશંકતાથી સમજવામા આવ્યુ કે આ મગધેશની તસ્બીર છે મનુષ્યમા ન કલ્પેલું, ન સાભળેલુ, દેખેલુ તો હોયજ શાનુ એવુ આ છબીપરથી અનુમપાતું શ્રેણિકનુ રૂપ તેઓએ ફરી ફરી નિરખ્યુ. તેઓને તેમા અપૂર્વતા ભાસી. એક સાથે સર્વેના મનમા એવો ભાવ થઈ ગયો કે આપણી સ્વામિનીઓને આથી વધારે લાયક બીજો કોણ પતિ હોઇ શકે ? આવા નૃરત્નની પૂજા કરનારો હોવાથી શેઠપર અતિ આદરશીલ બનેલી તે દાસીઓ પોતાને જોઇતી ચીજો ખરીદી તે ચિત્ર વિષેજ વાર્તાલાપ કરતી રાજમહાલયમા ચાલી ગઇ.

"અલિ ! આજ તું કેમ કાંઈ વિચારમા પડી જતી જણાય છે" સુજ્યેષ્ઠાએ પોતાની એક સખીતુલ્ય દાસીને પૂછ્યુ.

"અમે આજે બજારમા કાંઈ વસ્તુઓ ખરીદવા ગયાં હતા, ત્યા પેલા નવા વ્યાપારી અભયશેઠથી પૂજાતી મગધેશની એક મનહર તસ્બીર જોઈ. અહો ! તે કેવી આકર્ષક છે! તે વ્યાપારી કહે છે કે તે રાજાનું નામ શ્રેણિક છે" દાસીએ કારણ દર્શાવ્યુ.

"અરે! અન્ય ભૂપાલોના વર્ણન સમયે આપણે શ્રેણિક રાજાના રૂપાદિ વિષે બન્દિઓના મુખે ઘણી વખત સાભળ્યુ છે તેની છબીમા તને એવુ વિશેષ શુ ભાસ્યુ કે તું આવી રીતે અચબો પામી ગઈ છે ?" રાજકુમારીએ ઉપેક્ષાવૃત્તિ ધારણ કરતા કહ્યુ

"ના સખિ ! આપણી ભૂલ થાય છે."

"કેવી રીતે ?"

"બાન્દઓની સ્તુતિ સાભિપ્રાય હોય છે, અને તેથી તેમા શ્રેણિકને સર્વાંશે પ્રશસ્યો ન પણ હોય એ સભવિત છે. ખરેખર આપણે તે પર કાઈ કલ્પી શકીએ નહિ, કેમકે તે એક રાજનીતિનો પ્રશ્ન છે. તમે તસ્બીર જુઓ તો તમને સહજ જણાઈ આવશે કે તે નૃપ અસામાન્ય બુદ્ધિમાન, રૂપવાન અને ગુણવાન હોવો જોઈએ તે છબી તેની દાન-યુદ્ધ-ધર્મવીરતાની શાક્ષી પૂરે છે ધન્ય છે તે સ્રીને કે જે આ નૃશિરોમણિના અકને અલકૃત કરવા મહદ્ ભાગ્ય ધરાવે છે !" દાસીએ પૂર્ણરીતે શ્રેણિકની પ્રશસા કરી

"અલિ ! આજે તું કદિપણ નહિ તેવી રીતે એકપક્ષિની બની બેઠી છે !" હજી સુજ્યેષ્ઠાએ તેની પ્રશસાપર અવિશ્વાસ દર્શાવ્યો.

"પણ મે તમને પણ આવી રીતે અવિશ્વાસ દર્શાવતા કદિ જોયા જાણ્યા નથી !"

"સખિ ! ના, મને તારા પર અવિશ્વાસ નથી તું મારૂં અંતર છે. મેં કોઈ દિવસ કાઇપણ તારાથી ગોપવ્યું નથી શુ કારણુ હશે તે હું કલ્પી શકતી નથી કે, શા માટે તે તસ્બીર વિષે વધુ જાણવા આ હૃદય પ્રેરાય છે ! તું તસ્બીરનું વર્ણન કરે છે તે પરથી તેની મનહરતા મને સમજી શકાય છે, પણ તેથી આતુર નયનોને સંતોષ થાય નહિ એ મારે તને કહેવાની જરૂર નથી. સખિ ! તું કહેતી હતી કે એ વ્યાપારી બહુ દાક્ષિણ્યતા ગુણવાળો છે. ખરેખર તેવા મનુષ્યો પ્રાયઃ પરોપકારપ્રવીણ હોય છે." રાજકન્યાએ સાભિપ્રાય કહ્યું.

સુજ્યેષ્ઠા અને તેની વિશ્વાસપાત્ર દાસી બન્ને અત્યારે એકાતમાં

વાર્તાલાપ કરી રહ્યા છે. નિરંતર સહચારિણી ચેલણા તેઓની પાસે નથી. રાજકન્યા અત્યારે જે કાંઈ વહી છે તે પરથી ચતુર પરિચિત દાસી તેના હૃદયની દિશા સમજી શકી છે. તે રાજાનુ ચિત્ર સ્વામિનીને દર્શાવવુ, વ્યાપારીની અનુકૂલતા મેળવી પ્રચ્છિન્ન કાર્ય સાધવુ વિગેરે પોતાની ફરજો અદા કરવાનો નિશ્ચય કરી કિંચિત્ હાસ્યપૂર્વક કાંઈ કહેવાનુ કરે છે, તેટલામા સુજયેષ્ઠાને કોઈ મળવા આવતુ હોય તેમ આભાસ થવાથી દાસી અને તે રાજકન્યા બન્નેની એકાંત સમાપ્ત થઈ તરતજ રાણીની-સુજયેષ્ઠાની માતાની એક દાસીએ અંદર પ્રવેશ કરી જણાવ્યુ કે "બા પધારે છે." સુજયેષ્ઠા ઉભી થઈ, દ્વાર સુધી સન્મુખ જઈ રાણીને પ્રવેશ કરાવ્યો અને રાણીએ આસન લીધુ સુજયેષ્ઠા માતાની આગળ બેઠી છે રાણીએ દાસીઓના મુખ પર નજર નાખતા તેઓ ત્યાથી ખસી ગઈ. અને રાણીનો પુત્રી સાથે વાર્તાલાપ શરૂ થઈ ગયો છે કે જે આગળ જણાશે

---

## પ્રકરણ ૧૦ મુ.

### શ્રેણિક

મગધ એ ભરતખંડના આર્યદેશોમાનો એક ફળદ્રુપ દેશ છે તેની આબોહવા ઘણી સારી છે. જ્યા ત્યા નિર્મળ જળથી ભરેલા સરોવરો, સુંદર વાવડીઓ અને વિશ્રામસ્થાનો આવેલા છે લીલી હરિઆલીમય તેની ભૂમિ અતિ સુરમ્ય અને મનહર લાગે છે. હાલ તેના પર પ્રસેનજિત રાજા શાસન કરી રહ્યો છે તેની રાજધાની કુશાગ્રપુરપત્તન છે, કે જે મગધ દેશનુ મુખ્ય અને રમણીય શહેર છે. ત્રેવીસમા તીર્થંકર શ્રીપાર્શ્વનાથના શાસનનો અનન્ય ભક્ત આ રાજા અણુવ્રતધારી શ્રાવક છે. તેને ઘણા પુત્રો છે અને તેમા સર્વથી અધિક રાજગુણ ધરાવતો ધારિણી દેવીનો પુત્ર શ્રેણિક છે પ્રસેનજિત રાજા વૃદ્ધાવસ્થામા પહોચ્યો છે, અને તેથી પોતાની પાછળ રાજ્યગાદી પર કોને બેસાડવો એ વિચાર કરી રહ્યો છે. સામાન્ય રીતે એટલું તો તે જાણેજ છે કે સ્વસમાન ગુણોનો ધારક ધારિણીપુત્રજ પોતાના પ્રતાપથી શત્રુઓને વશ કરી પ્રજાનું પાલન કરવાને યોગ્ય અને સમર્થ છે, તોપણ રાજપુત્રોની પરીક્ષા કરી પછી નિશ્ચયપર આવવુ એ વધારે સારૂં એમ તેને ભાસે છે. વળી-

માત્રથીજ રાજકાર્ય થઇ શકતા નથી પણ તેમા ઘણી બુદ્ધિમત્તાની જરૂર પડે છે એ તેના લાબા રાજ્યશાસનના અનુભવથી તેણે સારી પેઠે જાણ્યુ છે, અને તેથી તે બલપરીક્ષા ગૌણ રાખી બુદ્ધિની પરીક્ષા કરવાને તૈયાર થયો છે. સર્વ રાજકુમારોને સાથે જમવા બેસાડી દુધપાકાદિ ભોજન પીરસી, તેણે તેઓને જમવાનો પ્રારભ કરતાની સાથેજ તેઓપર ભૂખ્યા શ્વાનો છોડી દીધા. શ્રેણિક સિવાય બીજા સર્વ રાજપુત્રો પીરસેલા પાત્રો એમને એમ તજી દઇને ઉઠી ગયા. બુદ્ધિમાન શ્રેણિકે તે પાત્રોમાથી થોડુ થોડુ શ્વાનોને ખાવા ફેકયુ અને પોતે શાંતિથી ભોજન કરવા લાગ્યો. આવી રીતે વારવાર શ્વાનોને થોડુ થોડુ ફેંકી દુરજ રોકી રાખ્યા અને પોતે તૃપ્ત થયો ત્યા સુધી ભોજન કર્યું. આ શ્રેણિકની બુદ્ધિમત્તાથી રાજાએ નિશ્ચય કર્યો કે, શ્રેણિક સર્વને સતોષી રાજ્યને ભોગવશે એ નિર્વિવાદ છે કુશાગ્રપુર નગરમા વારવાર અગ્નિનો ઉત્પાત થતો હોવાથી રાજાએ આજ્ઞા કરી હતી કે જેના ત્યાથી અગ્નિ ઉઠશે તેને નગરબાહ્ય કરવામા આવશે. ભવિતવ્યતાવશાત્ રાજગૃહમાથીજ અગ્નિ ઉઠયો રાજાએ રાજપુત્રોને હુકમ કર્યો કે, જે જે વસ્તુને બચાવશે તે તેનો માલીક થશે અન્ય રાજપુત્રોએ યથેષ્ટ હસ્તિ, અશ્વ વિગેરે બચાવ્યા શ્રેણિકે ભભાનામનુ વાજિંત્ર બચાવ્યુ અને તે બચાવવાનુ કારણ દર્શાવ્યુ કે, આ વાજિત્ર યુદ્ધયાત્રામા મગલ છે અને તેના શબ્દથી જય સૂચવાય છે, માટે રાજપુત્રોએ પ્રથમ તેનુજ રક્ષણ કરવુ જોઇએ પ્રસેનજિત રાજાએ પુત્રના આ કાર્યથી તેનુ ભભાસાર નામ આપ્યુ, કે જે તે નામથી પણ પ્રસિદ્ધ થયો તથા તેની આ મહત્વાકાક્ષાથી તેના ભાવિ ઉદયના નિશ્ચયને વધારે નિશ્ચિત કર્યો રાજાએ પોતાની આજ્ઞા—અગ્નિ જેના ગૃહથી ઉઠે તેને પુરબાહ્ય કરવો તે—પોતે પાલન કરવાને નગરની બહાર રાજગૃહ વસાવી ત્યાજ નિવાસ કર્યો અને તે રાજ—ગૃહજ અલ્પ સમયમા આજુબાજુ આવી વસતા જનસમુદાયથી વૃદ્ધિ પામતા રાજગૃહી નગરીના નામથી ઓળખાવા લાગ્યુ કુશાગ્રપુરનો રાજગૃહીમા સમાવેશ થઇ ગયો ઉપર દર્શાવ્યા પ્રમાણે રાજ્યગાદીને લાયક શ્રેણિકજ છે એમ પ્રસેનજિત રાજાને પૂર્ણ ખાત્રી થઈ ચુકી છે અને શ્રેણીકનેજ પોતાનો ઉત્તરાધિકારી બનાવવો છે એમ નિશ્ચય પણ કરેલો છે તેથી તેણે પોતાની સર્વ પ્રવૃત્તિ તદનુસારજ કરવા માડી. અન્ય રાજપુત્રો શ્રેણિકની ઇર્ષ્યા ન કરે, કદાપણ રાજ્યપ્રપચ ન થાય વિગેરે કારણોને

લઇને શ્રેણિક વિષે હૃદયમા અત્યાદર હોવા છતા પણ બ્હારથી જાણે બિલકુલ આદર ન હોય તેમ રાજા સર્વને પોતાની વર્તણુકથી દર્શાવવા લાગ્યો. તેણે બીજા રાજપુત્રોને જુદા જુદા ભાગોના રાજ્યો આપી તેઓને ત્યા નિયત કર્યા, પણ શ્રેણિકને કાંઇપણ આપ્યું નહિ, કેમકે તેને રાજગૃહીના મુખ્ય ભાગનો વારસ બનાવવો છે. શ્રેણિક પોતે રાજાના અભિપ્રાયને સમજી શકયો નહિ, પિતાએ મારૂં અપમાન કર્યું છે એમ તેણે માની લીધું, અને તેથી તે રાજાને કાંઇપણ જણાવ્યા વગર રાજગૃહીનગરીને છોડી ચાલ્યો ગયો. અનેક ગામનગરાદિ પરિભ્રમણ કરતો તે બેનાતટે પ્હોચ્યો, ત્યા ભદ્રશેઠની નન્દાકન્યાની સાથે પાણીગ્રહણ કર્યું, ચરમારફતે ખબર પડતા વ્યાધિગ્રસ્ત પ્રસેનજિત રાજાએ ત્યાથી તેને એકાએક બોલાવી લેતાં, સગર્ભા પ્રિયાને એક પત્ર આપી તે ઊંટવાળાઓની સાથે રાજગૃહી ચાલ્યો ગયો વિગેરે વૃત્તાત આપણે પાછળ જાણી ચુક્યા છીએ રાજગૃહીએ આવ્યો કે તરતજ પ્રસેનજિતરાજાએ પોતાનુ રાજ્ય શ્રેણિકને આપી તેને રાજ્યાભિષિક્ત કર્યો. રાજ્યગાદી પર આવતાની સાથેજ શ્રેણિકે પોતાનુ અપૂર્વ બુદ્ધિબળ દર્શાવ્યુ યુક્તિપ્રયુક્તિથી સર્વ નૃપોને નમાવ્યા તેનો પ્રતાપ ચૌદિશિ પ્રસર્યો શત્રુઓ તેના નામથી કપવા લાગ્યા. તેના રાજ્યમા સર્વત્ર શાતિ અને નિર્ભયતા વ્યાપતા, પ્રજા સુખી અને આનદિત બની આ સર્વ છતા પણ તેને યોગ્યમત્રીઓની ખોટ હતી. જુના મત્રીઓ નવા કારભારમા ઉપયોગી થઇ પડે એમ ન હતું તેથી તેણે મત્રીઓની તપાસ કરવા માડી અને પરીક્ષાપૂર્વક તેણે ચારસે ને નવાણું મત્રીઓ મેળવ્યા છે હવે તેને સર્વના પર પોતાની સત્તા પસારી શકે એવો મુખ્યમત્રી-મહામાત્ય મેળવવો છે અને તેમાટે તે પરીક્ષા કરી રહ્યો છે. તેણે જલહીન કૂપમા પોતાની હસ્તમુદ્રિકા નાખી રાજગૃહી નગરીમા પટહ વજડાવ્યો છે કે, "કૂપના બાહ્યભાગેજ ઉભો રહી જે કોઇ આ મુદ્રિકાને સ્વહસ્તે બ્હાર કાઢે તેને હું મહામાત્યપદ અને અર્ધરાજ્યાદિ અર્પણ કરીશ." બુદ્ધિમાનોથી ભરેલી એવી પણ રાજગૃહીમા કોઇએ આ પટહ ઝીલ્યો નહિ. અંતે એક આઠ નવ વર્ષના બાલકે પટહને ઝીલી લીધો. રાજપુરૂષોએ તે બાલકને તેના કહ્યા પ્રમાણે વ્યવસ્થા કરી આપતા, તેણે પ્રથમ લક્ષ્યપૂર્વક મુદ્રિકાપર છાણુ ફેક્યુ અને તૃણાગ્નિવડે તેને સુકાવી નાખ્યુ અને તેવાર પછી એક નીક ખોદાવી તે દ્વારાએ તેણે તે કૂપ જળથી પૂર્ણ કર્યો કે, જેમા મુદ્રિકા ચોંટેલી

છે એવું તે છાણું શુષ્ક હોવાથી જળ ઉપર તરી આવ્યું અને તે આ રાજગૃહી નગરીના અપરિચિત બાલકે સ્વહસ્તે ઉઠાવી, તેમાથી મુદ્રિકા અલગ કરી રાજપુરૂષોને અર્પી. તેઓએ તેને રાજાની પાસે અત્યાદરપૂર્વક હાજર કર્યો. શ્રેણિક રાજાની રાજસભામા ઉભા રહેલા આ બાલકની મુખાકૃતિજ એવી હતી કે, હરેક કોઇ તેને નિરખતા કલ્પી શકે કે તે અતિબુદ્ધિશાલી હોવો જોઇએ. તે વખતે તેની ઉભા રહેવાની છટા, ગંભીર ચ્હેરો, નયનની નિશ્ચલતા અને ભાવોથી ભાસતી નિર્ભયતા એ સર્વએ સશ્રેણિક રાજસભાને ચકિત અને સાદર કરી. તેને જોતા શ્રેણિકરાજાને આનદનો પાર રહ્યો નહિ, આ આઠ નવ વર્ષનુ બાલક મહામાત્યપદનો નિર્વાહ કેવા રીતે કરી શકશે એવો થવો જોઇતો સંદેહ પણ તેને ન ઉપજે એવી તેની મનોવૃત્તિ થઇ ગઇ પોતાને અતિપ્રિય ભાસતો તે બાલક કોણ છે એ જિજ્ઞાસાથી તેણે પ્રશ્ન કર્યો,

' તમે કયાના રહીશ છો અને આ નગરીમા કયરે અને કોની સાથે આવ્યા છો ?

" હું બેનાતટનો રહીશ છુ અને મારી માની સાથે આજેજ અહિં આવ્યો છુ." બાલકે કહ્યું.

" બેનાતટમા ભદ્રશેઠને જાણો છે " શ્રેણિકને નન્દા સ્મરી આવતા તેણે પૂછ્યુ.

' હા, તેને અને તેના સબધી સર્વને જાણું છુ " બાલકે અતિપરિચિત હોય તેવી મુખમુદ્રા કરતા કહ્યુ

" તો તે શેઠની નન્દા નામની પુત્રી કે જે સગર્ભા હતી તેણે શુ પ્રસવ આપ્યો છે ? "

" એક પુત્રને પ્રસવ આપ્યો છે. "

" તે કેવો છે ? " શ્રેણિકે સાનદાશ્ચર્ય પૂછી, " તેનુ નામ શુ ? " એ પ્રશ્નથી તેણે વિશેષ જિજ્ઞાસા દર્શાવી.

" રાજન્' તેનુ નામ અભય છે અને તે મારા જેવો છે "

" ખરેખર મને તમારા પર પ્રેમ થાય છે તેનુ કારણ પણ તેજ હશે. તમે પણ મને પુત્ર સમાનજ ભાસો છો તમે મને આ સમાચાર આપ્યા તેથી હું અતિ હર્ષ પામ્યો છુ અને મને પુત્રનો મેલાપ કરવાની અતિ ઉત્કંઠા થાય છે હું નિર્દય છુ. તે સ્ત્રીની કેવી દશા હશે તે હું કલ્પી પણ શકતો નથી' તેના વિયોગના વર્ષો કેવી રીતે

વીત્યા હશે? મારા જેવા અનાત્મજ્ઞને ધીક્કાર છે।" શ્રેણિકે પોતાના વિસ્મરણને માટે પોતાનાપર તિરસ્કાર દર્શાવ્યો અને નન્દાના સદ્‌ગુણોને યાદ કરતા પ્રેમવિવશ થતા તેની આખમાથી વિરહમૂલ અશ્રુ ખરી પડયા

"પિતાજી। શોક શા માટે કરો છો? તે અભય હુંજ છુ, અને મારી મા નગરીની બ્હાર છે તેમને આપના દર્શનથી આનંદિત કરો. ચાતક મેઘની રાહ જુએ તેમ તે આપના દર્શનની રાહ જોઇ રહ્યા છે." અભયે આત્મનિવેદન કર્યું.

શ્રેણિકરાજા અભયકુમારને ભેટી પડયો. તેના રોમ હર્ષિત થઇ રહ્યા મહામાત્યાદિનો અધિકારી સ્વપુત્રજ છે એ વિચારે તેણે પોતાને સગર્વ બનાવ્યો પોતે અભયકુમારની સાથે નન્દાની સામે ગયો. અભયકુમારે આગળ જઇ પિતાના આગમનસમાચાર માતાનન્દાને આપ્યા. તે હર્ષે ભરાણી અને પતિની સન્મુખ કાઇક આવવાની ઇચ્છા કરે છે તેટલામા શ્રેણિકે અંદર પ્રવેશ કર્યો વિયોગાવસ્થાની એકેએક દશા અનુભવતી નન્દાને નિરખી તે રાજા પળવાર વિમૂઢ બન્યો તેના શરીરની કૃશતા, કેશપાશાદિની અવ્યવસ્થા, શૃંગારહીનતા વિગેરેથી તેના પાતિવ્રત્ય પર અતિ આદર થએલો છે એવા શ્રેણિક નરેશે તેને આશ્વાસન આપી મહામહોચ્છવપૂર્વક નગરીમા પ્રવેશ કરાવી પટ્ટરાણી તરીકે અંતપુરમા દાખલ કરી. અભયકુમારના બુદ્ધિબળથી અપૂર્વ નીતિમય શાસન કરતો શ્રેણિક રાજા એક આદર્શભૂપતિ છે. અભયકુમારના બુદ્ધિબળે યુદ્ધ અને મનુષ્યસંહાર વીસરાવી દીધા છે. ચોર ધાડનુ નામ નિશાન રહ્યુ નથી. સૈન્યની પણ વાસ્તવિક જરૂર ક્યા રહી છે? અભયકુમારની બુદ્ધિ આગળ અસાધ્ય એવુ કાર્યપણ નથી. ગુપ્ત દૂતોદ્વારા મંત્રી સર્વ સમાચાર મેળવી તદનુસાર વ્યવસ્થા કર્યા કરે છે, અને તેથીજ કાંઈ વ્યવસ્થા કરવાને તે સુજ્યેષ્ઠાના ચિત્રથી મોહિત થએલા શ્રેણિક રાજા પાસે, તેની વ્યાકુળતાના અને ચેટક મહારાજથી તિરસ્કૃત થએલા દૂતના તેની પાસે આગમનના સમયે આવ્યો છે, એ વાચનારને સમજવામા આવીજ ગયુ હશે

———

# પ્રકરણ ૧૧ મું.

## કન્યાઓનો સ્વતંત્ર માર્ગ.

" સુજ્યેષ્ઠા ! તને શરીરે તો ઠીક છેને ? ત્રીજો પ્રહર વીતી જવા આવ્યો પણ તું દેખાઇ નહિ, ત્યારે મારા મનમા આવ્યુ કે ચાલ હુજ ત્યા જઈ આવું. " રાણીએ વાત્સલ્યભાવ દર્શાવતા કહ્યું.

" માજી ! મારી સખીએ આજે એક અપૂર્વ રમ્ય ચિત્ર જોયુ તે વિષે તે મને કાઇ કહી રહી હતી તે સાભળતી હું અહિ આજ બેસી રહી, અને તેથી હું તમારી પાસે આવી શકી નહિ " સુજ્યેષ્ઠાએ માની પાસ ન દેખાવાનુ કારણ દર્શાવ્યુ.

" પણ હમણા હમણા તો તુ ચિત્રો વિષે કાઇ જોતી સાભળતી નથી ને ? "

" હા, તેથી મને કટાળો આવ્યો છે, પણ આજે સખીના દાક્ષિણ્યથી મને તેનું સર્વ કથન સાભળવાની ફરજ પડી " સુજ્યેષ્ઠાએ જરી રૂપાતર કરી કહ્યુ.

" તે કોનું ચિત્ર હતું અને કોની પાસે જોયુ ? " રાણીએ પૂત્રીને રૂપાતર કરતી જાણી લીધી અને તેથી વિશેષ જિજ્ઞાસાએ પૂછ્યુ.

" તે કહે છે કે મગધેશનુ છે અને મગધદેશના એક વ્યાપારીની પાસે છે. " આ શબ્દો બોલતા સુજ્યેષ્ઠાની આખોમા પ્રથમ કદી ન જણાયલી એવી શરમ અત્યારે ગુપ્તપણે આવી વસી અને તે ગુપ્તભાવ પણ રાણીના ન કળ્યામા આવે એમ ન બન્યુ.

" એમ કે ! તે શ્રેણિક રાજાનુ છે ! સભળાય છે કે તે રાજા રૂપગુણાદિથી સમલકૃત છે " રાણીએ પુત્રીના હૃદયનુ વલણ તપાસવા માડયું.

" હા, મારી સખી પણ તે ચિત્રનું તેવુજ વર્ણન કરે છે. " સુજ્યેષ્ઠાએ સકોચાતા હૃદયે કહ્યુ, અને ભાવો ગોપવવાને પૂર્ણ પ્રયત્ન કર્યો

" ઠીક, પણ તે વાહીક વશનો રાજા છે. એવા ઉતરતા કૂળના રાજાની વાતચીતથી આપણે શુ પ્રયોજન છે ? " રાણીએ ઉપેક્ષા બતાવી, અને સુજ્યેષ્ઠાના હ ·· ડાણમા ઉતરવા માર્ગ શોધ્યો.

સુજ્યેષ્ઠાને રાણીનુ આ કથન રૂચ્યુ નહિ, પણ શ્રેણિક વિષે

તેવું કાઈ બોલી, તેનો પક્ષપાત કરવા જેવું સ્પષ્ટ જણાય એમ તે દેખાવ કરે એ અશક્ય હતું

"વાહીક વંશમા જન્મતા રાજાઓમા એવું શુ નીચત્વ ઉતરી આવતું હશે કે તેઓ સર્વગુણાલંકૃત હોય તોપણ તેઓ ઉતરતા ગણાય ? માજી ! મને તો આ વિચારો વિષે વિચિત્રતા ભાસે છે !" સુજ્યેષ્ઠાએ જાણે મધ્યસ્થતા ન દર્શાવતી હોય તેવા ઢબે કહ્યુ. ગણી ચેતી ગઇ છે. પુત્રીની મધ્યસ્થતાના આ વચન નહિ પણ ગમે તે રીતે તેનો ત્યા પક્ષપાત થયેલો છે તેના આ ઉદ્‌ગારો છે, એમ તેણે અનુમાન કર્યું. પોતાના વિચારો સાથે પુત્રી સંમત છે એથી તે સંતુષ્ટ થઈ. પોતાના વિચારોને વ્યક્તરૂપ આપવુ એ સમય હજી દુર છે, કેમકે તે વિચારોની નિશ્ચિતતા જેવી જોઇએ તેવી હજી થઇ નથી. ધીરે ધીરે ચેટક મહારાજાને અનુકૂળ કરી મંત્રીઓની સંમતિ મેળવ્યા સિવાય ગમે તે વિચારો કરી સાહસ કરવા તૈયાર થવુ એ સુપરિણામજનક નજ હોય એમ રાણીને જ્ઞાન અને શ્રદ્ધા છે, તેથી હવે તેણે વાતને ટુંકાવવા ઉઠવાની તૈયારી કરતા કહ્યુ

આ સર્વે જગત વિચિત્રતાથીજ ભર્યું છે ત્યા કહેવુજ શુ ? આપણા હૈહયવંશીઓજ તેમને પોતાથી ઉતરતા વંશના ગણી સ્વકન્યાઓ આપતા નથી, અન્યથા તું કુમારી હોતજ ક્યાથી ' હું તો માનુ છુ કે વાહીકવંશમા તેવુ ઉતરતા જેવુ કાઇ છેજ નહિ, પણ તે શા કામનુ ? " આ શબ્દોથી વિચારમા પડી ગયેલી પુત્રીને " હું જાઉ છુ " એ શબ્દોથી જાગૃત કરતી રાણી ત્યાથી ચાલી ગઇ.

ઘણા રાજકુમારોને તપાસી જોયા, પણ પુત્રીને લાયક વર તેમાથી કોઇ હોય એમ લાગ્યુ નહિ દિવસે દિવસે કન્યા મોટી થતી જતી હોય અને યોગ્ય વરનો પત્તો ન મળતો હોય તેના જેવી માબાપને બીજી ચિંતા શી ? મહારાજા મગધદેશને હલકા વંશનો ગણી કન્યા આપવાને ના પાડે છે પણ શ્રેણિકના જેવો લાયકાત ધરાવતો બીજો કોણ છે ? કોણ જાણે મંત્રીઓ પણ શામાટે ના પાડે છે ? કોઇપણ રીતે શ્રેણિકને સુજ્યેષ્ઠા અપાય તેવા હુ પ્રયત્નો કરીશ, પણ લાવ જોઉં કે સુજ્યેષ્ઠા શ્રેણિકને સ્વીકારવા વંશાદિનો કાઈ વાધો ઉઠાવે છે કે ? આ વિચારોથી રાણી સુજ્યેષ્ઠા પાસે ગઈ હતી અને પુત્રીના ચિત્તને પારખવા પ્રયત્ન કરી પાછી ફરી ગઇ છે તેને કેવી રીતે ખબર પડે કે તે અલ્પસમયમાજ

કોઇ નવીન માર્ગ શોધવામા પ્રયત્ન કરવા લાગી જશે અને પોતે ધારેલું કાર્ય તે બીજી રીતે સિદ્ધ કરવા ઉતાવળ કરશે?

રાણીના ગયા બાદ, સુજ્યેષ્ઠા પણ કાંઈ કાંઈ વિચારો કરતી અન્યકાર્યોમાં વ્યાપૃત થઈ અને ભવિષ્યની રાહ જોવા લાગી; કેમકે તે સિવાય બીજો એકે માર્ગ ન્હોતો. રાણીના શબ્દોથી તેના વિચારના કેટલાક માર્ગ બંધ થઇ ગયા છે હવે તો તેની સખીના પરિશ્રમથી જે કાંઇ બને તેનોજ તેને આધાર છે, અને તેથી આ વિષયમા તેનુ લક્ષ્ય તે સખીની પ્રવૃત્તિપર ધ્યાન રાખી બેસી રહ્યુ છે. આ સખીભૂત દાસીએ તે વ્યાપારીની સાથે અધિક પરિચય રાખવા માડયો છે. તેના મુખે વર્ણન કરાતા શ્રેણિકના ગુણોનો તે સુજ્યેષ્ઠા પાસે અનુવાદ કરતી રહે છે પરિણામ એ આવ્યુ કે સુજ્યેષ્ઠાનુ ચિત્ત આ રાજાને આધીન થઈ ગયુ તેના સર્વ વિચારોમા શ્રેણિકનુ દર્શન થવા લાગ્યુ, વિરહતાપે તેને તપાવી દીધી, તેના મનની આકુલવ્યાકુલતા વધી પડી અને સર્વ રસમય તરીકે સ્વીકારેલી વસ્તુઓ નિરસ થઈ પડી તેને ખાવુ પીવુ ક્યા ગમે છે? તેને શૃગાર સજવો ક્યા ગમે છે? અને આડી અવળી વાતચીત કરનારા દાસીજનો પણ તેને ક્યા ગમે છે? તેના હૃદયને સમજનારી ચેલ્લણા પોતાની વડીલ બ્હેનની આ દશાને સમજી ગઇ છે, કિન્તુ જ્યા સુધી સુજ્યેષ્ઠા કાંઈ પણ ન વદે ત્યાસુધી તે બાળા કાંઇપણ પૂછી શકતી નથી પણ તે વિષે તે હવેથી બહુજ ધ્યાન રાખે છે. અભયચદ્ર વ્યાપારીની પાસેથી શ્રેણિકનુ ચિત્ર લાવી તે દાસીએ સુજ્યેષ્ઠાને દર્શાવ્યું કે સુજ્યેષ્ઠા અધીરી બની ગઇ અને તેની ઉત્કંઠાએ તેના મુખને આગળ વધવાનો માર્ગ કરી આપ્યો.

" સખિ ! તું મારા હૃદયને સમજી ચૂકી છે. તેં જેના સદ્‌ગુણો મારા કર્ણપર્યંત પ્હોચાડયા છે અને જેના મનહર ચિત્રથી મારા ચક્ષુ સફળ બનાવ્યા છે, તેના વિના હું મારા જીવિતને ટકાવી શકીશ કે નહિ એ પણ તારા સમજવામા આવી ચૂક્યુ જ હશે " દાસીના મુખ પર એકવાર પોતાની વિચારમય દષ્ટિ ફેરવ્યા પછી રાજકુમારી સુજ્યેષ્ઠાએ કહ્યુ. "

" હા, હુ એ વિષે તજવીજમાજ છુ, પણ તમે જાણોજ છો કે આવા જોખમભર્યા કાર્યમા એકદમ ઉતાવળ કરી સાહસ કરવુ યોગ્ય નાહ. પણ ઠીક બાજી શુ કહેતા હતા ? "

" વાહીકવંશના રાજાઓને વિષે માજીનો અભિપ્રાય કાંઈ હલકો નથી, પણ તે શું કરે ? મને તો લાગે છે કે તે પિતાની ઇચ્છાને અનુસરશે, અને તેથી મને જણાવ કે હવે મારે માટે કયો માર્ગ છે ? તું જાણેજ છે કે મારા ક્ષણો ગણતા ગણતા ખુટતા નથી." સુજ્યેષ્ઠાએ અધીરાઇ દર્શાવતા કહ્યું.

" શ્રેણિકના સમાગમનો માર્ગ તે વણિકજ છે. તેણે કહ્યુ છે કે તમારી સ્વામિનીની ઇચ્છા હોય તો હું પ્રયત્ન કરી મગધેશને અહિ મોકલુ."

" તે શું જવાબ આપ્યો ?" રાજકન્યાએ આતુરતાથી પૂછ્યુ.

" મે તેને તેમ કરવા હા પાડી છે દુરથી ખોદાવેલી સુરંગદ્વારાએ તે રાજા અહિં આવશે એવી ગોઠવણ થઈ ચુકી છે અને તે અમુક દિવસે આવશે તેથી તે દિવસે આપણે તૈયાર રહેવુ જોઇએ કેમ, હવે આથી પણ વધારે તો ઉતાવળ કરવાની નથી ને ?" જરાક હાસ્યપૂર્વક દાસીએ છેવટનુ વાક્ય ઉચ્ચાર્યું

" આથી વધારે ઉતાવળ કરવાની કોઇએ ના પાડી હતી ?" સુજ્યેષ્ઠાએ સંતોષસૂચક દૃષ્ટિ દાસીની દૃષ્ટિ સાથે મેળવી ઉપાડી લેતાની સાથેજ કહ્યુ સુજ્યેષ્ઠા અને તે દાસીની આ સઘળી હીલચાલને લગભગ સર્વાંશે સમજી ગયેલી ચેલણા અત્યારે સુજ્યેષ્ઠાની પાસે આવવાને દ્વારમા પ્રવેશ કરી રહી છે તેને નિરખતા સુજ્યેષ્ઠા ઉભી થઇ બે ચાર કદમ સામે જઈ તેને વળગી પડી અને પોતાનો સ્નેહ આજે અપૂર્વ રીતેજ પ્રકાશિત કર્યો. તે બન્ને બ્હેનો સાથેજ ચાલતી એક આસન પર બેઠી છતા સ્નેહને આવી રીતે આજે પ્રકાશિત કરવાના કારણો ચેલણા સમજી ગઈ અને તેણે કાંઈ બોલવા ઇચ્છયુ પણ તેમા તેને ઉચિત ન લાગ્યુ, અને તેથી તે વિચારમા પડી ગઇ તેને વિચારમા પડેલી જોઇ સુજ્યેષ્ઠાને તેનો પોતાના પર કેવો સ્નેહ છે એ વાતનુ ભાન થયુ અને તેને પોતાને પણ ચેલણાનો વિરહ અસહ્ય છે એવો અનુભવ થવા લાગ્યો ખરેખર આ બ્હેનોના સ્નેહમાં એ નવીનતા હતી કે, તેઓ ગમે તેવા પતિની સાથે પ્રેમમાં ગુંથાય તો પણ એકબીજાને છોડવાને ન ઇચ્છે ઘણા સમયથી તે બન્નેના હૃદયમા એવીજ ભાવના હતી કે લગ્ન કરવુજ નહિ અને કદાચિત્ કરવુ તો એક પતિનેજ

વસ્યું. હાલ પોતાની હીલચાલ ચેલણાને જણાવી તેને પણ સાથેજ લેવી એવો વિચાર સુજ્યેષ્ઠાના હૃદયમા છે અને તેથી તેણે પ્રસંગ કાઢ્યો.

" ચેલણા ! આપણા લગ્ન સંયોગવશાત્ કદાચિત્ ભિન્ન ભિન્ન સ્થળે થયાં તો આપણને વિખુટું પડવું પડશે. ' સુજ્યેષ્ઠાએ દિલગીર મુખમુદ્રા કરી કહ્યું.

" ના, બ્હેન ! એમ કેમ બને? તમે મને કદિપણ વિખુટા પાડશોજ નહિ ને હું તો કદિ પણ તમને છોડવાની નથી " ચેલણાએ સભય પણ આગ્રહીભાવે કહ્યુ. હમણા હમણા ચાલી ગ્હેલી સુજ્યેષ્ઠાની કેટલીક પ્રવૃત્તિ પરથી તેને વિગ્રહનો ભય ઉત્પન્ન થાય એવી વ્યર્થ શંકા થઇ ગઇ હતી બ્હેન મને મુકીને કોઇ નવો માર્ગ સ્વીકારવા ઇચ્છે છે એવું તેને ભાન થયુ તેનુ એ પરિણામ હતુ, અને સ્નેહીઓને એમ બનવુ એ સહજ છે.

" ત્યારે તું મારી સાથે આવીશને ? પિતા વાહીકવંશના રાજાને ભલે ધીક્કારે પણ આજકાલ મગધેશના નામથી કોઇ અજાણ્યુ નથી. કોણ કન્યા તેના રૂપગુણાદિથી ન મોહે ' આપણે જ્યારે જવાનુ હશે ત્યારે હું તને જણાવીશ. " સુજ્યેષ્ઠાએ ચેલણાને પોતાનો ભાવ વ્યંગ્યરીતે નહિ પણ સ્ફુટતાથી કહી સંભળાવ્યો કહેવાની જરૂર નથી કે તે બન્ને એનો એકદિલ હતી ચેલણાએ શબ્દથી નહિ પણ મુખપરના વિકારોથી બ્હેનના કથનને સ્વીકારી લીધુ અને હવે બન્ને બ્હેનો શ્રેણિક મહારાજાના આગમનની રાહ જોતી, ક્ષણોને વર્ષોની જેમ વીતાવતી, વિરહવેદના અનુભવતી આતુર બની બેસી રહી છે તેઓના નસીબ તેઓને માટે કેવી વ્યવસ્થા કરે છે તે હવે આપણે આગળ જોઇશુ.

---

## પ્રકરણ ૧૨ મું.

### દૂતનુ અપમાન અને મંત્રીશ્વરનો મંત્ર.

"મહારાજ! શ્રેણિક રાજાનો દૂત બહાર ઊભો છે. આપની આજ્ઞા હોય તો તેને પ્રવેશ કરાવુ ? " પ્રતિહારે નમન કરવાપૂર્વક ચેટક મહારાજાને પૂછ્યુ.

"ઠીક, ભલે પ્રવેશ કરે." ચેટક મહારાજનો આદેશ થતા દૂતે

પ્રવેશ કર્યો. તેણે ચેટક મહારાજને નમન કરી સ્વયોગ્ય આસન લીધું. તે મજબૂત બાંધાનો અને દેખાવડો હતો. તેની મુખાકૃતિજ તેની અપૂર્વ વાગ્પટુતાને સૂચવતી હતી. ભરયુવાવસ્થામા રહેલા તે દૂતનું મુખમાધુર્ય અકથ્ય હતું અને તેનું વચન ભાગ્યેજ અગ્રાહ્ય ન થતું હતું. રાજનીતિમા તેની દક્ષતા પ્રશંસવા યોગ્ય હતી. તે સામાદિ ઉપાયોનો વિદ્વાન અને અવસરજ્ઞ હતો આ સર્વની સાથે શૌર્યાદિ ગુણોને પણ તે ધરાવતો હતો મગધેશને શ્રદ્ધા હતી કે મારો આ દૂત અવશ્ય કાર્ય સિદ્ધ કરીનેજ આવશે, અને તેથી તેણે તેને આ તેના અતિ મહત્વના કાર્યમા યોજ્યો હતો. મહારાજા ચેટકે દૂતને આગમનનું કારણ પૂછ્યુ કે તેણે પોતાના ભાષણની શરૂઆત કરતા કહ્યું

"મહારાજ ! હુ મગધેશ–શ્રેણિક નૃપનો દૂત છુ અને તેમની તરફથી આવ્યો છુ અમારો રાજા આપની કન્યા સુજ્યેષ્ઠાને યાચે છે અને સુજ્યેષ્ઠાને તે સર્વથા યોગ્ય છે, તેથી આપ આ વાતને સ્વીકારી હૈહય અને વાહીકવંશના રાજાઓની મિત્રતામા વૃદ્ધિ કરશો. આપના શ્રવણગોચર થયુજ હશે કે શ્રેણિક રાજા અપૂર્વ રૂપાદિ અને શૌર્યાદિ ગુણો ધરાવે છે, અને તેથી આ સંબંધ યોજવામા આપ વિચારપર વાત રાખશો નહિ સુજ્યેષ્ઠાના રૂપગુણાદિથી આકર્ષિત થયેલા શ્રેણિક રાજા પ્રતિ આપ સદ્ભાવ દર્શાવી તેમની આ માગણીનો પ્રત્યુત્તર આપશો. અમારો રાજા આશા રાખે છે કે આપ કદિપણ આ માગણીનો અનાદર કરશો નહિ.

"અરે ! પણ તારો રાજા અનાત્મજ્ઞ–પોતે કોણ છે તેજ જાણતો નથી હૈહયકુલની કન્યા વાહીકને કદી પણ આપી શકાય નહિ વાહીકવંશમા જન્મેલો શ્રેણિક ગમે તેવા ગુણો ધરાવતો હોય તો પણ શુ તે હૈહય કુલની કન્યાને યોગ્ય ગણાય કે? મિત્રતાને માટે યોગ્ય સંબંધ યોજાય પણ અયોગ્ય નહિ એ તારો નૃપ ભૂલે છે. તેને આ માગણી કરતા શરમ પણ ન આવી? ખરેખર સ્વાર્થથી અંધ થયેલો આ રાજા વસ્તુતત્ત્વ જોઈ શક્યો નથી, અને તેથી તેને મારૂ આ સર્વ કથન જણાવી દે કે તેની બુદ્ધિનું પડલ ઉઘડે " ચેટક મહારાજાએ દૂતને તિરસ્કાર ભાવે કહ્યું.

આ પ્રથમ સંભાષણથીજ દૂતે પોતાની નિષ્ફળતા જોઈ, તો પણ તેણે વિવિધરીતિએ વૈશાલીશ આગળ આ યાચના રજુ કરી

તેણે પોતાનું સર્વ બુદ્ધિબળ અને વાક્ચાતુર્ય ફેરવ્યું. દૂત સર્વ ઉપાયોનો ઉપયોગ કરી ચૂકયો પણ તે સર્વ વ્યર્થ ગયું અને અંતે દૂતને સાપમાન રાજસભા છોડવાની ફરજ પડી. વૈશાલીથી પાછો ફરેલો આ દૂત શ્રેણિક રાજાના ખાનગી મકાનના દ્વાર પાસે આવી પહોંચ્યો છે અને તેને શ્રેણિકે પોતાની પાસે આવવાને અંદર પ્રવેશ પણ કરાવ્યો છે, કે જે વખતે મહામાત્ય અભયકુમારે તેને નિરખતાજ મૌન અવલંબ્યું છે.

દૂત શું સમાચાર લાવ્યો છે એ સાભળવાને આતુર થઈ રહેલો રાજા સ્વસ્થ થઈને બેઠો. પોતાના સ્વામી આગળ વીરાસનોપવિષ્ટ દૂતે વૈશાલીમા પોતાના દૌત્યકર્મમા સ્વાપમાન પર્યંત સર્વ જે કાઇ બન્યું તે શ્રેણિક રાજાને કહી સંભળાવ્યું તેના હૃદયમા નિરાશા અને ક્રોધ બન્ને સાથેજ વ્યાપ્યા તેની મુખમુદ્રા પ્રથમ મ્લાન થઈ, પણ પછી તે મલીનતા ક્રોધજનિત રક્તતામા ભળી ગઈ તેની આંખમાથી ક્રોધાગ્નિ ઝરવા માંડયો. વિવેકી તે રાજાએ દૂતને રજા આપી વિદાય કર્યો, પછી તેણે દૂતે કહેલા ચેટકના વચનોનો જેમ જેમ વિશેષ ખ્યાલ કર્યો તેમ તેમ ક્રોધે તેના હૃદયમા ઉગ્ર સ્વરૂપ ધારણ કર્યું અને અંતે તે ક્રોધને શબ્દદ્વારાએ બ્હાર પાડયો

" અભયકુમાર ! તે જે કહ્યું તે સર્વ સત્યજ છે ચેટક રાજાને કુળ બળનો અતિશય મદ છે. રાજગૃહીના રાજ્ય અને રાજાને નિર્માલ્ય અને નિર્બળ ગણનારા આ રાજાનો મદ કોઈપણ રીતે ઉતાર્યા સિવાય તારા પિતાનું ચિત્ત કદિપણ સ્વસ્થ થશે નહિ ચેટકે મારૂં અસહ્ય અપમાન કર્યું છે અને એ અપમાનનો બદલો ન લેવામા આવે તો મારૂ જીવવું આ જગતમા ન જીવવા જેવું છે. આ સુભટો, મોટું સૈન્ય, યુદ્ધનાં અખૂટ સાધનો લક્ષ્મીથી છલકાઇ જતા મહાન ભંડારો ચેટકનો મદ ઉતારવામા ઉપયોગ ન આવે તો તે શા કામના છે ? મારા મહાબુદ્ધિશાલિ મંત્રીઓને શું અસાધ્ય છે ! મારા હૈશીલા સુભટોને યુદ્ધની ઘણીજ હોંશ છે તે ચેટકના સૈન્યની સાથે લડતા પૂરી થાઓ એમ હું ઇચ્છુ છુ. શ્રેણિક હવે યુદ્ધમા પોતાનું કુલ ચેટક રાજાને બતાવશે માટે ઉઠ, તૈયાર થા અને યુદ્ધસામગ્રી સજ્જ કર." શ્રેણિકે અભયકુમારની તરફ મુખ ફેરવતાજ કહ્યું.

' આપની આજ્ઞા ઉઠાવવાને તૈયાર છુ, પણ આ વિષે હું કંઈ

કહેવા માગુ છુ તે તરફ આપ લક્ષ્ય આપશો એમ મને આશા છે." મંત્રીશ્વરે કહ્યુ

"ઠીક, તું શુ કહેવા માગે છે? જે કહેવુ હોય તે સ્પષ્ટ કહી દે." રાજાએ જરા શાંત પડી કહ્યુ

"પિતાજી! જેવી રીતે આપ માનો છો, હું પણ તેમજ માનુ છુ અને તે મે હાલજ આપને જણાવ્યુ છે, પણ સાહસ કરવા જેવુ નથી આપણે બળમા ચેટક રાજાથી કોઇ પણ રીતે ઉતરતા નથી, પણ જય કોના પક્ષને વરે એ સર્વથા અનિશ્ચિત હોય છે જ્યા સુધી અન્ય કોઇપણ પ્રકારે કાર્ય સિદ્ધ થતું હોય ત્યા સુધી યુદ્ધનો માર્ગ સ્વીકારવો નહિ એજ ન્યાય્ય છે વ્યર્થ મનુષ્યસહાર થાય એ સર્વથા નહિ ચ્હાવા યોગ્ય છે આપની આશાઓ પુરી થતી હોય અને તે રસ્તેજ સ્વમાન જળવાતુ હોય તો યુદ્ધની શી જરૂર છે એમ કહેવાને મારી બુદ્ધિ મ્હને પ્રેરે છે મને યુદ્ધથી કાર્ય સિદ્ધ થવામા જેટલો વિશ્વાસ છે તેથી પણ બીજી રીતે બુદ્ધિથી પ્રયત્ન કરવામા હાલ વધારે વિશ્વાસ ઉપજે છે, પછી આપ જેમ આજ્ઞા કરશો તેમજ થશે" અભયકુમાર મહા મંત્રીએ ઇચ્છિત માર્ગે શ્રેણિકરાજાને લઈ જવા પ્રયત્ન કર્યો અભયકુમાર આવા પ્રયત્નમા નિષ્ફળ જાય એ અસંભવિત હતું શ્રેણિક રાજાનો તે વિશ્વાસપાત્ર હોવાથી તે જેમ કહે એમ શ્રેણિક બિનવિચારે કરતો હતો. તેની બુદ્ધિવિષે શ્રેણિકને ઊચામા ઊંચો અભિપ્રાય હતો તે એમ માનતો થયો કે, અભયકુમારની બુદ્ધિને અસાધ્ય એવુ કાંઈ પણ નથી એને તેથી યુદ્ધ જેવા સશયિત વિષયથી સુજ્યેષ્ઠા મેળવવાના પ્રયત્ન કરતા બીજી કોઈ રીતે તે સ્ત્રી મેળવવી વધારે સાનુકૂળ છે અને તે કાર્ય અભયકુમાર જલદી પાર ઉતારશે અને તેથી તે તરતજ યુદ્ધ કરતા બીજી રીતે કાર્ય કરવાને અભયકુમાર સાથે સંમત થયો.

"અભયકુમાર! મારા માનીતા પુત્ર! તું આ કાર્ય સિદ્ધ કરી શકવાને સર્વથા સમર્થ હોવાથી યુદ્ધ કરવુ એવો કાંઈ મારો આગ્રહ નથી મારૂં તો ફક્ત એજ કહેવું છે કે ચેટક રાજાએ જે વચનો કહ્યા તે નિષ્ફળ કરવા. મારા બુદ્ધિમાન મંત્રી! જા અને જેમ બને તેમ જલદીથી મારી ભાવનાને પુરી કર." શાંત પડેલા શ્રેણિક રાજાએ અભયકુમારને સંતોષ કહ્યુ, અને અભયકુમાર નમનપૂર્વક રજા માગી ત્યાથી વિદાય થયો.

અભયકુમાર એ સર્વ કલાઓમાં નિપુણ છે. તેણે શ્રેણિક રાજાનું એક અપૂર્વ ચિત્ર ચિતરી કાઢ્યું. ચિત્રકલાની દૃષ્ટિએ આ ચિત્ર એવું તો સર્વોત્તમ હતું કે ભાગ્યેજ બીજો ચિત્રકાર તે જમાનામા તેવું ચિત્ર ચિતરી શકે.

શ્રેણિકરાજાના રૂપગુણો તે ચિત્રપરથી સહજ કળી શકાય તેવુ તે ચિત્ર હતું. અભયકુમાર મ ત્રી આ ચિત્રને લઈ વણિક વેશે વૈશાલી નગરમા ગયો છે અને ત્યા જઇ વ્યાપારના મિષે સુજ્યેષ્ઠાના ચિત્તમા શ્રેણિકનું સતત ધ્યાન કરાવી દીધુ છે તથા સુરગદ્વારાએ શ્રેણિક અહિં આવી તમને લઈ જશે એવુ સુજ્યેષ્ઠાને જણાવી તેને તયાર રહેવાનુ કહ્યું છે વિગેરે પાછળ કહેવાયુ છે હવે શ્રેણિક રાજા વૈશાલીમા કેવી રીતે આવે છે વિગેરે બિના આપણે આગલા પ્રકરણમા જોઇશુ

---

## પ્રકરણ ૧૩ મું.

---

### સુજ્યેષ્ઠાને બદલે ચેલણાનું હરણ.

આજે શ્રેણિક રાજાના આગમનનો નિયત કરેલા દિવસ છે. સુજ્યેષ્ઠા અને ચેલ્લણાએ ગમનની સર્વ તૈયારી કરી રાખી છે. હમણા સુરગદ્વાર જણાશે અને તે દ્વારાએ મગધેશ્વર અહિં આવશે એમ બન્નેના હૃદય આતુર થઇ રહ્યા છે. સુરગદ્વારની તપાસને માટે નિયોજેલી વિશ્વાસપાત્ર દાસી ઘડી ઘડી સમાચાર આપી રહી છે. હજુ રાજા કેમ આવી શક્યા નહિ એવી ચિંતા પણ મધ્યે મધ્યે થઈ આવે છે અને સુજ્યેષ્ઠા જાતે પણ સુરગદ્વારની તપાસ કરવા અહિં તહિં નજર ફેરવે છે. અતે જણાયુ કે આ કન્યાત પુરની એક બાજુએ રહેલા અને ઘણા સમયથી નહિ વપરાતા એવા એક મકાનની પાછળના ભાગમા સુરગનું મુખ ઉઘડયુ છે અને શ્રેણિક રાજા પોતાના રથિકોની સાથે ત્યા આવી પ્હોચ્યો છે વણિકવેશે આવેલા અભય-કુમારે રાજકન્યાને જે દિવસ મુકરર કરી આપ્યો હતો તે દિવસેજ સુરગદ્વાર ખુલ્લુ થાય એવી વ્યવસ્થા કરી હતી, કારણકે, રખેને આ સુરગ કોઇના જાણવામા આવી જાય. આ સુરગ ઘણી લાબી હતી. તે મગધદેશમા આવેલા કોઇ સારા સુરક્ષિત સ્થાનથી વૈશાલીના

અંતઃપુર સુધી પહોંચાડી છે. વચ્ચે જ્યાં જ્યાં પ્રકાશની અતિ જરૂરી-આત પડે ત્યાં ત્યાં બ્હારથી કોઈને શકા ન પડે એવા જૂના દેવળો વગેરેના ફાવતા સ્થાનોમા નાના નાના બાકોરા કરી રાખ્યા હતા, પણ સામાન્યત આ સુરગ અધકારમય હતી. જે પ્રકાશ પડતો તે નજીવો હતો અભયકુમારે સુરગ સબધી સર્વ કાર્ય સર્વથા ગુપ્તજ કરાવ્યુ હતું અને તે કાર્ય કરવાને એવા તો વિશ્વાસુ મનુષ્યોને યોજ્યા હતા કે કદિપણ વાત બહાર ફુટે નહિ જ્યારે સુરગ પૂર્ણ થઈ કે તેણે શ્રેણિકરાજાને જણાવી દીધુ અને તે પોતાના રથિક રથ હાકનારા સુલસાના બત્રીસ પુત્રોની સાથે એક રથ ચાલી શકે એવા સાકડા માર્ગવાળી આ સુરગદ્વારાએ આવી, કન્યાતઃપુરના ઉપરોક્ત ભાગમા દ્વાર પડાવી બ્હાર દષ્ટિ કરે છે કે તેના જોવામા સુજ્યેષ્ઠાની દાસી આવી તેણીએ સુજ્યેષ્ઠાને ખબર આપતા ચેલણા સહિત સુજ્યેષ્ઠા ત્યા આવી પ્હોચી અને શ્રેણિક રાજાના રથમા ચેલણાને બેસારી પોતે બેસવા તૈયાર થાય છે કે એક રત્નાભૂષણનો દાબડો વીસરી જવાય છે એમ તેને સ્મરી આવ્યુ સુજ્યેષ્ઠા તે દાબડો લેવાને જાય છે અને હજુ વધારે વખત થઈ નથી તેટલામા સુલસાના પુત્રોએ શ્રેણિકરાજાને ઉતાવળ કરતા કહ્યું

“રાજન્! અહિ વધારે વેળા રોકાવુ તે અહિતકર છે. આપ સમજોજ છો કે આ શત્રુનુ સ્થાન છે કેવી રીતે સકટ આવી પડશે તે કહી શકાય નહિ માટે હવે આપણુ કાર્ય સિદ્ધ થઈ ચુકયુ છે તો પછી શા માટે અહિ રોકાવુ?” સુલસાપુત્રો સમજી શકયા નથી કે, જે સ્ત્રીના માટે અહિ આવવુ થયુ છે તે હજુ રથમા બેઠી નથી તથા આ રથમાની સ્ત્રી એ સુજ્યેષ્ઠાની બ્હેન ચેલણા છે, અને તેથી તેઓ ઉતાવળ કરે છે તે વાજબી છે એમ તેઓ સમજે છે સુલસાના પુત્રોનેજ આવો ભ્રમ થયો છે એમ નહિ પણ શ્રેણિક રાજાને પણ તેવોજ ભ્રમ છે. સુજ્યેષ્ઠા અને ચેલણાના રૂપાદિમા એટલું બધુ સામ્ય છે કે, ગમે તેવી નિરીક્ષક શક્તવાળાને પણ ભ્રમ થાય એ સાહજિક હતું. આ કારણથી સુલસાના પુત્રોના કથનપર ધ્યાન આપી શ્રેણિકે પોતાનો રથ પાછો ફેરવ્યો અને તેની પાછળ સુલસાના પુત્રોના રથ ચાલી રહ્યા છે. હજુ સુરગદ્વારથી વધુ દુર જવાયુ નથી તેટલામા સુજ્યેષ્ઠા દાબડાને લઈ આવી પ્હોચી અને તેને સમજાયુ કે મને છોડીને શ્રેણિક રાજા ચાલ્યો જાય છે. તેણીને એકદમ હૃદયમા આઘાત થયો તેણીએ સુરગદ્વારે શ્રેણિકને

જોયો હતો ત્યારે તેનો મોહ તે રાજાપર અનહદ વધી પડયો હતો. વણિકે જેવો વર્ણવ્યો હતો અને ચિત્રમા પોતાને બાસ્યો હતો તેવોજ, અરે! તેથી પણ વિશેષ રૂપાદિવાળો છે એવી ભાવનાથી તે હર્ષઘેલી બની ગઇ હતી અને અત્યારે જ્યારે આમ સહસા નિષ્ફળતા મળી ત્યારે તેને વિચાર કરવાની વેળા રહી નહિ ચેલણા વિના રહી શકીશ નાહ એમ તેના મનમા થઈ આવ્યુ અરેરે! હુ સર્વથી ભ્રષ્ટ થઈ એમ તેનુ હૃદય રડી ઉઠયું. તેના શોક અને બળાપાની અવધિ રહી નહિ. ચેલણાનુ હરણ થાય છે એવા શબ્દો ઉચ્ચ સ્વરે બોલતી તે બાળા વ્યાકુલતા દર્શાવવા લાગી. તેની બૂમથી દાસીવર્ગ ત્યા આવી પહોચ્યો અને અ તપુરમા કોલાહલ થઇ રહ્યો કે જેની ખબર પગ પરાએ ચેટક મહારાજાને પણ પ્હોચી ચેટક મહારાજ હરણ કરાતી કન્યાના રક્ષણ માટે સજ્જ થાય છે પણ તેમના વીરગક નામના રથિકે તેને અટકાવ્યા વીરગક એ તે વખતમા એક પ્રસિદ્ધ ધનુર્ધર હતો તે લક્ષ્યવેધી યોદ્ધાની કાર્યશક્તિમા ચેટક મહારાજને સપૂર્ણ વિશ્વાસ હોવાથી તેણે હરણરક્ષણના કાર્યમા તેનેજ રોકયો આ વીર રથિકે શ્રેણિક રાજની પુઠ પકડી અને સુરગની અદર આગળ જતા શ્રેણિકના રથિકોના રથોની સમીપ જઈ પ્હોચ્યો તે મહાબાહુએ એક બાણથી એક સાથે સુલસાના બત્રીશે પુત્રોનો વધ કર્યો અને આગળ વધવાને તેઓના વચ્ચે નડતા રથોને દુર હટાવવા માડયા, પણ તે કાર્યમા તેને વિલબ થયો અને રથોને બાજુ કરવાનુ કાર્ય પૂર્ણ થયુ તેટલામા તો શ્રેણિકરાજા ઘણે દુર નીકળી ગયો હતો હવે તેની પૂઠ પકડીને સુરગમા આગળ વધવુ એ વ્યર્થ સમજાયુ, તેથી તે ફરી ચેટક મહારાજ પાસ આવ્યો અને સર્વ સમાચાર કહી સભળાવ્યા ચેટક મહારાજને રથિકોના વધથી બદલો લેવાયો હોવાને કારણ સતોષ થયો પણ તે સાથેજ કન્યાનુ હરણ થતું ન અટકાવી શકાયાથી રોષ પણ વધી પડયો. આ ધાર્મિક મહારાજાએ તે રોષને સફળ થવા દીધો નહિ. પરાક્રમી ચેટક મહારાજે ધાર્યું હોત તો ગમે તે રીતે વેરનો બદલો લઇ શકત, પણ જ્યારે કન્યાને કોઇ જગાએ દેવીજ છે અને વળી હાલ તે શ્રેણિકના હાથમા જઇ ચૂકીજ છે ત્યારે હવે યુદ્ધ કરવુ વ્યર્થજ છે એ વિચારે તેણે કાઇપણ કર્યુંજ નહિ

"વીરગક રથિકે સુલસાના બત્રીસ પુત્રોને હણ્યા પણ તેથી મને શુ લાભ? મને તો મગધેશ નજ લઈ ગયા. વિષયના લોલુપાઓને

આવી વીટબના થાય તેમાં કાંઈ નવાઈ નથી. અહો ! જે મગધેશે મને દગો દીધો તેનેજ હું ચ્હાતી હતી ? સુજ્યેષ્ઠે ! આવી રીતે છેતરપીંડી કરનારા વિષયોમા તને શામાટે આનંદ થવો જોઇએ ? એ વિષયોથી કોને તૃપ્તિ થઈ છે કે તને પણ થશે ? માસાદિ અશુચિ પુદ્ગલોથી બનેલા અને અશુચિ વહન કરતા શરીરપર મમતા કરવા જેવું ક્યા છે ? વિષયોએ આ જગતમા કયા અનર્થો નથી ઉપજાવ્યા. મેં સ્વ- ચ્છંદી બની આ કાર્ય આરંભ્યુ, તેનું મૂળ કારણ વિષયવાસનાજ છે. માતાપિતાથી છુપી રીતે આવો પ્રપંચ કરવો એ મને ઘટતુ ન હતું તોપણ હું તે માર્ગે ગઇ, પણ મને તેનુ વાજબી ફળ ઠીક મળ્યુ છે હવે હું તે વિષયવાસનાને વારે જઇશ નહિ અરે ! હું આવી પ્હોચુ ત્યાસુધી ચેલ્લણાએ પણ શ્રેણિક રાજાને કેમ સ્થિરતા નહિ કરાવી હોય ? આ સર્વ જગત સ્વાર્થી છે, કોઈ કોઇનુ નથી. ધીક્કાર પડો, આ સ્વારથીયા સંસારને ! હવે મને સાસારિક સુખોની જરૂર નથી" નિરાશ થએલી સુજ્યેષ્ઠાના હૃદયમા આ વિચારોને સ્થાન મળ્યુ. તેના સંસ્કારો જાગૃત થયા, તેની વૈરાગ્ય વૃત્તિઓ વિસ્ફુરી અને ગૃહસ્થા- શ્રમપર થએલી અરૂચિએ તેને અન્ય આશ્રમ તરફ દોરી તે દીક્ષા અંગીકાર કરવાને તેયાર થઇ. ચેટક મહારાજ અને અન્ય સર્વની આજ્ઞા મેળવી તેણીએ ચંદનમાલા સાધ્વીની પાસે દીક્ષા અંગીકાર કરી અને તે મહાસતીએ આત્મોદ્ધારનો માર્ગ કાપવા માડયો.

સુલસાના પુત્રો વીરંગકની સાથે યુદ્ધ કરી રહ્યા હતા તે વખતે શ્રેણિક રાજાએ પોતાનો રથ બની શકે તેટલા વેગથી આગળ હાક્યાજ કર્યો. અંદર ચેલણા બેઠેલી છે તે તો શૂન્યચિત્તજ બની ગઇ છે તેને શ્રેણિક જેવા પતિની પ્રાપ્તિથી હર્ષ થયો છે પણ તે હર્ષ સુજ્યેષ્ઠાના વિયોગથી થએલા શોકમા ડુબી ગયો છે. કોઈ કાઇના વિયોગથી મરતું નથી એવો સામાન્ય સિદ્ધાંત છે તોપણ કહેવુ પડે છે કે સુજ્યેષ્ઠા ચેલણાની પ્રાણભૂત હતી, અને તેથી તેના વિયોગ થવાના સંભવકાલે તે કર્તવ્યશૂન્ય બની જઇ શ્રેણિકને કાંઈપણ કહી શકી નહિ. હવે જ્યારે શ્રેણિક રાજા નિર્ભય સ્થાને પ્હોચી ગયો છે ત્યારે તેણે ચેલણાના તરફ મુખ ફેરવ્યુ અને જુએ છે તો હજુ તે વ્યાકુલાવસ્થામાજ છે.

"સુજ્યેષ્ઠે ! તું કેમ ગભરાય છે ? હવે આપણે નિર્ભય છીએ." શ્રેણિક રાજાએ અતિપ્રેમભાવે કહ્યું.

ચેલણાએ કાંઇપણ ઉત્તર આપ્યો નહિ. તેણીએ શ્રેણિકના તરફ દષ્ટિ પણ કરી નહિ પણ શ્રેણિકના પ્રેમભાવથી વદાયલા વચને તેને આશ્વાસન અર્પ્યું તેથી તેની વ્યગ્રતા કાંઇક ન્યૂન થઇ.

"વ્હાલી સુજ્યેષ્ઠે! તું તો બહુ શરમીંદી જણાય છે કેમ કાંઇ બોલતી નથી?" શ્રેણિકે ચેલણાનો હસ્ત પોતાના હસ્તથી પકડતા કહ્યું.

શ્રેણિકના હસ્તનો સ્પર્શ થતા તે બાળાના શરીરે કંપ થયો શ્રેણિકના હસ્તમાથી હસ્ત મુકાવવાની ઇચ્છા થઇ પણ તેમ કરી શકવુ એ આ બાળાને અશક્ય થયુ.

"કેમ કાંઈ ઉત્તર આપવોજ નથી? મારી સન્મુખ નિહાળી આખને તો કાંઈ બોલાવ" શ્રેણિકે ચેલણાને સમીપમા લઈ હસ્તપર ધીરેથી ચુબન કરતા કહ્યુ

તે રાજબાળાને શરમે ઘણીજ ઘેરી લીધી. પોતે સુજ્યેષ્ઠા નથી એટલું કહેવાની ખાસ આવશ્યકતા હતી તોપણ તે કહી શકી નહિ-કહેવાની હીંમત ધરી શકી નહિ શ્રેણિકે તેને પડખામા લઈ તેના ખભાપર પોતાનો હાથ મુક્યો. પ્રથમ તો તે વ્યાકુલતાવશે પસીનાથી ભીંજાઇ ગઇ અને પછી તેના મુખપર સુરમ્ય લાલાશ તરી આવી તે વખતે શ્રેણિકે તેના ગોરા લાલીમિશ્ર ગાલપર ચુબન ન લીધુ એ તેના મનોનિગ્રહની બલીહારી છે! બે ચાર પળ પછી રાજકુમારી જરી સ્વસ્થ થઈ કે રાજાએ તેને કંઈપણ બોલાવવા પ્રયત્ન કર્યો એ કહેવાની જરૂર નથી કે આ વખતે પણ શ્રેણિકનો રથ સ્વાભાવિક ગતિએ ચાલી રહ્યો છે

"સુજ્યેષ્ઠે! આટલી બધી શરમ! પૂછયાનો ઉત્તર પણ ન આપે એવી શરમાળ બાળાને માટે આટલુ બધુ જોખમ કોણ ખેડે?" શ્રેણિકે સહાસ્ય કહ્યુ "છબીના શ્રેણિકથી આ શ્રેણિકમા કાંઇ ન્યૂનતા છે?" એ શબ્દો બોલતા રાજાએ તે બાળાના શિરપર મૂકેલા કરથી તેનુ નમેલુ મુખકમલ સ્હેજ ઊચુ કર્યું અને તેના મનહર મુખચદ્ર પર પોતાની મોહમય નજર ફેરવી. આ વખતે ચેલણાએ શ્રેણિકના મુખ તરફ એક લજ્જાભયભર્યો દષ્ટિપાત કરી, ત્યાથી તત્કાલ દષ્ટિને ઉપાડી નીચી ઢાળી દીધી આવા સર્વશ્રેષ્ઠ સ્રીરત્નના ભાવમય દષ્ટિપાતના પાત્ર થવુ એ શ્રેણિક રાજાનુ પુણ્ય કવિને કવિઓ કદિપણ તૃપ્ત થઈ શકે નહિ તે દષ્ટિપાતે શ્રેણિક રાજાને જે આનદ ઉપજાવ્યો તે ન કહી શકાય એમ છે રાજા આ સ્રીની પ્રાપ્તિથી પોતાને મહાભાગ્યશાળી

સમજવા લાગ્યો એટલુ નહિ પણુ તેને એમ લાગ્યુ કે હવે હું આ સ્ત્રી સિવાય કદિપણુ જીવિત ધારણુ કરી શકુ નહિ. રાજા રાજકન્યાની પ્રત્યેક ચેષ્ટા નિરખવાને આતુર થઈ રહ્યો, ખરેખર તે અધીરો બની ગયો છે.

"સુજ્યેષ્ઠે!" હજુ પણુ આ સુજ્યેષ્ઠા નથી એ ન સમજાયાથી સુજ્યેષ્ઠાના નામથીજ સંબોધન કરી શ્રેણિક આગળ બોલાવા જાય છે, પણુ "હું સુજ્યેષ્ઠાની નાની બ્હેન ચેલણા છુ." ચેલણાએ ધીમા સ્વરે તે પહેલાજ કહ્યુ.

"એમ કે!" શ્રેણિક રાજાએ સાશ્ચર્ય કહ્યુ. "પણ તું મારે મન સુજ્યેષ્ઠાજ છે તું સુજ્યેષ્ઠાથી કોઈપણુ રીતે ક્યા ન્યૂન છે?" રાજાએ વિશેષ આદર દર્શાવના આશ્વાસન આપ્યુ રાજાએ વિચાર્યું કે સુજ્યેષ્ઠા રહી ગઈ અને તેને બદલે ચેલણા આવી છે, પણુ મારો પ્રયત્ન તો સર્વથા સફળ થયો છે હવે ચેલણા પણુ વિરલ કિન્તુ અમૃતમય વચન રાજાના કર્ણમા રેડે છે. અત્યારસુધી મને ચેલણા સમજશે તો રાજા સ્વીકારશે કે કેમ, એ ચેલણાને સંદિગ્ધ હતુ પણુ હવે સંશય નથી, અને તેથી તે અનુક્રમે આનુકૂલ્ય દર્શાવવા લાગી છે તેના મંદ હાસ્યમા શ્રેણિક રાજાનુ હૃદય લીન થઈ ગયું છે અને રાજા પોતાની દૃષ્ટિએ ચેલણામય જગત કરતો રાજગૃહી તરફ આગળ વધી રહ્યો છે. તેમને લગ્નથી સંબદ્ધ થએલા હવે આપણે આગળ પર જોઈશુ.

---

## પ્રકરણુ ૧૪ મું.

### શ્રેણિકનો પૂર્વભવ.

વસંતપુર નગરના જિતશત્રુ રાજાને રૂપગુણવતી અમરસુંદરી નામની પટરાણી છે તેનાથી તે રાજાને એક પુત્ર થયો છે. તેનું સુમંગલ એવુ મંગલસૂચક અભિધાન છે. હાલ તે યૌવનાવસ્થામા આવ્યો છે એક યોગ્ય રાજપુત્રમા જેવા ગુણો જોઈએ તેવા સર્વ ગુણો તેનામા છે. તે સ્વભાવે આનંદી અને હસમુખો છે. કંઈક કુતૂહલ-પ્રકૃતિ પણુ છે. જિતશત્રુ રાજા હયાત હોવાથી તે નિશ્ચિંત છે અને પોતાનો સમય કલાકૌશલ્ય તથા વિનોદ વિગેરેથી વીતાવે છે. તે વિનોદ-કુતૂહલના સાધન તરીકે ઘણી વખત સેનકનો ઉપયોગ કરે છે.

સેનક એ મંત્રીનો પુત્ર છે. તે વામન હોઇ ઘણોજ કુરૂપો છે. તેનાં સર્વ અંગોપાંગો અપ્રમાણુસર અને અવ્યવસ્થિત હતા અને તે કર્મ-વિપાકના અનુભવીને પણ ઘડીકભર આશ્ચર્ય ઉત્પન્ન કરાવે તેવા હતા. પીળા કેશ, માર્જારની જેમ પીળી આંખ, ઘુવડની જેમ ચપટું નાક, ઊંટની જેમ લાંબા હોઠ અને કંઠ તથા દંતુરદંતવાળુ મુખ, ઉંદરની જેમ નાના કર્ણ, મોટું પેટ, કોળના જેવા ટુંકા ઉરૂ-સાથળ, વક્ર જંઘા અને સુપડા જેવા પગ એવી રીતે રહેલા તેના અંગોપાંગો ગમે તેવા ગંભીર પ્રકૃતિનેએ હાસ્ય ઉપજાવી શકતા હતા. તે બિચારો જ્યાં જાય ત્યાં હાસ્ય પમાતો હતો અને તેથી તેણે ખાસ કારણ સિવાય ઘરની બ્હાર નીકળવુજ બંધ કર્યું હતું રાજપુત્ર સુમંગલ એ તેનો સવયસ્ક છે અને તેથી તે રાજપુત્રના ત્યાં જાય છે પણ રાજપુત્ર તો તેને દુરથી આવતો જોતાજ હસી પડે છે અને વિદુષકની જેમ મુખવિકારોથી તેની ચેષ્ટાઓ કરે છે રાજપુત્ર તેની ચેષ્ટા કરે છે તેથી તેને ઘણોજ ખેદ થાય છે અને પરિણામે તેથી તેને વૈરાગ્ય થયો નિર્ભાગ્ય તે વૈરાગીએ વસંતપુર છોડી દીધુ અને ઉન્મત્તની જેમ શૂન્યચિત્તે ભટકવા માંડયુ અને તેણે તાપસોની પાસે ઔષ્ટ્રિકવ્રત લીધુ અને તાપસ થયેલો તે દુષ્કર તપ તપવા લાગ્યો

ઘણા વર્ષો વીત્યાબાદ એક વખતે તે ફરતો ફરતો તે તાપસોની સાથે આ વસંતપુરમાંજ આવ્યો, કે જે વખતે સુમંગલકુમાર રાજ્યા-સનપર બેસી ગયેલો હતો મનક તાપસને આવેલો સાંભળી નગરના લોકો તેને વંદનાદિ કરવાને ગયા તાપસ અને તે આપણા મંત્રીનો પુત્ર એવી ભાવનાથી સર્વ લોકો તેની ભક્તિપૂજા કરવા લાગ્યા તેઓ તેના તપની પ્રશંસા કરવા લાગ્યા અને આખા નગરમાં સેનક વિષેજ વાર્તાલાપ થઈ રહ્યો લોકોએ મંત્રીપુત્ર તાપસને તેના વૈરાગ્યનુ કારણ પૂછતા તેણે સુમંગલ રાજપુત્રનુ હાસ્યજ કારણ તરીકે જણવ્યુ. આ વાર્તા રાજાને શ્રવણ થતા તે પણ સેનક તાપસ પાસે વંદનનિમિત્તે આવ્યો. તેણે પૂર્વકૃત અપરાધની ક્ષમા માગી અને તેના તપની પ્રશંસા કરવા-પૂર્વક માસક્ષપણ તપનુ પારણુ પોતાને ત્યાં કરવાને નિમંત્રણ કર્યું. સેનકે રાજાને આશિર્વાદ દેવાપૂર્વક નિમંત્રણ સ્વીકાર્યું અને રાજા પોતાને કૃતકૃત્ય માનતો સ્વસ્થાને ગયો. તાપસને એક માસનુ તપ પૂરૂં થયુ અને પારણાના દિવસે તે પોતે સ્વીકાર્યા પ્રમાણે પારણાના માટે સુમંગલ રાજાને ત્યાં ગયો, પણ ભવિતવ્યતાવશાત્ તે વખતે

રાજાના શરીરે અસ્વાસ્થ્ય ( રોગાદિથી ) થયું સર્વ રાજકુટુંબ રાજાને ઉપચાર કરવા વિગેરેમા વ્યગ્ર તથા ચિંતાક્રાંત છે. તાપસે ગૃહમા પ્રવેશ કરવા માંડયો કે દ્વારપાલોએ રાજગૃહનાં દ્વાર બંધ કરી દીધા. તાપસનો પ્રવેશ થઈ શકયો નાહ. આવી રીતે અટકાવ કરાયલો તે તાપસ પાછો ફર્યો અને આગળ ફરી એક માસનુ તપ આરંભ્યુ. શાંત પ્રકૃતિવાળા તેણે ખેદ યા ક્રોધ કર્યો નાહ. તેણે તપમાંજ લાભ અને આનંદ માન્યો. રાજા સુમંગલનુ શરીર ઉપચાર વિગેરેથી સ્વસ્થ થયુ અને તેને સમજાયુ કે મંત્રીપુત્ર તાપસ પારણું કર્યાવિના દ્વારેથીજ પાછો ફર્યો હતો ત્યારે તેને અત્યંત પશ્ચાત્તાપ થયો તે તત્તજ તાપસ પાસે ગયો અને પોતાના અપરાધની ક્ષમા માગી તે રાજા ભક્તિથી નમ્ર બનીને બોલ્યો કે, "મે પુણ્યને માટે નિમંત્રણ કર્યું હતુ પણ મને નિર્ભાગીને તે પાપનેજ માટે થયુ છે દાન ન દેતા પણ ભાવના માત્રથી લાભાંતરાય કર્મનો નાશ થાય છે એ સત્ય, પણ અ વે સ્થાને નહિ તેણે ઘણી ભક્તિ અને વિનય દર્શાવવાપૂર્વક આવતું માસક્ષપણનુ પારણુ પોતાને ત્યા કરવા તાપસને વિનવ્યુ અને ભક્તિભાવાધીન તપસ્વીએ તેનુ નિમંત્રણ ફરીથી પણ સ્વીકાર્યું અને રાજા રાજગૃહે ગયો આ સમયે તેણે વધારે ધ્યાન આપ્યુ અને પારણાના દિવસને કોઇપણ ગફલતથી ભુલી ન જવાય એનો પ્રયત્ન કર્યો પણ તેમા સફલ ન થયો બનવા યોગ્ય કે પૂર્વની જેમજ રાજા પારણાના દિવસે અસ્વસ્થ થયો તેની શરીરપ્રકૃતિ બગડતા રાજદ્વારમા તાપસથી પૂર્વની જેમ પ્રવેશ કરી શકાયો નહિ પારણું કર્યા વગર તાપસને પાછુ ફરવુ પડયુ ' આ વખતે પણ તેના મનમા અશાંતિ ન થઇ તેણે ત્રીજુ માસક્ષપણ આરંભ્યુ. રાજા અલ્પ સમયમાજ અસ્વસ્થ થયો અને પશ્ચાતાપ કરવા લાગ્યો. હું શુ મુખ લઈ તાપસ પાસે જાઉં એમ તેને મનમા આવ્યુ. તેને લાગ્યુ કે મારાથી અનર્થ થયો છે, હવે મારે શુ કરવુ ? અંતે તેણે તાપસ પાસ જઈ ક્ષમા યાચવા નિશ્ચય કર્યો. એ મહાતપસ્વી ક્ષમાધર મારા અપરાધને ક્ષમા આપશે એ વિચારે તાપસ પાસે જઈ તેણે પૂર્વની જેમજ ક્ષમાદિ માગ્યા અને ત્રીજા માસના પારણાને માટે વિનવ્યું રાજાને ગળગળો અને પશ્ચાત્તાપપર જોઈ તાપસે પણ તેનુ નિમંત્રણ સ્વીકાર્યું. બે વખત કરતા પણ આ વખતે રાજાએ અતિ લક્ષ્ય રાખી દિવસોને ગણ્યા. રખેને ભૂલ ન થાય, પણ પારણાના દિવસે ફરી રાજા અસ્વસ્થ થયો અને તાપસને પ્રવેશ થઈ શકયો નહિ આ વખતે વિશેષ એ બન્યું

કે રાજપુરૂષોએ એમ ચિંતવ્યું કે જ્યારે જ્યારે આ તાપસ અહિં આવે છે ત્યારે ત્યારે રાજાને શરીરે અસ્વાસ્થ્ય થાય છે, માટે તેને સર્પની જેમ છંછેડીને નિકાળી મુકવો. તેઓએ દ્વારપાલોને તેવોજ હુકમ કર્યો, આ કારણથી દ્વારપાલોએ પણ તાપસને તિરસ્કારપૂર્વક કાઢી મુક્યો. તાપસ ક્રોધે ભરાયો. તેને મનમા આવ્યુ કે રાજા હજુ પણ મારી હાસી કરે છે' તત્કાલ તેણે નિદાન-નિયાણું કર્યું કે, "હું આગળ મારા તપના બળે તેનો વધ કરનારો થાઉં." તાપસ તપના લાભોને નિદાનના રૂપમા ફેરવી નાખ્યા

આ બનાવ બન્યા પછી આગળ તેણે ઘણા ઉગ્ર તપ તપ્યા પણ તેને તે નિદાનનો પશ્ચાત્તાપ થયો નહિ કે જેથી પ્રાયશ્ચિત્ત લેવાનો સમય આવે સદ્‌જ્ઞાનપૂર્વક આવુ તપ તપવામા આવ્યુ હોય તો તે મોક્ષ સપાદન કરી આપે છે પણ આ તપથી તાપસને વાનવ્યંતરનુ માત્ર સુખ મળી શક્યુ છે અજ્ઞાન કષ્ટની કિંમત આટલી બધી જુજ છે!

રાજા સુમંગલ જ્યારે શરીરે સ્વસ્થ થયો અને ત્રીજીવાર પણ તાપસ બિનપારણે પાછો ફર્યો એમ તેને સમજાયુ કે તે ઘણોજ ખેદ પામ્યો પશ્ચાતાપપૂર્વક તેણે તાપસને ખમાવ્યો સુમંગલ રાજા એ ઉત્તમ આત્મા છે તેણે ઇરાદાપૂર્વક તાપસની વિડંબના કરી ન હતી હાલ તે સમ્યક્ત્વી નથી પણ સામાન્યથી ધર્મને મહાન માને છે અને મોક્ષની ઇચ્છા ધરાવે છે એક ત્યાગીની સાથે પોતાનુ આવુ વર્તન ગમે તેવા સંયોગોમા પણ થાય એ સર્વથા અનુચિત છે એમ તે રાજા સમજતો હતો, અને તેથી તેણે તાપસપર આગળ પણ ક્યારે અભક્તિભાવ દર્શાવ્યો નહિ તાપસ ક્રોધ કરે તો ભલે, પોતાનોજ અપરાધ છે એવી તેની ભાવના હતી તેથી તેણે તો ક્ષમાજ યાચ્યા કરી પણ તેને ક્ષમા મળી નહિ સુમંગલ રાજા પણ અંતે તાપસવ્રત સ્વીકારી વાનવ્યંતરમા દેવ થયો અને ત્યાથી ચ્યવી રાજાના પુત્ર શ્રેણિક તરીકે જન્મ્યો છે, કે જે હાલ આ વાર્તાની નાયિકા સુજ્યેષ્ઠાની બ્હેન ચેલણાના હરણને કરી ગયો છે અને અંતે તેના હૃદયહારના મુખ્ય મણિ તરીકે ગુંથાયો છે.

---

# પ્રકરણ ૧૫ મું.

---

## સ્નેહસંબંધ અને કષ્ટ દોહલો.

" પ્રિયે ! આજ તું શા વિચારમા પડી છે ? કેમ, તારૂં મુખ ઉદાસીન જણાય છે ?" શ્રેણિકે પલંગપર સ્થાન લેતા ચેલણાને કહ્યું. શ્રેણિક-ચેલણાને ગાંધર્વલગ્નથી દંપતિ તરીકે જોડાયાને અને લગ્ન પછી તરતજ ચેલણાને પટ્ટરાણીપદે સ્થાપ્યાને હાલ કેટલોક સમય વીતી ગયો છે અને નવદંપતી બાકી તરીકેના કેટલાક લ્હાવા પણ લેવાઇ ચુકયા છે અત્યારે રાજા અંતઃપુરમાના ચેલણાના પ્રસાદે શયન-સ્થાનમા જ્યા તેનો શયનપલંગ છે ત્યા આવી ચેલણાપર નજર ફેંકી, પ્રણુ તે વિચારનિમગ્ન હોવાથી રાજાની સામે ગઇ નહિ. જ્યા સુધી રાજાના મુખથી ઉપરોક્ત વાક્ય નીકળ્યુ નહિ ત્યા સુધી પોતાની પાસે રાજા આવી બેસે છે એ પણ તે સમજી શકી નહિ, પણ જ્યારે રાજાનુ વાકય શ્રવણ કર્યું ત્યારે તેણે ચમકવાને બદલે રાજા તરફ જરી રોષમય તીરછી નજર નાખી

" વ્હાલી ! મે અથવા કોઇએ કાંઇ અપરાધ કર્યો છે ?" ફરીથી રાજાએ પૂછ્યુ.

" ઠીક, જાઓ, મને છેડશો નહિ. " ચેલણાએ બીજી તરફ મુખ ફેરવી રોષભર્યા સ્વરે કહ્યુ

" નહિ છેડીશ, પણ કોપનુ કારણ તો દાખવ ? " રાજાએ પૂછ્યુ, પણ જવાબ મળ્યો નહિ ત્યારે " મને લાગે છે કે વખતે સુજ્યેષ્ઠા સાભરી આવી હોય " શ્રેણિક કલ્પના કરી કહ્યું. શ્રેણિક રાજાએ ચેલણાને સુજ્યેષ્ટા યાદ કરતી અને ઉદાસીન થતી ઘણી વખત જોઇ છે, પણ સુજ્યેષ્ઠાની સાથે વિયોગ થવાનુ કારણ પોતાની ભૂલ છે એમ સમજી તે આવા વખતે ચૂપકી ધારણ કરી સમય વીતાવી દેતો અને તે પ્રેમાળ પત્ની પતિને સાનુકૂલ થઇ જતી આજે રાજા વિલંબ ધારણ કરી શક્યો નહિ, તેથી તેનાથી આવી રીતે પૂછાઇ જવાયુ રાજાને આ જ કલ્પના થવાનું કારણ સ્પષ્ટ હતું, કેમકે બાજી કોઇ રીતે ચેલણાને અસંતોષ અથવા ઉદાસીનતા થાય એમ તે રાજાના અંતઃપુરમા અથવા બીજે કાંઇપણ કારણ ન હતું.

"સુજ્યેષ્ઠાના નામનું ઉચ્ચારણ કોઇએ શામાટે કરવું જોઇએ ?" ચેલણાએ પતિ તરફ એક રોષભર્યો વક્ર દ્રષ્ટિપાત કરી કહ્યું.

"સુજ્યેષ્ઠા જેવી વિરાગિની આર્યાનુ નામોચ્ચારણ કરવાનો અધિકાર જગતમા સૌ કોઇને છે." રાજાએ કહ્યું.

"પણ તેના વિશ્વાસઘાતિઓને નથી એ કેમ ભૂલાય છે?" ચેલણાએ સામર્ષ કહ્યુ.

"વ્હાલી! સત્ય છે કે હુ વિશ્વાસઘાતી છુ, પણ મે ઇરાદાપૂર્વક કાંઈ કર્યું નથી તો પછી મને દોષ દેવા એ અયુક્ત છે હુ સુજ્યેષ્ઠાને ભૂલી ગયો નથી પણ મારૂ હૃદય તેને ઘણાજ પૂજ્યભાવથી પૂજે છે. વ્હાલી! મારા મને તારા અને સુજ્યેષ્ઠામા અભેદભાવ માનેલો છે એ આજન્મ કાયમ રહી ભિન્નભિન્નરૂપે મારી પ્રવૃત્તિઓને ગોચર તમે બન્ને બાળાઓ થશો આ ઉપરાત પણ મારા અપરાધનુ પ્રાયશ્ચિત તું શુ કરાવવા માગે છે?" શ્રેણિકે પ્રેમભાવે પ્રિયાને કહ્યુ, અને મુખપર મીઠી નજર ફેરવી.

ચેલણા એ જેટલી બુદ્ધિમતી છે તેટલીજ સહૃદયા પણ છે પતિ એજ પરમદૈવત માને છે. તેનું પ્રેમાળ હૃદય પ્રેમકલહમા પણ પરાજયથી ડરતું નથી પતિના આદરને પાત્ર હોવા છતા તે હૃદયથી પોતાને પતિની દાસીવત્ માને છે પ્રેમ અને આદરના બદલામા પતિને સદ્ધર્મે યોજવો એવી તેની ભાવના છે શ્રેણિક રાજા એ હાલ જૈનધર્મી નવી પણ તે સત્યપ્રિય છે, અને તેથી તે સત્યને સ્વીકાર કર્યા વિના રહેશે નહિ એજ વિચારથી તે ઘણી વખત જૈનધર્મના તત્ત્વોને રજુ કરે છે અને રાજાની પાસે તેનો ઉહાપોહ કરાવે છે શ્રેણિકે કહેલા ઉપરોક્ત (તું શુ પ્રાયશ્ચિત કરાવવા માગે છે?) વાક્યથી પતિના ધર્મહિતનો પ્રસગ સમજાતા અતિત્વરાએ ચેલણા અભિમુખ થઇ તેની વૈમનસ્યતા જતી રહી પતિના આવા નિરવધિ વ્હાલથી તેના નયન સ્નેહભીના બન્યા અને થોડી ક્ષણો માન ધારણ કરી અતે પતિને સ્વતનુ અર્પતી તેણીએ ભાવમય નયનને પતિના નયનની સાથે યોજ્યા અને પછી શાતભાવે બોલી.

"સુજ્યેષ્ઠાએ સ્વીકારેલા માગને સન્માન આપવુ એ સિવાય બીજુ કોણ કયું પ્રાયશ્ચિત કોણ માગે!" બોલતા રાજાના હૃદયમા ધર્મામૃત રેડવાના પ્રસગનો લાભ લેતા ચેલણાએ નિજમુખકમલને

કોઈક રાજાના મુખની સમીપ સ્વેચ્છાએ સમર્પ્યું અને રાજાએ તે સપ્રણય ચુંબી લીધુ.

"પ્રિયે ! તું કહે છે તે મને રૂચે છે, પણ મને તે વિષયમા ઘણી શંકાઓ છે. મારા મનનુ સમાધાન થવું જોઇએ હું સત્યને અવશ્ય સન્માન આપીશ" પોતાની મધ્યસ્થતા દર્શાવવા પૂર્વક અંતિમ શબ્દો બોલતા રાજાએ પ્રાણપ્રિયાને કંઠે વળગાવી લીધી અને બાહ્યાભ્યંતર પ્રેમની વૃદ્ધિની સાથે તે દંપતીનો સાંસારિક સબંધ સત્ફલ નહિ પણ સફલ થવાને આજે પતિપ્રતિકૂલ બી રોપાયુ. સેનક તાપસનો જીવ જે વાનવ્યંતર દેવ થયો હતો તે ત્યાથી સ્વાયુઃ પૂર્ણ થયે ચ્યવી હાલ ચેલણાના ગર્ભે આવ્યો અને હવે તે રાણીથી પોષાઇ રહ્યો છે ગર્ભના પ્રભાવથી ચેલણાને પતિના માસ-ભક્ષણનો દોહદ થયો પણ પતિવ્રતા તેણીએ તે કોઇની આગળ જણાવ્યો નહિ દિવસ દિવસે તે શરીરે શુષ્ક થવા લાગી અને તેનું ચિત્ત ઉદ્વિગ્ન હેવા લાગ્યુ શ્રેણિકને આ સમજાતા તેણે ચેલણાને પૂછ્યુ, પણ તે સતી સાધ્વીએ માન પકડી કાઇપણ કારણ બતાવ્યુ નહિ છતા રાજાએ ઉપેક્ષા કરી નાહ તેણે આગ્રહ અને પ્રેમપૂર્વક પુન પુનઃ પૃચ્છા કરી, કે જેથી ચેટકપુત્રીને અનીચ્છાએ પણ કહેવાની ફરજ પડી.

"નાથ ! મારી કૃશતા વિગેરેનુ કારણ આપ પૂછો છો પણ તે કહેતા મારી જીભ કપાઇ જાય છે વ્હાલા ! મારો કોઇએ પરાભવ કર્યો નથી, મને કોઇપણ પ્રકારની ન્યૂનતા નથી, કોઇએ મારી આજ્ઞા ખડી નથી તેમ દુસ્વપ્નાદિનો પણ મને ઉપદ્રવ પણ નથી. મને દોહદ-જન્ય ઉદ્વિગ્નતા છે, મારો ગર્ભ દુષ્ટ છે અને તે દુષ્ટ ગર્ભના યોગથી મને દુષ્ટ દોહદ થાય છે. મારા હૃદયના ભાવો રાક્ષસી જેવા બની જાય છે" ચેલણાએ સ્વનયનથી અશ્રુ ખેરવતા કહ્યુ

"પ્રિયે ! ગમે તેવો દોહદ હોય તોપણ તે હું પુરો કરીશ, માટે તું મને બિનસંકોચે જણાવી દે. વ્હાલી ! પ્રાણને સાટે પણ શ્રેણિક તારો દોહદ પુરો કરવાને તૈયાર છે જો, આ તારૂં શરીર કેવુ બનતું જાય છે ! પ્રિયે ! મને કથન કરવામા તે સંકોચ હોય ?" રાજાએ આશ્વાસન ભાવો દર્શાવતા સંકોચાતી પ્રિયાને પૂછ્યુ

"મને દુષ્ટાને આપના માસના ભક્ષણનો દોહદ થયો છે !"

ચેલણાએ મુખ નીચુ નમાવતા ધીરેથી કહ્યું, અને પછીથી તેણીએ ઉંડો નીસાસો મુકયો.

"ઠીક, તું ચિન્તા ન કર. આ તારો દોહદ ગમે તે રીતે પુરવામા આવશે." રાજાએ કહ્યુ, અને તે ત્યાથી ઉઠી અભયકુમાર મંત્રીની પાસે ગયો અભયકુમારે પિતાની સામે આવી સન્માન આપ્યુ અને પિતાજી કાંઇ મહત્વના કારણે આવ્યા હશે એ વિચારે તેણે રાજાની સાથે એકાંત કરી

"પિતાજી ! શી આજ્ઞા છે ?" મંત્રીશ્વરે શ્રેણિકને આસનપર આરૂઢ થયા બાદ કરકમલ જોડીને પૂછ્યુ, અને રાજાએ ચેલણાના દોહદનો વૃત્તાંત કહી સંભળાવી તે કાર્ય કરવાનુ મંત્રીને સોપ્યુ અને મંત્રીએ તે પૂર્ણ કરવાનુ પોતાને શિર ઉઠાવી લીધુ

આવા દુષ્ટ દોહદથી શ્રેણિક અથવા અભયકુમારને ચેલણા વિષે શંકા ન થાય એ સ્વાભાવિક હતું ચેટક મહારાજની પુત્રીને માસભક્ષણની ઇચ્છા અને તે વળી પતિના, એ સર્વથા અસંભવનીય હતું, અને તેથી તે બન્નેને ચેલણાના ચારિત્ર્યપર શ્રદ્ધા ઉઠી જાય તેમ ન હતું અભયકુમારે સાવકી માતાનો દોહદ પૂરો કરવા પોતાની મતિનો વ્યાપાર ચલાવ્યો અને અંતે એક યુક્તિ શોધી કાઢી હવે તે કેવી રીતે દોહદારા પૂરે છે તે આપણે આગલા પ્રકરણમા જોઇશુ

---

## પ્રકરણ ૧૬ મું

### દોહદપૂર્તિ.

મહારાજા શ્રેણિક અને મંત્રીશ્વર અભયકુમાર ઉભય અંતપુરમાના ચેલણાદેવીના પ્રાસાદના એક ખંડમા આવીને હાજર થયા છે તેઓની આ હાજરીનુ કારણ બની શકે તેટલી રીતે ગુપ્ત રાખવામા આવ્યુ છે સામાન્યત દેવી પ્રતિદિન શોષાતા જાય છે એમ નિકટ રહેનારી દાસીઓ સમજી શકી છે, પણ તેનુ કારણ શુ છે એ ભેદ કોઇના કળવામા આવ્યો નથી તેઓ આપસ આપસમા આ વિષે ભિન્ન ભિન્ન કારણો કલ્પે છે, તેમા કોઇની કલ્પનામા દોહદ-દોહલો પુરો ન થવાનુ કારણ પણ કલ્પાઇ ગયુ હશે, છતા દોહદનો વિષય

શુ છે તે વિષે તો સૌ કોઈ અંધારામાજ છે. એક પતિવ્રતા ચેટક મહારાજાની જૈનપુત્રી પતિના ઉદરના માંસને ખાવાની ઇચ્છા કરે એ સર્વથા અસભાવ્ય હોવાથી તેની અતીવ વિચક્ષણ એવી પણ સખીઓ કે દાસીઓ ત્યાસુધી પોતાની કલ્પનાના ઘોડા દોડાવી ન શકે એ સ્વાભાવિક છે, તોપણ પટ્ટરાણીનો કોઈ ખાસ દોહદ પુરો કરવા મહા-રાજા અને મત્રીશ્વર હાલ અહિઆ પધાર્યા છે એમ તો ચેલણાની સામીપ્યવર્તી એક પ્રિયદાસી સમજી ચુકી છે આ દાસીને આપણે હંસાના નામથી ઓળખી શકીશુ, કે જેના નામથી અત્યારે અભય-કુમારે હાક મારી છે અને દેવીને આ એક બાજુ પડતા અને લગભગ ઘણી બારીઓ બંધ હોવાથી આછા અધકારવાળા ખડમા મોકલવા તેને સૂચના કરી છે. •

મત્રીશ્વરની આ સૂચનાથી હસાએ પોતાની સ્વામિનીને તે ખ-ડમા જવા વિનવ્યુ ચેલણા સમજી ગઇ હતી કે મને મારો દોહદ પૂરો કરવા ત્યા બોલવવામા આવે છે, અને તેથી તેનું હૃદય ધ્રુજવા લાગ્યુ. એક સખ્ત, હૃદયમા આઘાત થયો અને આખા શરીરે કપ છૂટયો તે પોતાની જાતને ભારે ધીક્કારવા લાગી અને પોતાના પાતિવ્રત્ય વિષે પોતાનેજ અનેક શકાઓ અને તજ્જન્ય વિતર્કો થવા લાગ્યા હુ એક જૈનમહારાજાની પુત્રી અને પ્રભાવતી તથા સુજ્યેષ્ઠા જેવી ધર્મિષ્ઠ તથા પતિવ્રતા અને સાધ્વી સ્ત્રીરત્નની ભગિની થઈ આ શુ ઇચ્છી રહી છુ, એ વિચારથી તેણીને પોતાના પગ બહુ બહુ ધ્રૂણા આવવા લાગી. આપણે જાણીએ છીએ કે ચેડા મહારાજાની આ પુત્રી એક વિચારવિહીન સ્ત્રી માત્ર નથી, પણ તે પરમ વિવેકિની હોઈ મહારાજા શ્રેણિક જેવાને પણ વિવેકના માર્ગમા અવસરે દોરી શકે તેવુ એક સ્ત્રીરત્ન છે તેનો વિવેકસૂર્ય દોહદના વિચારજન્ય વાદળાથી વારવાર ઘેરાઈ જાય છે, પણ તેનો કાંઇ અસ્ત થયો નથી તેના સ્વચ્છ સ્વાભાવિક વિચારો, તે પોતે હૈહયકુળની રાજકન્યા ચેલણા છે કે કેમ એવો અસબદ્ધ પ્રશ્ન ઉઠાવે છે દોહદથી પોતાના વિચારો અવળા દોરાય છે એ સારી પેઠે સમજતા છતાએ તે મુઝવણમા આવી જઇ પોતાની જાતનેજ દોષ દેવામા દઢાગ્રહ ધરાવે છે. હસાએ મત્રીશ્વરના આવ્હાનને એક બે વખત સૂચવ્યા છતાયે જ્યારે તે ખંડ તરફ જવા તૈયાર થઇ નહિ, ત્યારે તેણીએ ચેલણા દેવીને ફરી ત્રીજીવાર

ખાસ વિનતિ કરી છે અને તે વિનતિ પર પણ ધ્યાન દેવા ચેલણાનું દિલ માનતું નથી, છતા જોતજોતામા તે દિલ બદલાય છે અને ગર્ભના પ્રભાવથી ઘડીકમા પૂર્વના વિચારો પલટાય છે. તેને મનમા થઈ આવ્યુ કે હું પતિના ઉદરમાસને ભક્ષણ કરૂં અને તે એકદમ શ્રેણિકવાળા ખડ તરફ જવા તૈયાર થઈ જાય છે તે અત્યારે જીવનભર કેળવાયલા ભાવોનો કાબુ ખોઇ બેઠી છે અને તેની ગર્ભજન્ય નિર્દયવૃત્તિ તેને આસનપરથી ઊભી કરી દે છે. ગર્ભોદ્‌ભવ ભાવનાઓએ તેની સ્વાભાવિક ગર્ભાલસતાને પણ દુર કરતા આચકો ખાધો નથી, અને હવે તે રાજા તથા મત્રીથી અલકૃત આછા અધકારવાળા ખડમા પગ મુકે છે, કે જ્યા પ્રથમજ અભયકુમાર મત્રીશ્વર પર તેની નજર પડી છે પદ્દરાજી શકાઈ સન્માઇ અને એકદમ પડયા દૃષ્ટિપાતને પાછો ખેચવા વ્યગ્ર બની ગઇ દૃષ્ટિપાતને ખેચી લઈ તે નયનને નીચા ઢાળી સ્થિર થઇ જાય છે, તેની ગતિને મત્રીશ્વરની પ્રભાવમય મુદ્રાનો પ્રભાવ અટકાવી દે છે

મહાબુદ્ધિશાળી આ ગજકારી પુરૂષ અભયકુમાર સમજે છે કે અત્યારે પોતાની આ સાવકી માતાની શી સ્થિતિ છે ? તેણીને પોતાના જીવનની ભાવના વિરૂદ્ધ આ પ્રવૃત્તિ કરવી પડે છે અને તેનો ગર્ભ બળાત્કારે તેને આ પ્રવૃત્તિ કરવા પ્રેરણા અને જોસ આપી રહ્યો છે, પણ તેની જન્મસિદ્ધ પાતિવ્રત્યભાવના તેનુ પડખુ છોડવા માગતી નથી, એ વિગેરે મંત્રીશ્વરને કાઇપણ અજાણ્યુ છેજ નહિ પિતાને અનીષ્ટ ન થાય અને માતાનો દોહદ પુરાય એવી સર્વ વ્યવસ્થાનો સૂત્રધાર તે અત્યારે મહારાણીને આમ અતિ સકુચિત થવામા કાઇપણ શ્રેય જોતો નથી, અને તેથી તે પોતાની ભક્તિના આવરણમા પોતાના પ્રભાવને સહરવા સાથે ચેલણાને કર્તવ્યદિશા તરફ દોરે છે

"માજી ! તમે અદર પધારો અને આ પલ્યક પાસેના ભદ્રાસનપર બીરાજો. તમારો પુત્ર તમારા દોહદને પુરવા પિતાની આજ્ઞાથી તૈયાર ઉભો છે પિતાજી પોતે પણ તમારો દોહદ પુરવામાજ સર્વ શ્રેય સમજે છે તો તમારો દોહદ શુ કહે છે તેને છોડી દઈ અન્ય વિચારો કરવા અને સકોચવૃત્તિ રાખવી એ અસ્થાને છે તમે એજ વિચારો કે તમારો દોહદ શાની ઇચ્છાઓ કરે છે ? હું પ્રાર્થના કરૂં છુ કે એમા હાલ તમે બીલકુલ ઔચિત્ય અનૌચિત્યની જજાળની

જાળને ઉકેલવા ચિત્ત ન આપશો " અભયકુમાર મંત્રીએ ભારે આદર અને વિનયતાથી આ સર્વ ઉચ્ચાર્યું.

જ્યારે ચેલણાએ શ્રેણિક મહારાજા આગળ પોતાના દોહદની અમુક કાળ ગુપ્ત રાખેલી વાત પ્રગટ કરી હતી, ત્યારે તે તો એમજ સમજતી હતી કે પોતાનો દોહદ ભાગ્યેજ પૂરાય, પણ અત્યારે જ્યારે દોહદ પૂરવાની વાત મંત્રીશ્વર કરી રહ્યો છે, ત્યારે તેને સમજાયું કે મહારાજા પોતાનું અનીષ્ટ સ્વીકારીને પણ દોહદ પૂરવા તૈયાર થયા છે. અભયકુમાર જેવો પરમવિનયી માતૃભક્ત પુત્ર મારા જેવી અધમ ઇચ્છાવાળી માની આગળ હાજર થાય ત્યારે મારે તેને શું મુખ દર્શાવવું, એવી વૃત્તિથી ચેલણાને જે સંકુચિતતા ઉત્પન્ન થઇ હતી તે ભાગ્યેજ એકદમ હઠાવી શકાય તેવી હતી, વિરૂદ્ધ મંત્રીના વચનોએ ઉપરોક્ત સમજ થતા પોતાના પ્રતિ મહારાજાનો કેવો આદર અને પ્રેમ છે એ સ્પષ્ટ ભાનથી પ્રથમ તો એ સંકુચિતતામા તેને તેની પોતાની જાતપરની ભારે ઘૃણા આવી ભળી, પણ આ ચાલુ ભાવો ઝાઝો સમય ટક્યા નહિ દોહદપર ધ્યાન આપવાની મંત્રીશ્વરે કરેલી સૂચના ભારે વેગથી બળ કરીને આગળ આવતા ન સમજી શકાય તેવી રીતે સંકુચિતતા અને પતિપ્રેમ તે રાણીના હૃદયમાંથી ખસી ગયા તે દોહદની ઇચ્છાઓને આધીન બની ગઇ તેના જાયુના જીવનનું સત્વ અત્યારે નહિવત્ બની ગયું અને તે સભય સશંક પણ નિર્દય રીતે આગળ કદમ ધરવા લાગી. જાઇ ભદ્રાસનને પોતાના સ્વાભાવિક ધૈર્યથી બાહ્યદૃષ્ટિએ તો તેણીએ શોભાવ્યુંજ એની ના કહી શકાય તેમ નથી.

કહેવાની જરૂર નથી કે દોહદ પૂરવાની વ્યવસ્થામા મંત્રીશ્વરે કોઇ જાતના ખામી ન રાખી હતી. ચેલણા આવીને ત્યા આસન લે કે તરતજ આ દોહદ પૂરવાનું કાર્ય કરી નાખવાનું હતું આમા શું યુક્તિ યોજવામા આવી છે એ વાતનો વિચાર કરવા ચેલણાને વખતજ ન મળે એમાજ વધારે ઉચિતતા જણાયાથી મંત્રીએ વિલંબને આદર ન આપવાનું પ્રથમથીજ વિચાર્યું હતું ભદ્રાસનપર સ્થાન લેતા ચેલણા ખાત્રીથી જોઇ ચુકી હતી કે મહારાજા પોતે પલ્યંકપર સુતેલા છે, પણ તે સમયે તેનો પતિપરનો આદર ગર્ભજન્ય ભાવોથી આચ્છાદિત થયેલા હોતા તે પાતિવ્રત્ય ધર્મથી નમ્રતા અને સુસ્ત થયેલી હતી, કે જેથી તે પોતાની યોગ્યતા ભૂલી જઇ ધૃષ્ટ બની હતી.

પતિભક્તા કુળવતી આ મહારાણી અત્યારે નિર્દયતામા એક રાક્ષસીના રૂપમા ફેરવાઇ ગઈ હતી એમ કહીએ તો તેપણુ કાંઈ ખોટુ નથી; કેમકે અભયકુમારે શ્રેણિક મહારાજાના ઉદરનુ માસ કાપી કાપી તેને આપવા માડ્યુ તેને તે નિ શક ખાવામા પોતાનો આનદ સમજતી હતી, એટલુજ નહિ બલ્કે પોતાની આખે વારવાર મૂર્છિત થઇ જતા મહારાજાને જોતા છતા પણુ તેને હૃદયમા દયાદાત્ત ઉત્પન્ન ન થતી હતી પણુ આપણે જાણીએ છીએ કે આ દોહદથી ઉત્પન્ન થયેલી પરિણુતિ છે, તેથી તે દોહદ પૂરો થતા અવશ્યમેવ શાત પડેજ દોહદ પૂરો થતાજ ચેલણા પાછી પોતાની સ્વાભાવિક વૃત્તિમા આવી જાય છે અને પોતે પોતાના નીચ કૃત્યની અવધિ જુવે છે તો તેને તે જડતી નથી. પતિના પ્રાણુને હરનારી હું પાપિણી પ્રાણુને કેમ ધારણુ કરી રહી છુ એવા વિચારોએ તેને વિહ્વલ અને વ્યાકુલ બનાવી દીધી જે આ દોહદથી થયેલી સર્વથા પરાધીન દશામા પણુ પોતે પોતાના પતિનુ ઉદર માસ ભક્ષણુ કરી રહી છે એવા વિચારથી મધ્યે મધ્યે હૃદયમા કપી ઉઠતી હતી અને રાક્ષસીરૂપના ભાનમા પણુ ન સમજી શકાય તેવી ગુપ્ત રીતે પાતિવ્રત્યભાવને હૃદયમા વહેવડાવતી હતી, તે અત્યારે પોતાના કૃત્યનો કેટલો પશ્ચાત્તાપ કરતી હશે એ કલમથી ચીતરી કદિપણુ ખ્યાલ ન આપી શકાય એવી વાત છે આ પશ્ચાત્તાપના પ્રથમ આવેગેજ તેને મૂર્છિત બનાવી દીધી હતી સચેત કરાયા પછી ખેદના ઊડા ખાડામા ઉતરી ગયેલી ચેલણાને બહાર કર્ષવા શ્રેણિક મહારાજાએ પોતે પોતાની સ્વસ્થતા દર્શાવવા વાર લગાવી નહિ. શ્રેણિકે પોતાનુ ઉદર દર્શાવી રાણીને વિશ્વાસ ઉપજાવ્યો કે પોતે સર્વથા અક્ષત છે અભયકુમારે પોતાના બુદ્ધિકાશલ્યથી ચર્મસહિત સસલાનુ માસ શ્રેણિક મહારાજાના પેટપર એવીરીતે રાખ્યુ હતું કે, બીજાને તો એમજ સમજાય કે ઉદરનેજ ચીરી આ માસ કાપવામા આવે છે, વળી આ કાર્યને સફળ કરવામા પ્રકાશની એ છાશ પણુ સહાયક હોવાથી કોઇપણુ બુદ્ધિમાન્ તેનો ખરો ભેદ એકાએક ન પામી જાય એ ખાસ બનવા જેવુ હોવાથી તે વખતે ચેલણા પણુ એ ભેદને પામી ન શકી હતી આજ કારણુથી ચેલણાનો દોહદ પુરાયો અને તે છતાએ શ્રેણિક મહારાજા પોતે પોતાને સસ્ત જ અક્ષત દર્શાવી રહ્યા છે, કે જે અક્ષતતાથી રાણી પોતાના ખેદને દુર કરી પાછી આનદમા આવે છે.

કહેવાની જરૂર નથી કે તેના એ આનદમા દોહદસમયના પોતાના અભિલાષથી બનેલા કાર્યની સ્મૃતિજન્ય ઊંડી ગ્લાનિ છવાયલી હતી અને હવે આગળપર પણ તે ધ્રસાતા રૂપમા છવાયલી રહેશે. બન્યુ ન બન્યુ થતુંજ નથી, પણ પરિણામ જો તેવા રૂપે અનીષ્ટમા ન આવે તો તે ઓછુંજ ડખે એટલું તો આ સ્થળે ચોક્કસ છે, કેમકે પોતાની સાચી વૃત્તિઓને સ્થાન આપવા જગા રહે છે, કે જે હવે આગલા પ્રકરણમા આપણે જોઇ શકીશુ.

---

## પ્રકરણ ૧૭ મું.

### પુત્રપ્રસવ અને રાજાનું ઔચિત્ય.

"પ્રબોધ! પેલી દાસીને અહિ આ બોલાવી લાવ" અતઃપુરના મોખરાપર આવેલા એક રમણીય પ્રાસાદના કાઇક રસ્તાપર પડતા ઝરૂખામા બેઠેલા મહારાજા શ્રેણિકે તીરછી નજર કરતા, પોતાની ડાબી બાજુએ કચુકીઓના રહેઠાણની પાછળના ભાગમા અશોકવનિકામા જતા એક રસ્તાપર આવી રહેલી હસાને જોતા તેને પોતાની પાસે બોલાવી લાવવા પોતાના એક પરિચારકને કહ્યુ.

"જેમ દેવની આજ્ઞા" એ શબ્દો બોલતાની સાથેજ તે તરત ત્યાથી ઉઠયો અને પ્રાસાદની નીચે ઉતરી અતપુરના કોટની અદરની રાગે એક નાનીશી પગદડીએ થઈ દાસીની પાસે ગયો

હસા એ અતીવ વિચક્ષણ અને સમયજ્ઞ સ્ત્રી હતી. પરિચારકને જોતાજ તે કળી ગઈ હતી કે તે મહારાજાનો કોઇ નિર્દેશ લઇને આવેલો છે પોતે જે કાર્યને માટે અત્યારે યોજાઈ છે, તે જોકે મહારાણીની આજ્ઞાથીજ કરવામા આવ્યુ છે, તોપણ તે બહુ સુંદર તો નથીજ એમ હસા સારી રીતે સમજતી હોવાથી અત્યારે તેના મનમા છુપી વ્યગ્રતા આવી ગઈ હતી તેને સ્વાભાવિક શકા થઈ કે મહારાજા આ ગુપ્ત કાર્યથી ગમે તે રીતે વિદિત થઇ ચુક્યા છે. સ્ત્રીત્વને છાજતી વૈદગ્ધ્યપૂર્ણ ધૃષ્ટતા હોવા છતાયે તે અત્યારે એકદમ ખચકાઇ ગઇ.

"મહારાજા તમને બોલાવે છે." પરિચારકે પોતાને મળેલી આજ્ઞા હંસાને જણાવી દીધી અને પોતાની સાથે ચાલવા ઇશારો કરી તે

પાછો ફર્યો કે હસા પણ તેની પાછળ ગઈ.

જેમ તે એક પછી બીજુ કદમ આગળ મુકવા લાગી તેમ તેને ભય ઉત્પન્ન થયો હતો તે વધવા લાગ્યો. પ્રચડાન્ન મહારાજાની પોતે પણ ગુન્હેગાર છે એમ તેને સમજાતા પગમા કપ થવા લાગ્યો. પ્રાસાદના પગથીયા ચઢતા તે પોતે લથડી જશે એમ તેને લાગ્યું, છતા પણ મહારાજાની પ્રિય પટ્ટરાણી ચેલણાની આજ્ઞા પોતે ઉઠાવી હતી એ વિચારોએ તેને આપેલા કામક બળે તે સર્વથા ભયભીત થયેલી ન હોવાથી સાગક પણ ધૈર્યને સાવરતા શ્રેણિક મહારાજાની આગળ જઈને ઊભી રહી

"કેમ, અત્યારે આ પ્રભાતના સમયે ક્યા ગઈ હતી? તારી સ્વામિનીના શુભ સમાચાર શા છે?" શ્રેણિક મહારાજા પોતે પ્રસવ સબધી કાંઈપણ ન જાણતા હોવાથી તેમણે હસાને આ લગભગ પ્રસવના કાળને ઉચિત એવો આજકાલ ફગતો સાહિજ પ્રશ્ન કર્યો હતો, પણ તે દાસી અત્યારે આ પ્રશ્નને માર્મિક સમજી ખોટુ ચલાવવામા જોખમ સમજતી હતી શ્રેણિક મહારાજાના અતપુરના દાસદાસીઓ સ્વભાવત ચાલાક અને સરલ હતા તેઓ અતપુરની બાબતોમા પોતાને જે આજ્ઞા મળી હોય તે સિવાય અન્યત્ર ભાગ્યેજ માથુ મારવાને પસદ કરતા હતા. આજ કારણથી તે ક્યારે તેવુ ઈર્ષ્યા-મત્સરની શાળારૂપ ન બન્યુ હતુ કે નકામી ચર્ચાઓને હાથમા લઈ અદર અંદર વરાગ્નિને સળગાવી રાજકર્તાને રાજકીય કાર્યો વિસરાવી દે તેવી રીતે ગુચવાની મારે

ચેલણાએ પોતાને જે કાર્ય કરવા યોજી હતી, તે કાર્ય સર્વથા ગુપ્ત રાખવાનુ છે એમ હસા સમજતી હોવાથી તેને સ્ફોટ મહારાજાની આગળ પણ કરવો ઉચિત નથી એમ તેની માન્યતા હતી, પણ તેણીને લાગ્યુ કે જેમા પોતાને જોખમ ન હોય તેપણ મહારાજાની આગળ ન ગોપવી શકાય એવો અમારો ધર્મ છે, તો આ આવી વાત કેમ ગોપવાય? અને વળી મહારાજા આ વાતથી વિદિત હોય એમ સમજાય છે તો તેને છુપવવાનો અર્થ શો? દેવી પોતે પણ આ કાર્ય કરતા કરાવતા અસદ્ભાવથી પ્રેરાયા નથી અને રાજાનુ હિત ચિતવીનેજ તેમણે મને આવો નિર્દેશ કર્યો છે, તો મારે સ્પષ્ટ કથન કરવુ એ સિવાય અન્ય કોઈ માર્ગ મારામાટે નથી. વળી

દેવીએ આ વાત છુપાવવા જણાવ્યુ છે, પણ તે લાબો સમય મહા-રાજાથી છુપાવી શકાય એવી ક્યા છે? આમ ઉલટાસુલટી તેની મનોરથમાલા ક્ષણભર ફરવા લાગી, પણ છેવટે તેને લાગ્યુ કે પોતાને સત્ય બોલવામાજ અનુકૂલતા અને ધર્મ છે અને દેવીનો વાત છુપ-વવા સબધી આદેશ સામાન્યજ છે, તેથી તે સત્ય કથન કરવાનાજ નિશ્ચયમા આવી

"શ્રીમતીદેવીએ આજ મધ્યરાત્રિએ પુત્રનો પ્રસવ કર્યો છે, પણ તે દુષ્ટદોહદના કારણથી કે અન્ય ગમે તે કારણથી પિતાનો વૈરી છે એમ સમજતા તેમણે તે પુત્રનો ત્યાગ કરવા મને આજ્ઞા કરી અને મે સ્વામિનીની આજ્ઞા મસ્તકે ચડાવી તેને અશોકવનિકામા ત્યાગ કર્યો છે અને અત્યારે હુ ત્યાથીજ આવી રહી છુ મહારાજ! આ કાર્ય યોગ્ય અયોગ્ય ગમે તેમ હોય, પણ તે વાતનો વિચાર કરવાનુ કાર્ય મારૂ ન હોવાથી મેં મારી ફરજ બજાવી છે" હસાએ પોતાની પ્રવૃત્તિને માફ સાફ જણાવી દીધી

ચેલણાદેવીનો ગર્ભકાળ પુરો થઈ જવા આવ્યો હતો, તેથી શ્રેણિક મહારાજના મનમા સભાવના હતી કે આજકાલ પોતાની પ્રિયપત્નીના પ્રસવસબધી વધામણી મળશે, પણ અત્યારે તેને તે વધામણી આવા રૂપેજ મળી હસા તો શકિતજ હતી, પણ મહા-રાજાને ક્યા શકા હતી કે ચેલણાએ શામાટે આ માર્ગ લીધો છે? દોહદની દુષ્ટતાથી ચેલણા આ કાર્ય કરવા પ્રેરાઇ, પુત્રમોહ પણ ન ગણ્યો એ તેના પાતિવ્રત્યથી શ્રેણિક અત્યત પ્રસન્ન થયો. પહેલા પણ તેનો ચેલણાપર અત્યત આદર અને પ્રેમ તો હતોજ, પણ આ બનાવથી તેમા અતિશય વૃદ્ધિ થઇ, છતા તેને સમજાયુ કે રાણી પાતિ-વ્રત્યને છાજતુ કરવા જતા તેની વૃત્તિઓ અમુક પ્રકારના અનૌચિત્ય તરફ ઢળી ગઈ છે પણ ક્ષણમાત્રમા કર્તવ્યની આતુરતાથી તે સ્વભાવસ્થ કાર્યવ્યગ્રવૃત્તિવાળો થઇ ગયો અને અશોકવનિકામા પોતાની સાથે આવી તે બાલકને ક્યા ફેકી દેવામા આવ્યુ છે તે દર્શાવવા તેણે હસાને ફરમાવ્યુ.

હસાએ પોતે સત્ય હકીકત રજુ કરી ત્યારેજ તે શ્રેણિકના ઇંગિતાકારોથી સમજી ગઈ હતી કે પોતાની સ્વામિનીનું કાર્ય મહા-રાજાને ગમતું આવ્યુ નથી, પણ તેની સાથે એ પણ તેના સમજવામા

આવ્યુ હતું કે મહારાજાને આમા ગેરવાજબીપણાથી અણુગમાનો ભાવ પેદા થાય એ સિવાય અન્ય કોઇ ભાવ જાગ્યો નથી, અને આજ કારણથી તે અત્યારે પૂર્વના કરતા વધારે સ્વસ્થ થઇ હતી. તેણીએ મહારાજાની સાથે જઇ પોતે ત્યજેલા બાલકને દર્શાવ્યુ

"અહો ! આ બાળ ચન્દ્રની જેમ આ સ્થળને કેવુ પ્રકાશી રહ્યું છે !" શ્રેણિકે અશોકવનિકાના એક અશોકના તરૂતળે બાળકને જાતાજ સાશ્ચર્ય મોહમિશ્રિત ઉદ્દગારો નીકાળ્યા.

તે પછી શ્રેણિકે તે બાળક, ચેલણાની કુક્ષિથી ઉત્પન્ન થયેલા પુત્રને તત્કાલ પોતાના હસ્તમા લઇ લીધો અને પોતાને પ્રચ્છિત કોઇ અપૂર્વ વરદાન તરીકે મહાન લાભ મળી ગયો છે એમ તે પૂર્વભવ સબધના સસ્કાર વશાત્ મોહાસક્ત ચિત્તે માનવા લાગ્યો.

"દેવીથી આવુ પ્રથમ પ્રસવેલુ પુત્રરત્ન કેમ ત્યજાય ?" મહારાજા શ્રેણિકે પછી તે બાળ હસાના હસ્તમા સમર્પતા કહ્યુ

હસા આમા શુ બોલી શકે ? તેણીએ કાઇપણ વિધિનિષેધ ન કરતા વગર હૃદયનો એક નિરર્થક જીકારો ભણી સાવધતાથી તે બાળકને લઇ લીધુ અત્યારે હસાના હસ્તમા તે બાલક ફેંકી દેવાના સમયમા જે હતું તેનુ તેજ છે પણ હસાની વૃત્તિઓમા તો કદાચ ભિન્નરૂપેજ જણાય તો સર્વજ્ઞોના કાર્મગ્રથિક મહાન્ સિદ્ધાતાનુસારે કાઇ નવાઇ નથી. અશોકના ઝાડતળે જ્યારે તે પડયુ હતું ત્યારે કોણુ કલ્પી શકે કે તે ભવિષ્યનો સમ્રાટ થશે, પણુ અત્યારે તો સહજ કલ્પના કરી શકાય તેમ છે કે તે ભવિષ્યમા મહારાજા કેમ ન થાય ? કારણુ કે તે શ્રેણિક મહારાજાની પ્રિયપત્ની પટ્ટરાણીનો પ્રથમ પુત્ર છે કહેવાની જરૂર નથી કે હવે શ્રેણિક મહારાજા પોતે હસાની સાથે સીધા ચેલણાના આવાસમા જાય છે

"સ્વામિનિ ! હસાની સાથે મહારાજા અત્ર પધારે છે." ચેલણાની એક દાસીએ મહારાજાને આવતા જોઇ પોતાની સ્વામિનીને સમાચાર આપ્યા આ સમાચાર મળતાજ ચેલણા સમજી ગઇ કે, હસા બાલકનો ત્યાગ કરી શકી નથી, પોતાની કુક્ષિથી પુત્રની આશાવાળા મહારાજા તેને તેમ કરવામા વિઘ્નભૂત થયેલા હોવા જોઇએ. તેની ધારેલી વાત નિષ્ફલ ગઈ છે એમ કલ્પતા તે નિરાશ અને મ્લાન બની. પતિના વૈરીને પોષવાની ફરજ પોતાને શિર આવી પડશે

એ સમજથી તેનું હૃદય ધવાયુ. આવી સ્થિતિમા ખડમા સુતિકાગૃહમાં પ્રવેશ કરતા મહારાજા અને હસાને જોતાજ તેણે શય્યાપરથી ઉઠવા પ્રયત્ન કર્યો

"દેવી! પ્રયાસ ન સેવો." તત્કાલ ત્યા લાવી રખાયલા સિહાસનપર બેસતા મહારાજાએ ચેલણાને શય્યાપરજ સ્થિર થવા સૂચવતા કહ્યુ આ સૂચનાથી તે ત્યાજ ઓઠિગણને અઢેલી બેઠી. ચેલણા સ્થિર થઇ ન થઇ એટલામા શ્રેણિકે હસાતરફ દૃષ્ટિપાત કરતા તે ચતુર દાસીએ બાળકના શરીરપર આચ્છાદેલુ વસ્ત્ર દુર કર્યું અને મહારાજાએ હસ્ત ધરતા તેઓએ તે બાલક તેમના કરકમલમા મુકી દીધુ.

હવે શ્રેણિક આ બાલક, શરમ અને નાપસદગીથી નીચી નજર ઢાળી રહેલી ચેલણાને સમર્પતા શુ બોલે છે અને તેને શુ પ્રત્યુત્તર મળે છે તથા આ એક પુત્રરૂપે શત્રુ કેવીરીતે વૃદ્ધિગત થાય છે તે આપણે આગળના પ્રકરણમા જોઇ શકીશુ.

---

## પ્રકરણ ૧૮ મું.

---

### પાતિવ્રત્ય અને અનીચ્છાએ પુત્રપાલન.

"વિવેકિનિ! હૈહયવશની કુળકન્યાને આવું, ચાડાલિનીને પણ અયોગ્ય કર્મ કદિપણ કર્તવ્યતરીકે ન હોઇ શકે." શ્રેણિકે ચેલણાના ઉત્સગમા પુત્રને મુકતાની સાથે ઉચ્ચાર્યું. ચેલણા તે સતાનતરફ નિરૂત્સાહ હતી તેણીએ ફક્ત પોતાની અણગમાભરી દૃષ્ટિ તે સુદર પણ તેને સુદર નહિ દેખાતા બાળપર ફેરવી. દૃષ્ટિ ફેરવતા તેનું વાત્સલ્ય દ્રવવા લાગ્યુ, પણ પાતિવ્રત્યભાવથી સબધ રાખતા તેના આજન્મસિદ્ધ સસ્કારો અને તજ્જન્ય વિચારો તેમા તેને પ્રતિરોધ કરવા લાગ્યા. તેણે બાળપરથી તત્કાલ દૃષ્ટિ ઉઠાવી લીધી અને હૃદયના ગ્લાનિભાવનો સૂચક ચ્હેરો કરતાની સાથે તેણે તે શ્રેણિકના મુખપર નાખતા ન નાખતાજ નીચી નમાવી દીધી. પોતાને આવીરીતે વર્તવામા ખાસ મહત્વનુ કારણ છે એ ભાવ તેના ચ્હેરાપરથી શ્રેણિક સમજી શક્યો હતો, તોપણ તે કારણને ન પૂછતા તેનુ આ કાર્ય અતિ અનુચિત છે એજ મતવ્યના આધારે તેણે આગળ કહેવા માડયું.

"હું જાણુ છુ કે સ્ત્રીઓનુ સ્વસતાનવાત્સલ્ય અપૂર્વ હોય છે.

અકુલીન,દુશ્ચારિણી અને અધર્મિષ્ટ એવી પણ સ્ત્રીઓ સ્વસંતાનપ્રિય હોય છે, તોપછી તારા જેવી એક પતિવ્રતા આવો અનુચિત માર્ગ કેમ સ્વીકારવા તત્પર થઈ ? સંતાનને માટે સ્ત્રીઓ બેહદ આકાંક્ષા રાખતા તેને માટે અનેકાનેક પ્રયત્નો કરવામા પણ ચુકતી નથી એ વાત લક્ષ્યમા લેતા, મગધદેશના રાજાની પ્રિય પટ્ટરાણી પ્રથમપુત્રની આવી રીતે ઉપેક્ષા કરે છે એ અનુભવ મને આશ્ચર્યચકિત કરી મુકે છે ”

દુષ્ટ દોહદના કારણથી આવા પુત્રરત્નને ત્યજવાની હદસુધી જવું એ ભલે ચેલણાની સદ્વૃત્તિ હોય, પણ તે સ્ત્રીના વાત્સલ્યભાવનુ સર્વથા વિરોધી છે એ જ્ઞાન હાલ શ્રેણિક મહારાજાને પુત્રમમતાના બળે જોસભેર સ્ફુરી રહ્યુ છે,અને તેથી તેઓ ચેલણાની આગળ અનેકધા વાત્સલ્યભાવનો જ હાલ મહિમા ગાઈ રહ્યા છે અને તેનાપર લક્ષ્ય આપવામા પોતાનો એક મહાન ધર્મ “ પાતિવ્રત્ય ” નબળો પડે છે, એવી દઢ સમજવાળી ચેલણાને તેઓએ સપ્રેમ મધુરરીતે ઓપાલભ દઈ પોતાના વીચારપર વાળવા પ્રયત્ન કર્યો છે, છતા તે ચેટકમહારાજાની પુત્રીને શ્રેણિકનું વાત્સલ્યપોષક કથન જેવુ જોઈએ તેવુ અસર કરી શક્યુ નહિ પોતે જે માટે આ કાર્ય કરવા પ્રેરાઈ છે તે કોઈ સામાન્ય હેતુથીજ નહિ, પણ ખાસ મહત્ત્વના હેતુથી એ વાત સ્પષ્ટ કરવી એમ તેને કરાયલા ઉપાલભે પ્રેરણા કરી, અને તેથી તેણે કાઈક માનસિક સ્વસ્થતા ધારણ કરવા અને પોતે લીધેલો માર્ગ વાજબી છે એ સમજાવવા યત્ન કર્યો

તેણીએ કહ્યુ —

‘ નાથ ! હુ આપનાથી પુત્રને ચાહનારી છુ આ પુત્રના સબધમા આપ કહી શકો છો કે હુ પુત્રવત્સલ નથી, પણ તેથી હુ સર્વથા પુત્રવત્સલજ નથી એમ તો નજ કહેવાય હૈહયવશની કુલકન્યાઓ નિરતર પતિપ્રેમને ચાહનારી હોય છે તેઓ પતિવિરોધી પુત્રપર પોતાનુ વાત્સલ્ય ન દર્શાવે એથી તેઓ વાત્સલ્યવતી નથી એમ કેમ કહેવાય ? મારા દોહદથી આપ જાણીજ શક્યા છો કે આ પુત્ર આપના શત્રુરૂપેજ છે, અન્યથા મને નરકમા લઈ જાય એવો દુષ્ટ દોહદ થાયજ કેમ ? મારી બુદ્ધિ મને આ પુત્રથી કાઈપણ ભવિષ્યમા આપનુ શ્રેય જોવા દેતી નથી, વિરૂદ્ધ તે મને આપનુ અશ્રેય કહળાવે છે પ્રિય ! આપ જેનાપર મમતા રાખો તે મને પણ અવશ્યમેવ મમ-

તાનુ પાત્ર હોયજ, છતા આપનો મોહ એક શત્રુપર થાય છે એમ મારો આત્મા મને સાક્ષી પૂરી રહ્યો છે પતિના ક્ષેમમા મારી હૃદયવૃત્તિઓ સદા સચેત રહે એવા વિચારો જ્યાસુધી મારા જાગતા છે ત્યાસુધી મારા વિવેકમા કોઈ જાતની ન્યૂનતા હોય એમ માનવાને મારૂ હૃદય કબૂલ નજ કરે તો એ સ્વાભાવિક છે નાથ! મને સમજાતું નથી કે આવા એક પતિના શત્રુભૂત કલ્પાતા પુત્ર પ્રતિ હું કેવી રીતે વાત્સલ્ય ધારણ કરી શકુ અને મારા સ્તનપાનથી તેને ઉછેરી શકુ? આપના કથનપર મને સર્વથા આદર થઈ તેને અનુસરવામા મારા ધર્મનો લોપ થતો હોય તેમ મને જણાય છે."

ચેલણાની સમજ યથાર્થ હતી તેણીએ પતિભક્તિમા સર્વસ્વ સમાયલુ જાણ્યુ હતું, અને તેથી સતાનમોહમા ન મુઝાતા તે ભાવિ ભાવોના સૂચક લક્ષણોનો વિવેક કરવા બરાબર શક્તિમતી થઈ શકી હતી પ્રથમ પતિ અને પછી પુત્ર એ ખુદનો ન્યાય આ પતિવ્રતા સ્ત્રીની નજર બહાર હોય એ કેમ સભવી શકે? તેણીના હૃદયગમ શબ્દોથી મોહવિવશ એવા શ્રેણિકને પણ સમજાયુ કે તેના કહેવામા ઘણુ વજુદ છે પણ ભાવિભાવ શ્રેણિકના હૃદયને મોહગ્રહિત થવા દે કે કઠોર બનવા દે એમ હતુંજ નહિ, તેથી તે આગ્રહપૂર્વક આ બાળને ઉછેરવામાજ ઔચિત્ય માનતો એક શાસ્ત્રીય હેતુ દર્શાવે છે.

"પ્રિયે! તારૂ કથન અને તારી વૃત્તિઓ ઉમદા છે, પણ જો તું આ પ્રથમ પુત્રને આવી રીતે દૂર કરીશ તો તને અન્ય સતાનોની ક્ષેમકુશલતા રહેશે નહિ, માટે મારી એ ઇચ્છા છે કે તુ આ પુત્રને પાલન કર' શ્રેણિકે નૈમિત્તિક હેતુ દર્શાવતા સાથે પોતાની ઇચ્છા પણ દર્શાવી દીધી અને તે ત્યાથી ચેલણાની મુગી આધીનતા સમજતાં હવે સ્વઆવાસે ચાલ્યો ગયો

હવે ચેલણાએ પોતાના વિચારો બાજુએ રાખ્યા તેણીને ભાવિ ભાવની નિશ્ચિતતા સમજાઈ અને પતિની ઇચ્છાને અનુસરવા મનને તે તરફ વાળ્યુ. પણ તે વળે કેમ? આ બાળકને ઉછેરવામા તેણે જોઈતુ બધુ કર્યું પણ તે સર્વ હૃદયવગરનુજ થયુ. ફક્ત પતિની ઇચ્છાને આધીન થઈનેજ કર્યું, બાકી વાસ્તવિકરીતે તો તે સમજતી હતી કે હું સર્પને દૂધ પાઈ ઉછેરવાનુ કાર્ય કરી રહી છુ. તેની તે સમજ તેણે અંધારામાજ રાખી હતી. હસાજ માત્ર કેટલાક પ્રસગોથી સમજી

શકતી હતી કે પોતાની સ્વામિની આવા અંતર્ભાવથી આ બાળ પ્રવૃત્તિ કરી રહી છે, કેમકે બાલત્યજનના પ્રસંગમા તેની કામગિરી હતી. પણ આ દાસી બહુજ ચાલાક અને ગંભીર હોવાથી તેણે પોતાનો અનુભવ પોતાના મનમાજ સમાવી દીધો હતો અત્યારસુધીમા આ વિષે શ્રેણિક, અભયકુમાર, ચેલ્લણા અને હંસા આ ચાર સિવાય અન્ય કોઇને કાઇપણ ખબર નજ હતી એમ જો કહીએ તો તે ખોટું નથી. આજ કારણથી આખું રાજકુલ આ પુત્રનિમિત્તે કરાયલા જન્મમહોત્સવમા નિઃશંકપણે ભાગ લઇ તેણે પોતાનો અપ્રતિમ પ્રેમ અને રાજભક્તિ દર્શાવી હતી આચાર પ્રમાણે વર્ધાપન, યાચકોને દાન અને પ્રાભૃતોનો સ્વીકાર વિગેરે પણ પ્રિય પટ્ટરાનીના પુત્રજન્મને શોભતું સર્વ ભારે ઉછરંગથી કરવામા આવ્યુ હતું કારાગૃહો છૂટા કરવામા આવ્યા હતા,માનોન્મ ન વધારવામા આવ્યા હતા અને લોકોના ઋણો રાજ્યથી ચુકવવામા આવ્યા હતા પ્રજાહિતચિંતક શ્રેણિક મહારાજાની વફાદાર નાગરિક પ્રજાએ પોતાના ગૃહો શણગારી,તોરણોથી સનાથ કરી, ધવલમંગલના ગીતોથી નિર્નાદિત અને હર્ષભર્યા કરી મુક્યા હતા, અને એ । રીતે આ પુત્રોત્સવની ઉજવણીમા તેણે ભાગ લઇ શ્રેણિકના સ્વાભાવિક પ્રજાવાત્સલ્યમા વધારો કરી દીધો હતો. આખા મગધ દેશમા જન્મ ઉજવાયો અને લોકોથી પુત્રનુ કુશલ ઇચ્છાયુ વિગેરે ભાગ્યવંતોના ત્યા જન્મેલા ભાગ્યશાળીઓની વાતો છે તે કોઇથી ક્યા અજાણી છે? આથી વધારે તેનો ઉલ્લેખ કરવો બહુ જરૂરનો ન હોવાથી તેને છોડી દઇ કહીશુ કે, આ જન્મને દશ દિવસ વીતી જતા શુચિશુદ્ધ થયા પછી પુત્રનું નામ 'અશોકચંદ્ર' પાડવામા આવ્યુ. અશોકવનિકામા કાન્તિથી ચંદ્રસમાન આ પુત્ર શ્રેણિક રાજાને જણાયો હતો અને તેથી નૃપે આ નામ સાભિપ્રાય રાખ્યુ હતું. બાલવયસ્યોથી તો તે 'કૂણિક' નામથીજ ઓળખાયો હતો

ચેલ્લણાએ અશોકવનિકામા આ પુત્રનો ત્યાગ કરાવ્યો ત્યા તેની કનિષ્ઠ આંગળીએ મરઘીના પિચ્છની અણી ભોંકાઇ હતી અને છિદ્ર પડી પછીથી તેમા પરૂ વહેવા લાગ્યુ હતું. આ સમયે વેદનાથી રડતા બાળની અંગુલિ મુખમા રાખી શ્રેણિકે તેને રડવાથી શાંત કર્યું હતું, અને એવીજ રીતે તે વ્રણ રૂઝાવ્યો હતો આમ વ્રણ રૂઝાતા પણ તે અંગુલિ કૂણિત–ખૂંઠીજ રહેવા પામી હતી અને અંગુલિના આ કૂણિકપણા

પરથીજ અન્ય બાલમિત્રો સાથે રમત રમતા તેઓએ અશોકચંદ્રને કૂણિક નામથીજ બોલાવવો શરૂ કીધો હતો, અને તેથી તે નામ વધારે પ્રસિદ્ધિમા આવ્યું હતું આપણે પણ તેને બહુધા કૂણિક નામથીજ સબોધીશુ.

રાજકીય સાવચેતી અને વૈભવથી ઉછેરાતો કૂણિક બીજના ચંદ્રની જેમ આખા રાજકુલમા પોતાના પ્રકાશને પસારતો અને ચેલણાના હૃત્પદ્મ સિવાય સર્વેના ચિત્તોને આલ્હાદ કરતો પ્રતિદિન વધવા લાગ્યો. પૂર્વજન્મમા આદરેલા તપના પ્રભાવે તેનું રાજકીયતેજ હાલ આ કુમળા બાળઅંગોમા પણ સ્ફુરી રહ્યુ હતું, અને તેથી ભવિષ્યમા મગધદેશના રાજભોક્તા તરીકે તેજ ઉત્તરાધિકારી થશે એમ લક્ષણવેત્તાઓની કલ્પના કામ કરી રહી હતી, પણ અભયકુમારની હયાતી એ કલ્પનાને શબ્દોમા બહાર પડવા દેતી ન હતી, તેથી તે યુવરાજ નહિ પણ શ્રેણિકની પ્રિયપત્નીના પુત્ર—એક રાજકુમાર તરીકે સૌની દૃષ્ટિમા રમી રહ્યો હતો. ચેલણાએ બીજા બે પુત્રોનો જન્મ કૂણિક પછી આપ્યો, તેના નામ હલ્લ અને વિહલ્લ રખાયા હતા. તેણીએ પોતાનું જનનીવાત્સલ્ય આ પાછળ જન્મેલા પુત્રોપરજ સર્વથા ઢોળ્યુ હતું અને તેના હૃદયના વાત્સલ્યકોડ પણ ત્યાજ પુરાયા હતા કૂણિક અને પાછલા બે પુત્રોપરનો ભેદ તેણીએ સદાને માટે રાખ્યો ! અન્યોને સમજાય ન સમજાય એ ગમે તેમ હો, પણ કૂણિકને એ ભેદ ભાસ્યા સિવાય રહી શક્યો નહિ. ઓરમાન માતાનો પ્રસંગ હોત તો તેનો આરોપ સીધો માતાનાપરજ લઈ જવાત, પણ તેમ ન હોવાથી આ આરોપને ત્યા લઇ જવાની જગા ન રહેતા, તેને પોતાને પણ ખ્યાલ ન આવે તેવી રીતે તે શ્રેણિક મહારાજાપરજ અંતરથી દુભાતો રહે છે, પરંતુ તેની વિનીતવૃત્તિ એ દુભવણીને સર્વથા દાબી દે છે અને તે હલ્લવિહલ્લની સાથે પિતૃભક્તિના શિક્ષણમા અને વર્તનમા તેને આપણે પાછળ પડેલો નહિ જોઈ શકીશુ. છતા કહેવુ પડે છે કે તેના હૃદયમા એ શલ્ય વખતોવખત ખટકતું હતું કે ચેલણા જે ભેદભાવ દર્શાવી રહી છે તે પોતાની સ્વેચ્છાથી નહિ પણ તેને પિતાની તેવી આજ્ઞા મળેલી હોવી જોઇએ પૂર્વજન્મનો વૈરાનુબંધ તેને માતાના દોષ જોવાનું નહિ દોરતા પિતાના દોષ જોવાતરફ બળાત્કારથી દોરે છે, અને તેથી શ્રેણિકનું તેનાપર નિરંતર દર્શાવાતું અપૂર્વ વાત્સલ્ય તે ન જોઈ શકે એ સ્વાભાવિક છે. દુનિયામાં લોકોના કે એવા કોઈ સંબંધોમા લેણાદેણી નથી, પણ પૂર્વજન્મમા કરેલા કર્મોના

સંબંધીમાંજ બેણુદેશુનો પ્રશ્ન છે, એવા પ્રકારના જૈનસિદ્ધાંતમાં અનંતા પુરાવા દુનિયા સ્વયંજ પુરી રહી છે ત્યાં વધારે લખવું નિરર્થક છે

આજ્ઞાથી વિનીતાત્મા પણ અંતરથી પિતા પ્રતિ સશલ્ય કૂણિક અનુક્રમે યૌવનઅવસ્થાને પામ્યો ત્યારે શ્રેણિક મહારાજાએ તેને મોટા મહોત્સવથી પદ્માવતી નામની રાજકુમારીની સાથે પરણાવ્યો રૂપમાં, બળમાં અને સૌભાગ્યમાં તેની બરોબરી કરી શકે એવુ અભયકુમાર સિવાય અન્ય કોઈ નજ હતું એમ આપણે સામાન્યત. કહી શકાયે; પણ જ્યારે શ્રેણિક મહારાજાના અંતપુરમાં તપાસ કરીએ તો સમજાશે કે ત્યાં અત્યારે એવા અન્યપણ રાજકુમારો ક્રીડા કરી રહ્યા છે.

મેઘવૃષ્ટિમાં ભ્રમણ કરવાના દોહદથી સૂચિત ધારિણીપુત્ર મેઘકુમારથી તથા અન્ય રાણીઓથી પ્રસૂત નન્દિષેણ અને કાલાદિથી આજે શ્રેણિકમહારાજાનો દરબાર સર્વથા શોભી રહ્યો છે કૂણિકના હૃદયમાં શ્રેણિક વિષે જેવો જોઈએ તેવો સદ્‌ભાવ નથી અને ચેલણા અંતરથી કૂણિકપર અલ્પ આદરવાળી છે એ સિવાય આ રાજકુટુંબ સર્વથા શાંત અને પ્રવૃદ્ધિજ છે. અભયકુમાર મંત્રીશ્વરની અપૂર્વ બુદ્ધિથી શ્રેણિકના રાજ્યકાર્યો જે અશક્ય જેવા હોય તેપણ શક્ય કરાય છે ત્યાં વિઘ્નને રહેવા સ્થળ ક્યાંથી મળી શકે ? અત્યારે તેના રાજ્યપર અન્યના આક્રમણોનો ભય ન હોવાથી આખા દેશની પ્રજા કેવલ આનંદનોજ ઉપભોગ કરી રહી હતી. મગધ એ રસાળ અને કુદરતની લીલાથી ભરેલો દેશ હોઈ અત્યારે તે સર્વથા આબાદ બની રહ્યો હતો હાલ ત્યાંના લોકોને બહુજ શાંતિથી, પોતે કોણ છે ? પોતાનું કર્તવ્ય શું છે ? એ વિચારવાનો વખત હતો અને તેની દિશા દર્શાવનાર દુનિયામાં થઈ ગયેલા મોટામાં મોટા પુરૂષોમાંનો એક મહાવીર નામનો સર્વજ્ઞ આ મગધ અને તેની નજદીકના દેશોમાં હાલ પોતાનું મહત્ત્વભર્યું જીવન ગાળી રહ્યો હતો તેણે લાખો આત્માઓને પોતે જાણેલું અટલ સત્ય ઉપદિશ્યું હતું અને તેઓને તે સત્યમાં પ્રવર્તવા શાંત પણ યોગ્ય દલીલો કરી તેની સત્યતાની સાબીતી કરી આપતો હતો. તેણે પ્રથમ દયા અને ક્ષમા વિગેરેનો મહાન સિદ્ધાંત સ્વજીવનમાં આબેહૂબ ઉતાર્યો હતો, અને હવે પછી તે જગતને આ સિદ્ધાંત જીવનમાં ઉતારવા વર્તન તથા ઉપદેશદ્વારા પ્રયત્ન કરી રહ્યો હતો આ મહાનપુરૂષ ભગવાન મહાવીર કોણ છે વિગેરે એ આપણે આગલા પ્રકરણોમાં જોઈશું.

# પ્રકરણ ૧૯ મું.

---

## ભગવાન મહાવીરનો ગૃહસ્થવાસ.

આજથી પૂર્વે ૨૬૯૮ મા વર્ષે ત્રેવીસમા શાસનસ્થાપક તીર્થંકર શ્રી પાર્શ્વનાથનું નિર્વાણ થયું તેપછી તેમનું શાસન ૨૨૦ વર્ષ ચાલ્યું હતું. ભગવાન પાર્શ્વનાથ અને તેમની પાછળ શાસનમા થયેલા તેમના સંતાનીયોએ જૈનોનો જાણીતો દયાદિનો સિદ્ધાંત દુનિયાને ઉપદિશી સ્વરહિત કરવામા બહુ બહુ કર્યું હતું, પણ શ્રીપાર્શ્વનાથના નિર્વાણ પછી જેમ જેમ સમય વીતતો ગયો તેમ તેમ લોકો હિંસામા ધર્મ માનવાની વૃત્તિવાળા વધારે વેગથી થવા લાગ્યા હતા હજુ પ્રસેનજિત્, ચેટક વિગેરે સેંકડો રાજાઓ શ્રીપાર્શ્વનાથના શાસનને અનુસરવામા શ્રેય સમજતા હતા, તોપણ તેમની પ્રજામા ધાર્મિક વ્યામોહ વધવાની સાથે ધર્મનિમિત્તે કરાતી યજ્ઞાદિ ક્રિયાઓમા ધર્મ માનનારા ઘણા વધી પડ્યા હતા, કે જેઓ તેમા પશુહિંસાને ખાસ પ્રાધાન્યતા આપતા હતા અને વર્ણાશ્રમના ધર્મથી સ્વત્વ સ્થાપી પોતાથી ભિન્ન વર્ણોને ધર્મમા અલ્પઅધિકારવાળી તથા હીનગૌરવવાળી માનતા હતા કેટલાક રાજાઓ પણ આ યાજ્ઞિક હિંસામા ધર્મ માનવા લાગી ગયા હતા અને તેઓ સર્વ જીવદયાના સિદ્ધાંતની વિરુદ્ધ પ્રવૃત્તિ કરનારા આવા હિંસકોને સહાય સમર્પી રહ્યા હતા. આ સમયમા એટલે કે શ્રીપાર્શ્વનાથના શાસનમા ૪૨ વર્ષ અવશિષ્ટ રહ્યા હતા ત્યારે આજથી પૂર્વે ૨૫૨૧ મા વર્ષે ક્ષત્રિયકુંડગ્રામ નામના એક મોટા અને અતિસમૃદ્ધ નગરમા ઇક્ષ્વાકુવંશીય જ્ઞાતકુળના સિદ્ધાર્થ રાજાની મુખ્યરાણી ત્રિશલાદેવીએ એક અતિ સંસ્કારી, સુરૂપ અને પ્રભાવશાળી બાલકને જન્મ આપ્યો હતો. ચતુર્દશસ્વપ્નસૂચિત તે બાલકનો જન્મદિવસ ચૈત્ર સુદિ ત્રયોદશી હતો. આ મહાપુરુષના જન્મસમયે મહાદુઃખીઓને પણ ક્ષણવાર સુખશાંતિનો અનુભવ થયો એવો તો તેનો પુણ્યપ્રભાવ અને મહાત્મ્ય હતું દિવ્ય નરનારીઓએ અને ક્ષત્રિયકુંડગ્રામની પ્રજાએ પોતાના રાજાઓની આગેવાની નીચે બાલ્યાવસ્થાથીજ જ્ઞાની આ બાલકના જન્મનો સ્નાત્રાદિ તથા અનેકધા હર્ષપ્રદર્શનાદિ મહોત્સવ કર્યો. રાજાએ ભારે આદરપૂર્વક રાજકીય બનતી સામગ્રીઓવડે દશ

દિવસની સર્વ સ્થિતિપતિકા-કુળમર્યાદાઓ સમાચરી અને તેનુ ગુણ-
નિષ્પન્ન વર્ધમાન નામ રાખવામા આવ્યુ, કારણ કે આ મહાન્ આત્મા
જ્યારથી ગર્ભમા આવ્યો ત્યારથી આ જ્ઞાતકુલ સર્વરીતે વૃદ્ધિગત
થવા પામ્યુ હતું, અને તેથી સિદ્ધાર્થ તથા ત્રિસલાદેવીએ ગર્ભકાળ-
માજ પુત્રનુ નામ ગુણનિષ્પન્ન-વર્ધમાન પાડવાનો ઇરાદો રાખ્યો હતો.
ત્રિસલાદેવીને પહેલા બે સતાનોમા એક પુત્ર નદિવર્ધન તથા એક
પુત્રી સુદર્શના હતી અને હાલ આ વર્ધમાન તૃતીય સતાન હતું તે
અત્યારે જગતપૂજ્ય તીર્થંકરની જનેતા બનેલી હોવાથી જગત
પૂજ્યા હતી.

બીજના ચદ્રની જેમ પ્રતિદિન વર્ધમાન વર્ધમાન બાલ્યોચિત રમતે
રમતા ચચળ જણાયલા હતાયે તેઓ સ્વભાવથી હૃદયમા સ્થિર
અને ગભીર હતા તેમનો રમણીય અને શાત દેખાવ હતાયે તેઓ
સ્વભાવથી શૂરા અને વીર હતા સ્નાત્રોત્સવના સમયે સશયિત
ઇંદ્રની શકાનુ નિરસન કરવા એક મહાન્ પર્વતને અગુઠાથી દબાવી
ડોલાવ્યો હતો એ વર્ધમાનનુ બળ ગાભીર્યભાવથી સર્વદા મહિમાને
પાત્ર હતું. શક્ર આમલકીક્રીડાના સમયે વર્ધમાનના ધૈર્યની પ્રશસા
કરી એમા કાઈ વિશેષ કર્યુ ન હતું, ફક્ત એ સ્વાભાવિક ગુણરત્નના
હતી, પણ એ ધૈર્ય સર્વકોઈ બાલગોપાલને પણ શ્રદ્ધાનો વિષય
હાલ થાય એવા કાર્મિક શક્તિએ એ ગુણરત્નનામા એક દેવને
શ્રદ્ધા થવા દીધ નહિ. તે દેવ સર્પરૂપે આવી આમલકીના વૃક્ષે વીં-
ટાયો, પણ વર્ધમાને આ કૃષ્ણ, ભયકર મુશલસ્થૂલ સર્પથી લેશપણ
ન ડરતા તેને પોતાના કોમળ કરકમલથી પકડી દૂર ફેકી દીધો.
બાળરૂપ થયેલા અને વર્ધમાનને ડરાવવા રમતમા હારી ગયેલા આ દેવે
શરતપ્રમાણે વર્ધમાનને પોતાના સ્કધપર ચ્હડાવી અત્યુચ્ચ ભયકરરૂપ
કરી દીધુ, પણ તે બાલ એવા મહાવીરની મુષ્ટિનો પ્રહાર ન ઝીલી
શકતા, સ્વરૂપસ્થ થઈ પ્રણમી ચાલ્યો ગયો અને હવેથી વર્ધમાન મહા-
વીરના નામે શક્રવિગેરેથી ઓળખાવવા શરૂ થયા વર્ધમાનને વિદ્યાગુ-
રૂની પાસે અભ્યાસનિમિત્તે લઈ જવામા આવ્યા અને ઇંદ્રે પડિતના
મનની આબાલકાલીન શકાઓનુ તેમની પાસેથી સમાધાન મેળવ્યુ
તથા તે પ્રશ્નોત્તરો જૈનેદ્રવ્યાકરણરૂપે પ્રસિદ્ધિમા આવ્યા, આવી
સબધીઓના અને પૂજકોના મોહની તથા ભક્તભાવની વાતો વર્ધ-

માનના પ્રભાવને વ્યક્ત કરે છે, વાસ્તવિક રીતે તો બાલ્યકાલમા પણ આ તીર્થંકરભગવાન શ્રીવર્ધમાન ઉર્ફે મહાવીર એ એક એવો આત્મા હતો કે તેનો પ્રભાવ કોઇથી યથાપ્રમાણ વ્યક્ત કરી શકાયજ નહિ. તેમની માનના ગિરિઓને ડોલાવવાની તથા ક્રોધના સર્પોને દુર ફેંકી દેવાની શક્તિઓ આગળ આ બાલ્યમલ્લ અને ધૈર્યની વાતો અતીવ સામાન્ય હોઇ તેમના અનત મહિમાની સૂચક હોવાથી વ્યવહારમાં માનપ્રદ છે, તેથી તેનો ઉલ્લેખ મહાશયો કર્યા સિવાય રહ્યા નથી.

અતિશયવતા અવધિજ્ઞાની શ્રીવર્ધમાન અનુક્રમે મનહર યુવાવસ્થામા આવ્યા ત્યારે માતપિતાની મોહમય ઇચ્છાઓ તેમને પરણાવવાના લ્હાવા લેવામા લાગી તેઓ જાણતા હતા કે વર્ધમાન પ્રથમથીજ ગૃહવાસથી વિરક્ત છે તેથી તે લગ્નની હા ભણશે નહિ, પણ પુત્રમા હગ્વખત જણાયલી વિનીતતાએ એ સરલ માતપિતાના હૃદયમાં એવો ભાવ ઉત્પન્ન કર્યો કે અનીચ્છાએ પણ વર્ધમાન આપણને અનુસરશે બન્યુ પણ તેમજ મિત્રોના વચનોપર લક્ષ્ય ન આપનાર વર્ધમાન ત્રિશલા વીના વચનોને અનાસક્ત છતા પણ તાબે થયો. વાસ્તવિકરીતે કહીએ તો હજુ ભગવાન મહાવીરને અમુક પ્રકારના ભોગ્યકર્મો ભોગવવાના અવશિષ્ટ હતા કે જે ભોગ સિવાય અન્ય કોઇપણ સાધનથી વિખુટા થઇ શકે નહિ ભગવાનથી ગર્ભમા અભિગ્રહ કરવામા આવ્યો હતો કે માતપિતા જીવતા હોય ત્યાસુધી હુ દીક્ષા અગીકાર નહિ કરીશ તથા તેઓ માતપિતાના મૃત્યુબાદ પણ વડીલભ્રાતા નંદિવર્ધનના કહેવાથી બે વર્ષ ગૃહવાસમા રહ્યા એ વિગેરે બનાવો ખાસ કરીને નિકાચ્ય ભોગ્યકર્મોનો સાથેજ સબધ રાખે છે, અન્ય તો સર્વ કારણો નિમિત્તમાત્રજ છે, અર્થાત્ શ્રી વર્ધમાનકુમારને ભોગોદયે કુમાર રહેવા દીધા નહિ. માતપિતાએ અત્યાગ્રહથી સમરવીર રાજાની પુત્રી યશોદા શ્રીવર્ધમાનને પરણાવી

અત્યારે શ્રીમન્મહાવીરમા અદ્‌ભૂત રૂપ છે, અપૂર્વ પ્રભુતા છે, લોકોત્તર સાભાગ્ય છે, અકથ્ય શરીરસૌંદર્ય છે, પ્રભૂત પ્રભાવ છે અને આકર્ષક યાવન છે, છતા તેઓ વિષયમા તો અનાસક્તિશીલજ પ્રવૃત્તિવાળા છે, અર્થાત્ ભવિષ્યમા અમાતોપભોગના સમયે ભારે ઉદાસીન રહેનારા આ મહાન્ આત્માની અત્યારે સાતોપભોગમા તેવીજ ઉદાસીનતા છે, કે જે ઉદાસીનતામા લેશપણ ઔચિત્યનું ઉલ્લઘન કદિ પણ જણાયુ નથી. આ વિષયમા મહાનુભાવોના મહિમાનું બ્યાન

પ્રાકૃતજન શું કરી શકે એટલુંજ કહી અને અટકવાની ફરજ પડે છે.

હવે શ્રમણ મહાવીરે ગૃહસ્થાશ્રમ આદર્યો અને તેના ફલતરીકે તેમને એક પુત્રી પ્રિયદર્શના નામે થઇ, કે જેને જમાલિ નામના કુળવાન સુરૂપ રાજકુમારની સાથે પરણાવવામા આવી હતી આ આશ્રમમા પણ તેઓ સર્વત્ર વિરક્ત અને અગાઢૃતમા દૃઢપ્રતિજ્ઞ હતા. સર્વ પ્રસંગોમા તેઓ સરલ અને ઉદાત્ત હતા. સિદ્ધાર્થરાજાના રાજ્યમાજ નહિ, પણ આજુબાજુના અન્ય રાજ્યોમાએ તેમની મહાનુભાવતાના યશોગાન ગવાઇ રહ્યા હતા. દેખવામાત્રથી પણ શાંતિ અને પૂજ્યભાવ જાગ્રત કરે એવી આ મહાન્ પુરૂષની અનુપમ આકૃતિ સર્વથા સર્વમનરંજણીય હતી, તો પછી સિદ્ધાર્થ રાજાના જ્ઞાતકુલના જનોનો ચાહ આ વિનીત અને વત્સલ આકૃતિપર અપૂર્વ હોય તો તેમા આશ્ચર્ય જેવુ શું છે? શ્રી વર્ધમાનની વડીલોપર ભારે ભક્તિ હતી, પણ તેઓ વર્ધમાનની જન્મસિદ્ધ મહત્તાને સમજતા હોવાથી હૃદયમા આ ભક્તિને અનુગ્રહરૂપ સમજી સર્વદા પ્રેમથી ગળગળા બની રહેતા હતા પોતાનાજ પુણ્યથી વધારે સમૃદ્ધ થયેલા રાજ્યમા આ અદ્‌ભુત પુણ્યશાળને કયા કયી જાતની ન્યૂનતા હોય? તેમની અભિલાષાઓને પુરવા દિવ્યપુરુષો પણ હાજર થવા તત્પરજ છે, પણ આ અનાસક્ત મહાત્માને જે કંઇ કરવાનુ છે તે આસંગ વગરજ કરવાનુ છે, ત્યા અપેક્ષા ઓછીજ હોય એ સ્વાભાવિક છે તેમના જગતનુ હિત કરવાના ભવાંતરીય શુભ સંસ્કારો અત્યારે ગૃહસ્થાશ્રમમા પણ તેમના હૃદયમા રમી રહ્યા છે, અને તેથી તેમની આંખમા સહજસિદ્ધ કૃપાર્દ્રતા સહજ સર્વદા ઓને અનુભવાય છે. શ્રમણ મહાવીરનો કેવલ કર્મ ખપાવવારૂપ ગૃહસ્થાશ્રમ એ બહુધા આસક્તિના અભાવે નિષ્પાપ હોવાથી અન્યોના કરતા વધારે રમણીય અને સુંદર છે એમ જો કહીએ તો તે સર્વથા સત્યજ છે.

આવા ગૃહસ્થાશ્રમમા સમય વીતાવતા શ્રી મહાવીરની અઠ્ઠાવીસ વર્ષની વય થઈ ગઇ છે, ત્યારે તેમના માતપિતા કાળધર્મથી દેવલોકમા ગયા. હવે તેઓ, સંસારવિમુખ પ્રથમથીજ હતા પણ અનીચ્છાએજ આટલો સમય આર્વ રીતે ગૃહસ્થાશ્રમમા ગાળ્યો, એ વાત સ્પષ્ટ કરવાપૂર્વક વડીલભ્રાતા નંદિવર્ધનની અનુજ્ઞા માગવા લાગ્યા કે દીક્ષાને માટે રજા આપો. સર્વદા સ્વાભાવિકરીતે અસહ્ય એવી આ શ્રી મહાવીરની યાચ્ના હતી, છતા પણ અત્યારે માતપિતાના તાજા

વિરહમા નંદિવર્ધનને આ માગણી અતીવ અસહ્ય થઇ પડી.

પ્રથમથીજ શ્રીમહાવીરને રાજાતરીકે જોવા નંદિવર્ધનને ઇચ્છા હતી, તેથી સિદ્ધાર્થરાજા દેવલોક થતા તેણે પોતે પોતાના આ લઘુ ભાઇને રાજ્ય સ્વીકારવા અત્યાગ્રહ કર્યો હતો; પણ નિસ્પૃહ ભગવાને તે ન સ્વીકારવાથી પ્રધાનોએ નંદિવર્ધનનેજ રાજ્યાભિષક્ત કર્યો હતો. જો કે આ પણ તે રાજાને ખુચતુંજ હતું, છતા અત્યારે જ્યારે ભગવાન્ મહાવીર દીક્ષાની અનુજ્ઞા માગવા લાગ્યા તે પહેલા તેવુ તો તે ન હતું, કે જેવુ આ પછી અસહ્ય થઈ પડયુ. ભગવાને સંસારની અનિત્યતા દર્શાવવાપૂર્વક નંદિવર્ધનનો માતૃપિતૃવિરહજન્ય શોક કોઇપણ રીતે સમાવ્યો હતો તે અત્યારે આ અનુજ્ઞાની યાચ્ઞાએ પાછો જાગૃત કર્યો તે શ્રીમહાવીરના આલંબનથીજ શોકને સમાવી શક્યો હતો અને હાલ તે આલંબન નષ્ટ થવાની વાતથી તેને હૃદયમા એકદમ આઘાત થયો ભગવાને વિરક્તભાવની વાતો કર્યા છતાયે તેપર લક્ષ્ય ન આપતા રાજા નંદિવર્ધને દૈન્યભાવથી કહી નાખ્યુ કે; "ભ્રાતઃ હજુ માતપિતાના વિરહજન્ય શોકમાથી હું અને રાજકુલ ઊંચુ આવ્યુ નથી, તેટલામા તમે તમારો વિરહ ઉપજાવવાની વાતથી વાગ્યા ઘાપર મીઠું ભભરાવવા જેવુ કરો છો." નન્દિવર્ધનના આ શબ્દો સાભળતા ભગવાને ઉપયોગ દીધો અને જ્ઞાનથી જાણ્યું કે, હજુ મને સંયમની વાર છે. તેમણે બે વર્ષ ફેર પણ ગૃહસ્થપણે રહેવા કબુલ્યુ, પણ સાથે સાથે જણાવી દીધુ કે મારા નિમિત્તે કોઇપણ પ્રકારનો આરંભ ન થવો જોઇએ.

હવે ભગવાન શ્રીમન્ મહાવીર ગૃહસ્થાવસ્થામા હતા પણ ભાવયતિ હતા નિરંતર કાયોત્સર્ગમા રહી ધ્યાનતત્પર રહેતા તથા એષણીય પ્રાસુક આહારાદિ લેતા. સ્નાન-વિલેપનરહિત રહી બ્રહ્મચર્ય પાળતા નંદિવર્ધનના આગ્રહથી ભગવાને આમ કોઇપણરીતે એક વર્ષ ગૃહવાસમા નીકાળ્યું, તેટલામ લોકાન્તિક દેવોની આચારરૂપ સૂચના થઇ કે, "જગતના હિતની ખાતર ભગવન્! તીર્થ પ્રવર્તાવો." પ્રથમથીજ સંયમોત્સુક ભગવાને આ સૂચના મળતાં પોતાના સંયમનો કાલ હવે એક વર્ષ અવશિષ્ટ જાણી વાર્ષિકદાન દેવા માડયું તેમણે યાચકોને પડહ બજાવવાપૂર્વક યથેચ્છ દાન આપી તેમને સંસારના યાચ્ઞાવૃત્તિથી મુક્ત કરી દીધા. દુનિયામા તીર્થંકર જેવો કોઇપણ દાતાર હોતો નથી એટલા શબ્દોમાજ તેમના દાનની તારીફ કરી આપણે અટકીશુ.

એક વર્ષભર દાન આપ્યા પછી ઇંદ્ર અને નંદિવર્ધને કરેલા

મહામહોત્સવપૂર્વક ભગવાન ચંદ્રપ્રભા નામની પાલખીમાં બેસી દીક્ષાને માટે જ્ઞાતખંડવન નામના રમણીય ઉદ્યાનમાં ગયા, ત્યાં જઈ નીચે ઉતરી અલંકારાદિનો ત્યાગ કર્યો અને ઇંદ્રે અર્પેલા-સ્કંધપર રાખેલા દેવદૂષ્યના સ્વીકારપૂર્વક તેમણે ૫ ચમુષ્ટિથી કેશનો લોચ કર્યો તથા ઇંદ્રાદિથી વાજીંત્રાદિના શબ્દો બંધ કરાતા, શાંતિવચ્ચે આ મહાન્ આત્માએ સિદ્ધ ભગવાનને નમસ્કાર કરવાપૂર્વક ૫ ચમહાવ્રતરૂપ ચારિત્રમાર્ગ સ્વીકાર્યો. માગસર વદી દશમીનો આ શુભદિવસ હતો હવે ભગવાન્ શ્રીમહાવીર શ્રમણ થયા, સર્વ સહન કરવાને સ્વચ્છાએ ઉપસ્થિત થયા આપણે આગલા પ્રકરણમાં જોઈશુ કે કેવી રીતે તેઓ સહન કરે છે અને સ્વહિત સાધતા પરહિતમાં પ્રવૃત્તિ કરવાને પૂર્ણ લાયક બને છે.

---

## પ્રકરણ ૨૦ મું.

---

### શ્રમણ ભગવાન્ મહાવીર

શ્રમણ ભગવાન મહાવીર હવે ગૃહસ્થવાસ કરતા વિશિષ્ટજ્ઞાની થયા છે, કેમકે આજસુધી તેમને મતિ, શ્રુત અને અવધિ એમ ત્રણ જ્ઞાન હતા, હવે તેમને ચતુર્થ મનઃપર્યવજ્ઞાન પણ થયુ છે આવા જ્ઞાનવન્ત ભગવાને સ્વજનાદિને પૂછી જ્ઞાતખંડવનથી વિહાર કર્યો, વિહાર કરવામાં તેઓ એકાકી છે અને આવીરીતે એકલવાયા વિખુટા પડતા તેમને જોઈ નંદિવર્ધનરાજાએ બહુજ શોક અને વિલાપ કર્યો. રાજ્ય, ઋદ્ધિ અને વૈભવથી નિરપેક્ષ ભગવાનને તો પ્રથમથી અને હાલની સ્થિતિમાં સમાનતાજ છે, કેમકે **एगोहं** એ સૂત્ર તેમણે પોતાના જીવનમાં ઉતાર્યું છે ભગવાન નજરની બહાર થતા રૂદન કરતો રાજા પાછો ફર્યો અને દિવસના છેલ્લા પ્રહરે વિહાર કરી ગયેલા ભગવાન સાયંકાલે કુમારગ્રામની સમીપમાં પહોચ્યા અહિં રાત્રિભર પ્રતિમાથી ધ્યાનમાં સ્થિર રહેલા ભગવાનને રાત્રિના અંતે કોઈએક ગોવાળ દામનીથી-પશુને બાંધવાના દોરડાથી મારવાને તત્પર થયો, કારણ કે તેને શક આવ્યો હતો કે આ મનુષ્ય મારા બળદને ચોરવાના ઇરાદામાં અહિં મૌનનો ઢોંગ કરી ઊભો રહ્યો છે. ખરી વાત એ હતી કે, તે પોતાની ગાયો દોહવાને ગામમાં ગયો ત્યારે તેણે અહિં ચરતા છોડેલા બળદ ઘણી

વિનાના થતા અટવીમા ચાલ્યા ગયા હતા અને તેણે તે વિષે ભગવાનને પૂછતા તેઓ ધ્યાનમા હોઇ મૌન રહ્યા હતા. બળદની શોધમાં આખો રાત ભટકી રાત્રિ અલ્પ અવશેષ રહેતા તે પોતાની મેળે મૂળસ્થાને આવતો ઉભેલા બળદને જોતા શકિત થયો કે, આ ધૂર્તે જાણીજોઇને કે સવારમા બળદને ચોરી લઈ જવાને માટે મને ભટકાવ્યો અને આવી રીતે હેરાન કર્યો, આથીજ તે ઉપસર્ગ કરવા તૈયાર થયો હતો; પણ ઇંદ્રના જાણવામા આ વાત આવતા તેણે ગોવાળને ભગવાનની સિદ્ધાર્થરાજાના પુત્રતરીકે પીછાન કરાવી અને ઉપસર્ગથી અટકાવ્યો. આ સમયે પ્રદક્ષિણા દઈ નમસ્કારપૂર્વક ઇંદ્રે ભગવાનને વિનવ્યુ,—

'જગત્પૂજ્ય ! આપને બાર વર્ષ ઘણા ઉપસર્ગોની પરંપરા થશે, અને તેથી હું તે ઉપસર્ગોને નિવારવા આપની પાસે સેવક થઇ રહેવા ઇચ્છુ છુ"

"ઇંદ્ર ! તીર્થંકરો ક્યારેપણ પરકીય સહાયની અપેક્ષા રાખતા નથી ત્રણે કાળમા ક્યારે એવુ ન બને કે તેઓ કોઈ ઇંદ્રાદિની સહાયથી કેવળજ્ઞાન કે મુક્તિ મેળવે અર્હન્તો પોતાના વીર્યથીજ પોતાના સાધ્યો સાધે છે" ભગવાને કાયોત્સર્ગ પારી ઇંદ્રને પ્રત્યુત્તર કર્યો.

હવે ઇંદ્ર ભગવાનનો મારણાંતિક ઉપસર્ગ નિવારવા ભગવાનના માસીઆઇ ભાઇ સિદ્ધાર્થ, કે જે બાળતપથી હાલ વ્યંતરદેવ થયો છે તેને તેમની પાસે રાખી તેઓ પોતે સ્વધામ ચાલ્યા ગયા. આ વ્યંતરના અને અવસરે ઇંદ્રાદિના વ્યવસાયથી કેટલીકવખતે ભગવાનનો મહિમા અને વિઘ્નહાનિ થઇ છે, પણ તેથી સહન કરવાને સર્જાયલા કર્મજન્ય ભાવિભાવો તો ભગવાનને ભોગવવાજ પડયા છે. ભગવાને આ ભોગમા ક્ષમાથી જે સહન કર્યું છે તે લોકોત્તર છે, ઉપરાત ઇરાદાપૂર્વક ઉપસર્ગોમા ઉતરી અને છમાસીથી લઈ છઠ્ઠસુધી સતત વિવિધ તપો તપી, તેમણે કર્મોને ખપાવવા અપૂર્વ પુરૂષાર્થ આદરી જગતને આશ્ચર્યમા ગરકાવ કરી નાખ્યુ છે એ તેમના મહિમાનો ચીતાર આપવો અશક્ય છે તેઓ સદા ચંદ્રની જેમ શીતલેશ્ય, સૂર્યના જેમ તેજસ્વી, સિંહની પેરે નિર્ભય, હસ્તિની પેરે શૌણ્ડીર્યશાલી, ગેંડાના શૃંગની જેમ એકાકી, જાત વૃષભની જેમ જાતતેજ, કચ્છપની જેમ ગુપ્તેદ્રિય, મેરૂની જેમ નિશ્ચલ, પૃથ્વીની પેરે સર્વસહ, સમુદ્રની જેમ ગંભીર, શંખની જેમ નિર્મળ, કમલપત્રની પેરે નિર્લેપ, ગગનની જેમ નિરાશ્રય, સુહુત અગ્નિની જેમ અસત્યદૃષ્ટાઓને દુરાલોક

અને સર્પની જેમ એકાતદત્તદષ્ટિ હતા. શત્રુ-મિત્ર, તૃણુ-સ્રીજન, સુવર્ણ -પાષાણુ, મણિ-મૃત્તિકા, આલોક પરલોક, સુખ-દુખ, સંસાર-મોક્ષ વિગેરે દ્વદ્વોમાં સર્વત્ર તેઓ સમાનવૃત્તિવાળા હતા પવનની જેમ કોઈ-પણુ જગાએ તેમને પ્રતિબંધ ન હતો. આવા શ્રમણુ ભગવાન શ્રીમહાવીર, નિષ્કારણુ કેવલ કરૂણાપર ચિત્ત હોવાના સબબે સસારસાગરમાં ડૂબતા ભોળા જગતનો ઉદ્ધાર કરવાને ઇચ્છુક, સમુદ્રસુધીની પૃથ્વીપર સર્વત્ર એકસરખો વિહાર કરી કઇક અધિક બાર વર્ષ છદ્મસ્થપણે વિચર્યા ગ્રામમા એકરાત્રિ અને નગરમા પચરાત્રિથી આધક ક્યારેપણુ શેષાકાલમા રહ્યા નથી. તેઓએ છઠ્ઠથી ઉપરની અને છઠ્ઠની તપસ્યાના પારણાતરીકે બાર વર્ષમા ફક્ત ત્રણુસે ઓગણુપચાસ દિવસજ આહાર લીધો હતો પચસમિતિથી સમિત અને ત્રણુગુપ્તિથી ગુપ્ત એવા ભગવાનનો પ્રમાદકાલ આટલા લાબા છદ્મસ્થકાળમા ફક્ત બે ઘડીજ છે. ભગવાને પ્રથમ ચતુર્માસના અશાડ વદિ અમાવાસ્યાએ દૂઇજ્જત તાપસની અપ્રીતિનું નિમિત્ત મળતા, અપ્રીતિવતના ગૃહે કદિપણુ ન રહેવુ, નિરતર કાયોત્સર્ગથીજ સ્થિર રહેવુ, બહુધા મૌન ધારણ કરવુ, હસ્તમાજ આહાર કરવો અને ગૃહસ્થનો વિનય ન કરવો આ પાચ અભિગ્રહ ધારણુ કર્યા હતા, ઉપરાત અન્ય પણુ અનેક અભિગ્રહોથી આ છદ્મસ્થકાલ વીતાવ્યો છે, કે જેમા સર્વત્ર સહન કરવાનાજ સાધનો હતા.

દીક્ષાના સમયે ભગવાનના શરીરપર દિવ્ય સુગધી વિલેપન કરવામા આવ્યુ હતું, તે કંઇક અધિક ચાર્‍માસ રહ્યું આ વિલેપનની સુગધને લઇ ભગવાનને તેટલો સમય પુષ્કળ રહેવુ પડયુ સ્રીઓએ ભોગની પ્રાર્થનાથી અને યુવાનોએ ગધપુટીની યાચ્ચાથી તથા ભમરા વિગેરેએ દંશ દેવાથી ભગવાનને વખતો વખત ઉપસર્ગ કર્યા

પ્રથમ ચતુર્માસમા કુલપતિના આશ્રમથી અસ્થિકગ્રામે શૂલપાણિના ચૈત્યે ગયા, ત્યા તે યક્ષે આખી રાત-કાઇક ઓછા ચાર પ્રહરસુધી અટ્ટહાસ કરવાથી તથા હસ્તિ, પિશાચ અને સર્પના ભયકર રૂપથી અનેકધા ઉપદ્રવ કર્યો, છતા ભગવાનને નહિ ક્ષોભેલા જોતા તેણે ભગવાનના શીર્ષ, નયન, કર્ણ, નાસિકા, દન્ત, પૃષ્ઠ અને નખમા ભારે વેદનાઓ કરી કે જેમાની એક વેદનાથી પણુ પ્રાકૃત મનુષ્યનુ મૃત્યુ થઇ જાય. આ સર્વ કષ્ટો અને વેદનાઓ શ્રમણુ ભગવાન્ મહાવીરે શાતિથી સહી એ તેમની સહનશીલતા અને અક્ષોભતા જોતા

ઉપસર્ગ કરી કરી કંટાળેલો યક્ષ શાંત થઇ ભગવાનને ખમાવવા લાગ્યો અને ભગવાનને સિદ્ધાર્થનંદન તીર્થંકર શ્રીમહાવીર તથા શકપૂજ્ય તરીકે જાણતા તે ભય અને પશ્ચાત્તાપથી મુક્ત થઇ પ્રતિબોધ પામ્યો. આ રાત્રિના અંતેજ ભગવાનને શ્રમથી નિદ્રાનો પ્રમાદ થયો હતો, કે જેમા દશસ્વપ્ન આવ્યા હતા.

ચતુર્માસ વીત્યાબાદ ભગવાન અસ્થિકગામથી મોરાકસંનિવેશમાં ગયા, પણ ત્યા સિદ્ધાર્થવ્યંતરના તેમનો મહિમા વધારવાના પ્રસંગથી અચ્છંદક નિમિત્તિયાને અપ્રીતિ જણાતા તેઓ ઉત્તરવાચાલ તરફ વિહાર કરી ગયા ત્યા શ્વેતાંબીએ જવાની ઇચ્છાએ ભગવાને વહેતા વાંકા માર્ગને જાણતા છતા છોડી દઇ કનકખલતાપસના આશ્રમવાળા ચંડકૌશિક નામના ભયંકર દષ્ટિવિષ સર્પથી ઉપદ્રવિત સીધા માર્ગનેજ પકડયો અને તે સર્પને પ્રતિબોધ પમાડવા ભગવાન આ અરણ્યમાર્ગમા આવેલી એક યક્ષની માડવીમા કાર્યોત્સર્ગધ્યાને સ્થિર થયા બિલથી બહાર નીકળી રખડતા સર્પે ત્યા ભગવાનને જોયા અને તે ક્રોધાતુર થઇ પાસેની વનલતાઓને બાળી મુકતી એવી વિષજ્વાલા ભગવાનનાપર મુકવા લાગ્યો. ઉત્તરોત્તર વધારે વધારે ક્રુદ્ધ થતા સૂર્યના સામુ જોવાથી પોતાનુ દષ્ટિવિષ વધારવાપૂર્વક તેણે આ પ્રવૃત્તિ અનેકવાર કરી, પણ તેમા જ્યારે તે સફલ થયો નહિ અને પોતાનું વિષ આને અમૃતરૂપે પરિણમે છે એમ સમજ્યો ત્યારે તેણે ભગવાનના પગે દંશ દીધો વારવાર ડસ્યો, આથી પણ ભગવાનને વિષ ન વ્યાપ્યુ, ફક્ત દંશસ્થળોમાથી લોહી તો વહેતું હતું પણ તે કેવુ 'દૂધના જેવુ ધવલ' ડશી ડશીને ચગદાઇ જવાના ભયથી વારવાર ભગવાનથી દુર ખસતા સર્પે 'આમ કેમ?' એવી રીતે વિચાર કરતા વિલક્ષ થઇ તેણે ભગવાનને લક્ષ્ય દઇ નિહાળ્યા. શ્રીમન્ મહાવીરનુ અનુપમ રૂપ જોતાજ તેમાનુ સામ્ય ચંડકૌશિકની ચક્ષુમા સંક્રમ્યુ અને તેથી તેમાનો ક્રોધાગ્નિ બુઝાઇ ગયો. આ સમયે અવસર જોઇ શ્રમણ ભગવાને '**चण्डकोसिय ! बुज्झाहि बुज्झाहि**' એ અનુપમવચનો ઉચ્ચાર્યા અને તે વચનોના ઉહાપોહથી પૂર્વનો જન્મ અને ક્રોધનું પરિણામ સમજાવનાર એવુ જાતિસ્મરણ થતા તે સર્પે ભગવાનને પ્રદક્ષિણા દઇ, કષાયનો ત્યાગ કરવાપૂર્વક અનશન અંગીકાર કર્યું. ભગવાનના ઉપદેશવચનોથી અને કૃપાદષ્ટિથી અમૃતની જેમ સિંચાયલો તે સર્પે પોતાના દગ્વિષથી કોઇનું મૃત્યુ ન થાય એવા ઇરાદાથી બિલમાજ

મુખ રાખી રહ્યો અને અનેક આવી પડેલા કષ્ટોને સામ્યતાથી સહન કરતા તે દેવલોકમા ગયો. ભગવાન પણ સર્પનો ઉદ્ધાર કરવા એક પક્ષ સુધી અહિંઆ રહી ઉત્તરચાવાલમા નાગસેનના ત્યા પારણુ કરી પ્રદેશીરાજાની શ્વેતાંબીનગરીએ ગયા.

ત્યાથી વિહાર કરતા સુરભિપુરે નાવથી ગગા ઉતરતા ત્રિપૃ ના ભવમા મારેલા સિહના જીવ સુદંષ્ટ્રે ભગવાનને ઉપસર્ગ કરવા માડયો, પણ કબલશબલ નામના બે દેવોએ આવી એકે જલમા ડૂબાડાતા નાવને બચાવ્યુ અને બીજાએ તર્જના કરી સુદંષ્ટ્રને નસાડી મુક્યો. ત્યાથી ભગવાન સ્થૂણાકસંનિવેશે થઈ રાજગૃહીનગરીએ ગયા અને આ બીજુ ચતુમાસ ત્યાજ તે નગરીના નાલદાપાડાની બહાર તતુવાયની શાલામા કર્યું ગોશાલક નામનો મખલીપુત્ર અહિ ભગવાનને મળ્યો. સ્વભાવથી કલેશપ્રિય, વડીલોથી સ્વચ્છન્દી, હીનલક્ષણો અને ખટપટીબુદ્ધિવાળો આ ગોશાલો તેજ શાલામા રહેતાં વિજય, આનદ અને સુનદ એ શેઠીઓને ત્યા થયેલા ભગવાનાં માસક્ષપણના પારણાના સમયે ભગવાનનો પચદિવ્ય પ્રગટનરૂપ મહિમા દેખી શિષ્ય થવાને લલચાયો તેણે પોતાને શિષ્ય કરવા ભગવાનને યાચના કરી, પણ ભગવાન હાલ તો મોનજ રહ્યા આ દ્વિતીય ચતુમાસ પૂર્ણ થયે ભગવાન વિહાર કરી કોલ્લાકસનિવેશે ગયા અને ત્યા ચતુર્થમાસક્ષપણનુ પારણુ બહુલ બ્રાહ્મણના ત્યા કર્યું શોધતો શોધતો ગોશાલો પણ અહિ ભગવાનને આવી મળ્યો તેણે ફરીથી શિષ્ય થવાની યાચના કરી, ભગવાને પણ નિરીહ છતા ભવિત યતાવશે તે સ્વીકારી લીધી કુટિલ, વિદૂષક, અતિચપલ અને દુર્મતિ એવા આ શિષ્યની સાથે શ્રીમન્મહાવીર ત્યાથી સ્વર્ણખલ સનિવેશ તરફ જવા નીકળ્યા, ત્યા રસ્તામા દૂધ પકાવતા ગોવાળોને જોઇ ગોશાળે ભોજનનિમિત્તે ત્યા સ્થિતિ કરવા કહ્યુ, પણ સિદ્ધાર્થે ભગવાનના શરીરમા સક્રાત થઇ દૂધપાકનુ ભાજન ભગ્ન થવાની વાત કરી તથા ગોવાળોથી ઘણુયે સાવચેતી રખાઇ છતાયે બન્યુ પણ તેમજ, અને તેથી રાજગૃહમા ભગવાનના જ્ઞાનની પરીક્ષા કરવા સમયે પોતાને સિદ્ધાર્થવ્યતરના કથન પ્રમાણે તુચ્છભોજન અને કૂટરૂપિઓ મળતા, જે નિયતિવાદ આ ગોશાલાએ સ્વીકાર્યો હતો તે અત્યારે વધારે મજબૂત મતવ્યથી સ્વીકાર્યો પાચમા ભદ્દિલપુરના ચતુર્માસ પછી વિહાર કરતા અનુક્રમે કૂપિકાથી વિશાલી જતા ભગવાનથી ગોશાલો સ્વયમેવ જુદો પડયો

હતો તે પાછો છ મહિને ભદ્રિકાના ચતુર્માસમા એકઠો થયો, આ છ મહિના સિવાયના સાત વર્ષ તેના ભગવાનની સાથેજ એકસરખાં વિચરવામા ગયા, અને તે દરમીયાન આ વિચિત્ર વ્યક્તિએ લોકોની સાથે અનેકધા કલેશ, ઉત્પાત, હાસ્ય અને કુચેષ્ટાઓ તથા ભગવાનમાં સક્રાંત સિદ્ધાર્થની સાથે સંવાદ વિગેરે કરવામા કચાશ રાખી નહિ. પરિણામે તેને અને ક્વચિત્ ભગવાનને પણ સ્હેવુ પડયુ છે. આશ્ચર્યની વાત છે કે ભવિતવ્યતાને યોગે ભગવાનના નામે લોકોને કરાયલા તેના ઉપદ્રવો સિદ્ધાર્થે અને અન્ય દેવાદિકોએ સફલ પણ કર્યા હતા ' સર્વથા છૂટો તો તે ત્યારેજ થયો કે જયારે નવમા ચતુર્માસ પછી તેજોલેશ્યા સાધવાનો તેને પ્રસગ પ્રાપ્ત થયો-વશિકાયનની હાસી કરતા તેણે ગોશાલાને તેજોલેશ્યા મુકી અને તેને બળતો જોઈ ભગવાને શીતલેશ્યાથી શાત કર્યો આ વખતે ગોશાલાએ ભગવાનને પછી તેજોલેસ્યાનો વિધિ જાણી લીધો હતો અને કૂર્મપુરથી સિદ્ધાર્થપુર જતા તે છૂટો પડી ગયો. અહીથી ત્રિખુટી તે શ્રાવસ્તી ગયો અને ત્યા જઈ તેણે તેજોલેસ્યા સાધી તથા શ્રીપાર્શ્વનાથના છ શિષ્યો પાસેથી નિમિત્તશાસ્ત્રનો અભ્યાસ કર્યો અને તે પોતાને "જિન" તરીકે ઓળખાવવા લાગ્યો પોતાના કલ્પિત અનુભવથી અનકધા દઢ કરાયલો નિયતિવાદ એ તેનુ ખાસ મતવ્ય હોઇ, તે મતવ્યમા તેણે હ'થા લોકોને દોરવા સ્વતત્ર પ્રયત્ન આદર્યો હતો, વિગેરે પ્રસ-ગોને આટલા સૂચનર્થીજ સમાપ્ત કરતા ગોશાલાસહિત ભગવાનનો સ્વર્ણખલથી આગળનો વિહાર અને ઉપસર્ગો આપણે નિહાળીશુ.

શ્રમણ ભગવાન મહાવીર સ્વર્ણખલના રસ્તે થઈ બ્રાહ્મણગ્રામ ગયા અને ત્યાથી વિહાર કરતા ચપામા જઈ ત્યા તૃતીય ચતુર્માસ રહ્યા ચોમાસાબાદ કોલ્લાકસનિવેશે ગયા અને પછી ત્યાથી કુમાર સંનિવેશમા રહી શ્રમણ ભગવાન ચોરાકમા ગયા. ત્યા જાસુસ તરીકે ઉપસર્ગ કરાતા પરિવ્રાજિકા થયેલી શ્રીપાર્શ્વનાથની શિષ્યાઓ અને ઉત્પલનની બહેનો સોમા જયન્તિએ ભગવાનને ઉપસર્ગરહિત કર્યા. અહિથી વિચરી ભગવાને ચોથુ ચોમાસુ પૃષ્ટચપામા કર્યું. ચોમાસા બાદ વિહાર કરતા કરતા કૃતમગલ ગયા અને ત્યાથી શ્રાવસ્તિએ જઇ બાહિર ધ્યાનમાં રહ્યા તથા ત્યાથી પણ થોડા સમયમા વિહરી ભગવાન્ હરિદ્રુક ગામની બાહિર હરિદ્રવૃક્ષના નીચે કાર્યોત્સગમા સ્થિર થયા, કે જ્યા રાત્રિએ સાર્થે સળગાવેલા અને ધીમે ધીમે ભગવાનના

પગસુધી પ્રસરેલા અગ્નિથી ભગવાનના પગ દાઝયા. ત્યાંથી ભગવાન્ નાંગલ અને પછી આવર્તગ્રામે ધ્યાનમાં રહ્યા અને પછી તેઓ ચોરાક અને કલંબુક સંનિવેશોમા અનુક્રમે વિચર્યા. ત્યા કલંબુકમા ઉપસર્ગ થવાના પ્રસંગે સિદ્ધાર્થરાજાના સેવક મેઘે ભગવાનને ઓળખી તેમને મુક્ત કર્યા અને ક્ષમાવ્યા, પણ આથી ભગવાને વિચાર્યું કે ઉપસર્ગોની સહાય સિવાય કર્મોને જીતી શકાય નહિ અને અહિ તો ઉપસર્ગ જેવા જોઈએ તેવા થતા નથી, માટે મારે તેવા પ્રદેશમા જવું કે જ્યા ઉપસર્ગ કરનારા ક્રૂરપુરૂષોની બહુલતા હોય. આવો દેશ ભગવાનને "લાટ" જણાયો, તેથી તેઓ ત્યા ગયા અને તેમણે બધન, તાડન વિગેરે વિવિધ કષ્ટોને ઇરાદાપૂર્વક શાતિથી સહ્યા. અમુક સમય લાટદેશમા રહી ત્યાથી આર્યદેશમા આવી ભગવાને પાચમુ ચર્તુ-માસ ભદ્દિલપુરમા કર્યું. ચોમાસા બાદ વિહાર કરી કદલીસમાગમગ્રામ, જંબૂખડગ્રામમા વિચરી ભગવાન્ તુંબાકસનિવેશમા આવ્યા અને ત્યાથી કૂપિકાસનિવેશે ગયા. અહિ જાસુસની ભ્રાતિએ ઉપસર્ગ કરાતા ભગવાનને શ્રીપાર્શ્વનાથની શિષ્યાઓએ છોડાવ્યા, અને પછી ત્યાથી ભગવાન વિશાલીએ ગયા અને ત્યા લોહારની શાલામા પ્રતિમાથી સ્થિર રહ્યા અહિ પણ લોહારથી થતા ઉપસર્ગને ઇંદ્રે આવી દુર કર્યો અને ભગવાન પણ વિહાર કરી ગ્રામાકસન્નિવેશે ગયા અને ત્યા બિભેલક યક્ષના ચૈત્યમા ધ્યાનસ્થ થયા. સમ્યક્ત્વી આ યક્ષે ભગવાનનો પૂજા સત્કાર કર્યો. હવે પછી ભગવાન્ શાલિશીર્ષગ્રામે જઇ ત્યા ઉદ્યાનમા કાર્યોત્સર્ગધ્યાને માઘમાસમા શીતને સહન કરતા સ્થિર રહ્યા, ત્યા ત્રિપૃષ્ટભવમાં અપમાન કરાયલી અને હાલ વાણવ્યતરી થયેલી એવી કટપૂતનાએ પૂર્વભવનુ વૈર સ્મરી ભગવાનને શિતલજલથી ભારે શી-તોપસર્ગ કર્યો, કે જેને સમ્યક્ સ્હેતા ભગવાનને લોકાવધિ ઉત્પન્ન થયુ. ભગવાનની સામ્યતાથી તે દેવતા તો અન્તે શાન્ત થતા પશ્ચાત્તાપ કરવાપૂર્વક ભગવાનની પૂજા અર્ચા કરી સ્વસ્થાને ગઇ. અહિથી વિચરી ભગવાન્ ભદ્રિકાનગરીએ ગયા અને છઠ્ઠું ચોમાસુ ત્યા ગાળ્યુ, કે જે ચોમાસામા વિવિધ અભિગ્રહપૂર્વક ભગવાને ચાર માસના ઉપવાસ કર્યા હતા આવી રીતે ભગવાનનો અર્ધથી કાઇક ઓછો છદ્મસ્થકાલ વીત્યો અને હવે શેષ છદ્મસ્થકાલ તેઓ કેવી રીતે સખ્ત સહન કરવાપૂર્વક વીતાવે છે તે આપણે આગળપર નિહાળીશુ.

---

# પ્રકરણ ૨૧ મું.

## વસુમતિ ઉર્ફે ચંદનબાલા.

"વીરસિંહ! તને આ લૂટમા ઠીક દ્રવ્યપ્રાપ્તિ થઇ હશે, કેમકે તું તો અંત પુરના ઝવેરાતો શોધવામાંજ પડયો હતો." ઊટની સ્વારીમા નિષ્ણાત એક શૂરસિંહ નામના ઔષ્ટ્રિક ક્ષત્રિયે કહ્યું.

"હા, મને કેટલુંક ઝવેરાત હાથ લાગ્યુ છે આપણે લશ્કરી નોકરી કરી આવા યુદ્ધના પ્રસંગે જીવના જોખમે લડીએ છીએ તો આવી દ્રવ્યપ્રાપ્તિની તક કેમ જવા દઇએ? સૈનિકોને ચંપાજેવી ધનાઢયનગરી લૂટવાનું શું વારંવાર મળે છે? પણ શૂરસિંહ તેંયે આવો દાવ સાધવામાં ક્યાથી ન્યૂનતા રાખી હશે?" વીરસિંહનામના ઔષ્ટ્રિકે પ્રત્યુત્તર આપી સામો પ્રશ્ન કર્યો.

"મે તો એવો દાવબાવ કાંઇ સાધ્યો નથી. તું જાણે છે કે હું દ્રવ્યને ઇચ્છુ છુ પણ તેના કરતા હમણા હમણા મને સ્ત્રી મેળવવાની વધારે અભિલાષા હતી, અને તેથી હું આ લૂટમા સ્ત્રીની ગવેષણા-પરજ વધારે પડયો હતો. આ રૂપવતી સ્ત્રીની પ્રાપ્તિથી મારી એ આ-શાઓ સફલ થઇ છે" શૂરસિંહે પોતાની લૂટતરીકે એક આઠેક વર્ષની બાલા સહિત યુવતિ તરફ પોતાનો અંગુલીનિર્દેશ કરતા કહ્યું

એક વૃક્ષના નીચે વિશ્રામાર્થ બેઠેલા કૌશામ્બી નગરીના શતાનીક રાજાના બે સુભટો પરસ્પર આવીરીતે વાતચીત કરી રહ્યા હતા. શૂરસિંહ પોતે જે બોલી ગયો હતો, તેનું શું પરિણામ આવશે તે તેને ક્યાથી ખબર હોય? પોતે જે સ્ત્રીને લૂટમા લાવ્યો છે, તે ચંપાના દધિવાહન રાજાની કુલીન રાણી હોઇ પોતાના જન્મમા અન્ય કોઇની સ્ત્રી બનેજ નહિ એ કલ્પના આવા એક ઔષ્ટ્રિકને નજ થઈ શકે એ સ્વાભાવિક છે, કેમકે તે અત્યારે સ્ત્રીલોભ અને કામાશામા તણાયો છે, અને તેથી વિવેકહીન બનેલો છે આ સ્ત્રી કે જેનું નામ ધારિણી છે તે ઉપરોક્ત વાર્તાલાપને શ્રવણ કરતા પોતાનુ પાતિવ્રત્ય ખંડન થવાના ભયથી વધારે શોકસાગરમા ડૂબી ગઈ. તેને પોતાના આત્માપર, હૃદયપર ભારે તિરસ્કાર છૂટયો. ચંપાનો ત્યાગ કરી

પતિ જંગલમાં રખડતો થઇ ગયો અને પોતે તેનાથી વિખુટી થઇ અત્યારે આવા એક કામી મનુષ્યના હસ્તમાં આવી પડતાં છતાંયે જીવી શકે છે તે તેને ઘણુંજ અસહ્ય લાગ્યું. તેનો તેની પાસે રહેલી એકની એક પુત્રી, કે જેણીનું નામ વસુમતી છે તેનાપર અથાગ પ્રેમ, મમતા અને વાત્સલ્ય હતું અને તે જાણતી હતી કે પોતાની પાછળ આ બાવગરની થઇ અતિશય કફોડી દુઃખદદશામાં આવી પડશે, તોપણ તેણે અત્યારે આ સર્વપર લક્ષ્ય નજર આપ્યું અને પાતિવ્રત્ય સાચવવાનો પ્રયાસ કરવામાં તે સર્વથા પ્રેરિત થઈ છળ પ્રપંચના પ્રયોગથી પાતિવ્રત્ય સચવાય એમ તો તેને અત્યંત અશક્ય લાગ્યું, અને તેથી તે સતી રાજરાણી પોતાના દાંત વચ્ચે જીભને ચગદી નાખી અથવા આઘાત પામી કે અન્ય ગમે તે રીતે આ દુનિયામાંથી સદાને માટે પુનીત અને નામશેષ થઈ.

રાજકન્યા, અત્યારે બિચારી વસુમતિ બાલા આવી રીતે પોતાની માનું મૃત્યુ નજરે નિહાળતાં એકદમ હેબકાઇ ગઇ અને તેણે શોક-ભરી એક ચીસ પાડી કે જેથી તે વાર્તાલાપ કરી રહેલા ઓઘ્રિકોનું ધ્યાન આ તરફ ખેંચાયું શૂરસિંહ વળીને જોતાં પોતાના મનોરથોને નષ્ટ થયેલા જુવે છે અને ખિન્ન થાય છે. તેને લાગ્યું કે પોતે પોતાના વિચારો આટલા જલદીથી આ સ્ત્રીના કર્ણે નાખવામાં ઉતાવળો થયો. ચંપાની લૂટમાં પોતે ખાલી હાથ આવ્યો છે એ વિચારોએ તેને નિરાશ અને ઉદાસીન બનાવ્યો આનાથી તો કાંઈ દ્રવ્યાદિની લૂટ લાવ્યો હોત તો સારૂ એમ તે વિચારવા લાગ્યો અને તે વિચારના અંતે તેને સુઝયું કે, આ સ્ત્રી તો હાથમાંથી ગઈ, પણ હજીયે જો આ બાલિકા જીવતી હશે તો તેને વેચતાં કાંઇક દ્રવ્ય મળશે, માટે તેને હેબકથી યા અન્યરીતે મરતાં બચાવવી

હવે શૂરસિંહે રૂદન કરતી વસુમતીને શાંત કરી, તેને આશ્વાસન આપ્યું અને પોતાનો કૃત્રિમ વાત્સલ્યભાવ તેનાપર દર્શાવ્યો, પણ કૌશામ્બીએ જતાંજ તેણે તે બાળાને વેચવા ચૌટામાં ધરી ઓ ! કરમ ! તને કયાં શરમ છે ? પગાધ'ન વસુમતી, દધિવાહનરાજાની પુત્રી અત્યારે ચૌટામાં વેચાય છે–પોતાની ઓરમાન માશી શતાનીક રાજાની પટરાણી મૃગાવતી, તેનીજ રાજધાનીના જાહેર ચોકમાં વેચાય છે એ નસીબને અકર્તવ્યજેવું શું છે ?

અસ્તુ, આ બાળાને વેચવા મુકી છે ત્યારે કૌશામ્બીનો એક

ધનાઢ્ય શ્રેષ્ઠી ધનાવહ પોતે ચૌટામા ગમે તે કારણે જઈ ચડયો હતો અને તેના જોવામા એ રાજકન્યા આવી. વસુમતીનુ રૂપ, આકૃતિ, લક્ષણ વિગેરેપરથી આ શેઠને લાગ્યુ કે, આ કન્યા કોઇ સામાન્ય નથી, પણ તેના માતપિતા આપત્તિમા આવી પડતા અત્યારે તે આવી નિરાધસ્થિતિમા આવી પડી જણાય છે. એ ઘણુ સારૂ થયુ છે કે તેને અન્ય કોઇ ન ખરીદે તે પહેલા હુ અહિ આવી ચડયો, કેમકે કદાચ તે કોઇ એવા તુચ્છના હાથે જઈ ચડી હોત તો તેનુ જીવન વિડબાત આવા આવા પ્રશસ્ય અનેક વિચારોથી પ્રેરિત ધનાવહે પૂરતુ દ્રવ્ય આપી વસુમતીને ખરીદી લીધી, વાસ્તવિક કહીએ તો તેને મમતાથી સ્વાયત્ત કરી લીધી એમ નહિ, પણ સૌજન્યથી સ્વાયત્ત કરી દીધી હવે શેઠે તે બાળાને પોતાના ગૃહે લઈ જઈ તેનુ નામ તથા કુલાદિ વિગેરે પૂછ્યુ, પણ તે ઔચિત્યવતી કુલીન બાળાએ પોતાના રાજકીય વશના ગૌરવનો ખ્યાલ કરી, પોતાના વિષે તેણીએ એક અક્ષર સુદ્ધા ન ઉચ્ચારતા મ્લાનતાથી મુખ નીચુ નમાવી દીધુ શેઠનો ઇરાદો હતો કે જો તેના સબધી સમજવામા આવે તો હુ તેને તેઓને સુપ્રત કરી કૃતકૃત્ય થાઉં, પણ જ્યારે તેણે આ બાલિકાને નીચુ મુખ કરી ભારે સકોચ દર્શાવતી જોઈ, ત્યારે તેને એમ લાગ્યુ કે કોઇ મહાન્ તેના માતપિતાદિ વિષે તે કાઇ કહેવા ઇચ્છતી નથી, અને તેથી તે વાત તેણે જાણીને માટે પડતીજ મુકી. ધનાવહે તેને આ-શ્વાસન દેવાપૂર્વક પુત્રીતરીકે સ્વીકારી લીધી અને પોતાની સ્ત્રી મૂલાને પણ પુત્રી તરીકે વાત્સલ્ય દર્શાવવાનુ તે માયાળુ ધર્મપિતાએ સૂચવ્યુ હાલ મૂલાને કાઇપણ સતાન ન હોવાથી તેપણ પતિના વાક્યને અનુસરી અને હવે પોતાના ગૃહની જેમ આ બાલા વસુમતી શેઠના ત્યા સુસ્થતાથી જીવન ગુજારે છે સ્વાભાવિક કર્કશ અને ઇર્ષાળુ પ્રકૃતિની હોતા છતયે મૂલા પુત્રીતરીકે સ્વીકારાયલી વસુમતીના સદ્ગુણોથી રજિત થઈ ભારે વત્સલતાથી તેની સાથે વર્તતી હતી. ધનાવહનો આદર તો પ્રતિદિન વધારેને વધારે હૃદયમા ફુલતો જતો હતો, કેમકે તેને વસુમતીમા કોઇ અકથ્ય સાસ્કારિક ગુણોની અપૂર્વતા પ્રતિદિન વધતીજ ભાસતી હતી

ચદના કે ચદનબાલાના નામે ઓળખાવાયલી વસુમતી સ્વભાવથી નમ્ર અને વિનીત હતી. તે કાલના આખા જગતની સ્ત્રીઓમા પ્રથમ નબરે તેની ગણના થાય એવી કોઇ મહત્તાના લક્ષણો તેનામા અત્યારે

પણ બારીકદષ્ટિથી જોનારને સમજી શકાય તેમ હતા. ચેડા મહારાજની મૃગાવતી અને સુજયેષ્ઠા જેવી બુદ્ધિવૈભવશાલિની પુત્રીઓ પર પણ અધિકાર મેળવી શકે એવી તેની બુદ્ધિનું બીજ હાલ બીજરૂપે હોતા છતાયે તેના ભાવિફલને સૂચવનારૂં હતું. ચંપાનો વૈભવ અહિં ધનાવહના ત્યા નજ હોય એ સ્વાભાવિક છે, છતા અહિંઆ પણ જે વૈભવથી તે વૃદ્ધિ પામી રહી છે તે તેને ઓછું આવવા દે એવો તો નથીજ, પણ સદા સંતુષ્ટ એવી વસુમતીને માટે આ વાત આલેખવાનો અવકાશજ નથી, કારણ કે તેના જીવનમા અત્યારે કોઈ જાતનો ખુલ્લો ત્યાગનો ભાવ જણાતો નથી તોપણ છુપા ત્યાગના ભાવો તો સંસ્કારરૂપે રહેલાજ છે. તેની વય સદાચાર અને સુશીલતાને કેળવવાયોગ્ય છે, પણ તે તેનામા પ્રકૃતિસિદ્ધ હોતા તેને કેળવવાનો પ્રયાસ એ દેખાવપુરતોજ થઇ પડયો છે. સ્ત્રીઓમા આલેખાતા સ્વભાવજ અનૃત, સાહસ, મૂર્ખત્વાદિ દોષોએ તેની વધતી જતી વયમા પ્રવેશ કરવા છિદ્ર ન મેળવ્યુ એ વસુમતિની મહત્તા વર્ણવતા અતિશયોક્તિનો લેશ પણ નથી. આવી રીતે આભ્યંતર સૌદર્યની સાથે અનુપમ બાહ્ય સૌદર્યમા પણ તે પ્રતિદિન વૃદ્ધિને પામી રહી હતી અને અનુક્રમે તે આશરે પંદરેક વર્ષની વયમા આવી ગઈ હતી. તેની સાત્ત્વિક પ્રકૃત્યનુસાર ભાવિ યૌવનજ વિકારોનુ બીજ અહિં રોપાવાનુ છેજ નહિ, પણ કુદરતના નિયમાનુસાર યૌવનની સુન્દરતાનું બીજ તો રીતસર રોપાઇજ રહ્યું છે, અને તેથી તે અત્યારે પણ અતિશય મોહક અને આકર્ષક લાગે છે, છતા કહીશું કે કામરાગનુ ઉદ્દીપક સ્થાન તો તે સર્વથા નથીજ, કારણ કે તે મોહકતા અને આકર્ષકતા નિર્દોષભાવનેજ જગવે તેવી હતી અને આજ કારણથી ધનાવહશેઠના સબંધી સ્વજનોમા તથા પરિચીતોમા આ વસુમતી માટે બહુજ ઊંચી લાગણીઓ બંધાઇ હતી તેની મુગ્ધતા અને સરલતા સૌ કોઇને ચ્હાવાની લાગણી ઉત્પન્ન કરાવ્યા શકતી નથી. લાબા લાગસગવાળા ધનાવહના સબંધી કુટુંબોમાની સમાનવયસ્કા બાળાઓ તો આ વસુમતીને વીંટાઇ વળી રહેતી હતી. ફકત શેઠાણી મૂલાનેજ હમણા હમણા કોઇ છુપા વમનસ્યનો અનુભવ થતો હતો તેનો ઇર્ષ્યાળુ સ્વભાવ તેને નિષ્કારણ કોઇ એવી કલ્પનામા ચડાવી દેતો હતો કે તે વિવેકબુદ્ધિનો ઉપયોગ કરી શકતી ન હતી તે વસુમતીના સબંધમા અત્યારે મનથી બહુજ ઝીણું કાતી રહી હતી, છતા તેના ગુણનો તાર તૂટી શકતો ન જોઈ અને બીજી

તરફ શેઠની મમતાનો પ્રશ્ન ઉકેલતાં મુંઝવાઈ બાલથી મૌન પણ અંતરથી વધારેજ મત્સરિણી બની જતી હતી, છતા વસુમતીની વિનીતતાએ અને તેના ગુણાધિકયે આ દુષ્ટપ્રકૃતિની શેઠાણીને પણ અમુક સમય તો વૈરને જાહેર કરતા અચકાવી રાખી, પરન્તુ અંતે જે ભાવ ભજવવાને સર્જિત હતો તે ભજવાઇ ગયો.

એક દિવસ ધનાવહશ્રેષ્ઠી પાદપ્રક્ષાલન કરવા ગૃહાગણની આગળ બાજોઠપર બેઠા છે, તે વખતે દૈવવશાત્ કોઈ દાસદાસી અન્ય કાર્યમા ગુંથાયલા હોતા હાજર થઈ શકયુ નહિ અને તેથી શેઠ પોતે પોતાના હાથેજ પગને ધોવા લાગ્યા. આ વખતે વસુમતી કે જે ઘરની પરસાળમા બેઠી હતી તેની નજર શેઠના પર પડી અને સ્વાભાવિક વિનયશીલ તે બાલા એકદમ ઉઠી પોતે જાતે પોતાના હસ્તથી શેઠના પગ ધોવા તૈયાર થઈ. ધનાવહે ભારે વત્સલતાપૂર્વક તેને આનાકાની કરી, પણ તે તરફ લક્ષ્ય ન આપતા તે વિનયવતી સુશીલાએ ભક્તિપૂર્વક પગને ધોવા માડયા.આ વખતે નાજુકતાથી ભરેલો વસુમતીનો સર્વ ઉપક્રમ અતિશય રમણીય હતો, પણ તે રમણીયતામા શેઠના મમતાભર્યા વાત્સલ્યનો રંગ એક પ્રસંગથી મૂલાના વ્હેમને પાત્ર થયો. વસુમતી જ્યારે પોતાના કમલકોમલ કરોથી શેઠના પગને ધોઈ રહી છે તે વખતે તેના મસ્તકપરના સુવર્ણવર્ણીય સુકોમલ કેશો છુટા હતા તે તેના ઉત્તરીયવસ્ત્રમાથી એક ખભાની બાજુમા થઈ બહાર નીકળી પડયા. શેઠે આ સુંદર કેશકલાપને પાદપ્રક્ષાલન જલમા પડી તે ખરાબ ન થાય માટે તત્કાલ પોતાના હસ્તથી ધરી રાખ્યો. આ ભાવ સર્વથા નિર્દોષ મમતાભર્યો હતો, પણ તે અવસરેજ કાર્યવશાત્ ગવાક્ષમા આવેલી શેઠાણી મૂલાના નજરમા તે પડતા ભવિષ્યમાં શોકયસંકટના ભયનું કારણ થઈ પડયો. તેને લાગ્યુ કે શેઠની આ ચેષ્ટા કોઈ ભાવિ અર્થની સૂચક છે એકદમ તે ઇર્ષ્યાથી ઘેરાઇ અને મનમા વિચારવા લાગી કે ભવિષ્યમા આજ ઘરની માલીકણ થાય તો તેને કોણ અટકાવી શકે તેમ છે ? કારણકે હું તો હવે વયસ્થા અને નિર્માલ્યપ્રાયા થઈ છુ મારૂં પૂર્વનું યૌવન પસાર થઈ ગયુ છે, રૂપના રંગના પાણી ઉતરી જવા માડયા છે, તે નાચતી ચંચળતાઓનું આકર્ષકપણું અત્યારે મારામાં લગભગ નામશેષ થઈ રહ્યુ છે અને હવે શેઠ આનેજ ગૃહની અધિષ્ઠાતા બનાવવા ઇચ્છે તો તેમા નવીન શુ છે ? શામાટે ન ઇચ્છે ? તેમની ચેષ્ટાઓ પણ તેવીજ મમતાભરી

છે. આ ક્યાયથી આવેલી અને વેચાતી લીધેલી રંડા ક્યા સાચી પુત્રી છે કે દુનિયાની ઉચિતતા શેઠને પોતાના ઇચ્છિત કાર્યમા વિઘ્ન નાખે ? આવા આવા અનેક વિચારોએ મૂલાનુ મસ્તિષ્ક ભમાવી નાખ્યુ તેનો સશકિત વાત્સલ્યભાવ એકદમ વૈરના રૂપમા પલટાઈ ગયો અને તે કિકર્તવ્યના વિચારોમા વ્યાકુલ બની ગઇ તથા છેવટે અમુક નિશ્ચય પર પણ આવી ગઇ.

જ્યારે શેઠ ભોજન કર્યાબાદ દુકાને ચાલ્યા ગયા ત્યારે મૂલા આ ભોળી વસુમતીને નહિ વપરાતી એવી એક જૂની ડેલીમા લઇ ગઈ અને તેણીએ સ્ત્રીસ્વભાવને બહુધા ઉચિત એવુ સાહસ આરભી દીધુ. તે ગૃહની સત્તાધીશ શેઠાણીએ વસુમતીનુ મસ્તક મુડાવી નખાવ્યુ અને તેના પગમા લોખડની ભારે બેડીઓ નાખી તે ડેલીને તાળુ દઈ તેણીએ પોતાનુ આ નિંદ્ય કર્તવ્ય સમાપ્ત કર્યું. આ કર્તવ્યનાં સબધમા કોઇ શેઠને કઈ પણ વાત કરે નહિ માટે મૂલાએ તે વાતથી જાણીતા મનુષ્યોને ધમકીપૂર્વક પૂર્ણ દબાણ કર્યું હતુ તે માનતી હતી કે શેઠના જાણુ-વામા આ વાત આવશે નહિ અને આવશે તે પહેલા તો સુકુમાલ તે બાલા ક્યારનીયે આ દુનિયામાથી ચાલી ગઈ હશે પણ આયુષ્મતી વસુમતીને માટે કર્મે એવુ નિર્માણ ન કર્યું હતું, કારણકે ધનાવહના જાણવામા તે વાત તત્કાલ તો નહિજ પણ ત્રણ દિવસ જેટલો સમય વીતતા આવીજ ગઇ.

ધનાવહ એ કૌશામ્બીનગરીમા એક મહાન્ વ્યવસાયી ગૃહસ્થ હતો, તોપણ તે પોતાને લગતી નાની મોટી દરેક બાબતનો સ્વજાતેજ તપાસનો હતો યાવત્ નોકરચાકરોના સબધમા પણ તે તેઓની સ્થિતિપર્યંત પોતાની બારીક નજર નાખ્યા સિવાય રહેતો નહિ. વસુમતી તો વાત્સલ્યભર્યું પાત્ર હતુ તેથી તેમા વિષે કહેવુજ શુ ? આમ છતા પણ મૂલાના પ્રપચી આડાઅવળા ઉત્તરોથી કઇક સમય તે શેઠ અધારામા રહ્યો, પણ છેવટે તેને જણાયુ કે વસુમતીનો પત્તો નથી અને આમા પોતાની સ્ત્રીનું કાઇક છલ છે. ચોથા દિવસે બપોરના એટલે કે એ નિંદ્ય કર્તવ્યને ત્રણ દિવસ પુરા વીતતા શેઠે ઘરની એક જૂની વિશ્વાસુ કાર્યકરી બાઇ પાસેથી વસુમતીનો ડેલીમા દુ:સ્થ હોવાનો પત્તો મેળવ્યો. ભારે ખેદમર્યા હૃદયે તે એકદમ ત્યાથી ઉઠી ડેલીએ ગયો તથા તત્કાલજ આવેશથી તેણે પોતાના હાથે ડેલીનુ તાળુ તોડી નાખ્યુ. અદર જઇને જુવે છે તો તેણે ત્રણ દિવસના

ઉપવાસથી ફૂલની જેમ કરમાઈ ગયેલી, પણ શાંત સ્થિતિમા વસુમતીને જોઇ અને પોતાની આખમાથી આંસુ નાખી દીધા. મૂલાના પર ભારે ધીઃકાર છુટયો પણ એ ભાવોને હાલ સવથા બાજુએ રાખીને કર્તવ્ય પરાયણુ થયો તેણે વસુમતીને લાવી દેહલીના ઉમ્બર પર રાખી અને તેને ખાવાને માટે અન્ય કાંઇપણુ હાથ ન લાગતા તેવીજ ભવિતવ્યતાવશાત્ હાથ લાગેલા [illegible]ના બાકુળા તે તેને આપી પોતે તેના પગની એડીઓ તોડાવવાની ખાતર લુહાર બોલાવવા એકદમ ચાલ્યો ગયો. હવે આ મહાત્ સ્રીપાત્ર એ બાકુળાથી કેવારીતે પોતાના સ્વસ્વરૂપને જાહેર કરવા ભાગ્યશાલિની થાય છે તે આપણે આગલાજ પ્રકરણુમા જોઇશુ.

---

## પ્રકરણુ ૨૨ મું.

---

### શ્રમણુ ભગવાન્ મહાવીર.

( ૨૦ મા પ્રકરણુથી ચાલુ )

શ્રીમન્મહાવીર ભદ્રિકાની બહાર પારણું કર્યા પછી શેષાકાલના આઠ માસ મગધ દેશમા વિચર્યા બસ, આજ એક શેષાકાલ એવો વ્યતીત થયો કે જેમા ભગવાનને અન્યોથી ઉપસર્ગ સ્હેવાનો પ્રસગ ન આવ્યો પછી ભગવાન આલભિકામા ગયા ત્યા સાતમુ ચતુર્માસ વીતાવ્યુ અને પારણું બહાર કરી કુણ્ડગસન્નિવેશે જઇ વાસુદેવના દેવળમા કાર્યોત્સર્ગે રહ્યા તથા ત્યાથી મર્દનગ્રામે જઇ બલદેવના દેવલમા કાર્યોત્સર્ગે રહ્યા પછી ભગવાન લોહાર્ગલે ગયા, કે જ્યા જાસુસ તરીકે પકડાઈ જિતશત્રુરાજા પાસે ખડા કરાતા અસ્થિકગ્રામથી આવેલા ઉત્પલે ભગવાનને છોડાવ્યા. આ પછી ભગવાન પુરિમતાલ તથા શકટમુખ એ બે ઉદ્યાનોના અ તરાલે પ્રતિમાથી રહ્યા અને ત્યાથી ઉન્નાગસન્નિવેશે થઇ ગોભૂમિએ ગયા. શેષાકાલના અ તે ત્યાથી વિહાર કરી ભગવાને આઠમુ ચતુર્માસ રાજગૃહીમા કર્યુ.ચોમાસાબાદ બહાર પારણું કરી વજ્રભૂમિમાં ઘણા ઉપસર્ગ થઇ કર્મ ખપાશે એમ ચિ તવી ભગવાને શેષાકાલના આઠ માસ અનેક ઉપસર્ગ સહવાપૂર્વક વજ્રભૂમ,

દઢભૂમિ, લાટદેશ વિગેરેમા ગાળી, નવમુ ચતુર્માસ અને તે બાદ
પણ બે માસ વજ્રભૂમિમ જ ગયા, ત્યા ભગવાનને રહેવા વસતિ ન
મળેલી હોવાથી તે ચતુર્માસ અનિયત એટલે ફરતાજ ગાળ્યુ. ત્યાથી
શ્રીમહાવીર સિદ્ધાર્થપુરે અને પછી કૂર્મગ્રામે ગયા. અહિથી પાછા
ફરી સિદ્ધાર્થપુર તથા વાણિજગ્રામે થઈ તેઓ દશમ ચતુર્માસ શ્રા-
વસ્તીમા રહ્યા. ચોમાસાબાદ વિહાર કરતા બહુમ્લેચ્છવાળી દઢભૂમિમા
ગયા અને તેની બહાર પેઢાલઉદ્યાનમા પોલાસચૈત્યે ભગવાન્ અઠ્ઠ-
મની તપસ્યાપૂર્વક એક રાત્રિની પ્રતિમાથી સ્થિર રહ્યા

આ વખતે ઇંદ્રે સભામા ભગવાનની પ્રશંસા કરી કે, "અહો!
શ્રીવીરનુ શુ ધૈર્ય છે! તેમનુ કેટલી સ્થિરતા છે! તેઓ ધ્યાનમાં
કેટલા એકાગ્ર છે! ત્રણ જગતના લોકો પણ તેમના ચિત્તને ચળાવી
શકે તેમ નથી" ઇંદ્રનો આ ગુણગ્રામ અતિશયોક્તિ વિનાનો તથા
સ્વાભાવિક હતો, પણ તેનાપર સંગમ નામના એક સામાનિક દેવ-
તાએ શ્રદ્ધા કરી નહિ. તેને લાગ્યુ કે ઇંદ્ર આધિપત્યથી કેવુ અસંગત
અને અસાર બોલી રહ્યા છે, કે જાણે ફુમકુ પડવાથી મેરુના ચુરેચુરા
થઈ જાય! આવા એક મનુષ્યનુ શુ ગજુ છે? હુ હમણાજ જઈ
તેને ધ્યાનથી ચુકાવુ અને ઇંદ્રની મિથ્યાસ્તુતિને મિથ્યા સાબીત કરી
બતાવુ કે આ મનુષ્યના ધૈર્યમા નવુ કાંઈ વૈશિષ્ટ્ય છેજ નહિ ત કાશ
તે દેવે પ્રતિજ્ઞા કરી અને શ્રીમહાવીરને ચળાવવા તે મનુષ્યલોકમા
દઢભૂમિએ જ્યા ભગવાન્ હતા ત્યા ઉતરી આવ્યો આવતાજ તેણે
ઉપસર્ગોની શરૂઆત કરી દીધી એકાદ ઉપસર્ગથી પણ સામાન્ય
મનુષ્યના પ્રાણ પલાયન કરી જાય એવા વીસ ઉપસર્ગો તેણે અનુક્રમે
આ દિવ્યશક્તિ અનંતબળી ભગવાનને એક રાત્રિમા કર્યા, કે જેની
નોંધ આ પ્રમાણે છે —

૧ ધૂળની વૃષ્ટિ કરી, કે જેનાથી ભગવાનના આંખ કાન નાક
વિગેરે છિદ્રો પુરાઈ જતા તેઓ નિરુચ્છ્વાસ થયા ૨ કીડાઓ ૩
ડંશો ૪ ધીમેલો ૫ વીંછીઓ ૬ નોળો, ૭ સર્પો ૮ અને ઉંદરો
વજ્રના જેવા તીક્ષ્ણમુખવાળા અને ઝેરીલા વિકુર્વ્યા, કે જેઓએ
ભગવાનને કરડવા, ડંશ દેવા તથા ભક્ષણ કરવાથી કષ્ટ દીધુ કીડીઓ
વિગેરેએ તો ભગવાનના શરીરને એક બાજુએથી બીજી બાજુએ
જાય તેવી રીતે ચાલણી જેમ કરી મુકયુ ૯ હસ્તિ અને ૧૦ હસ્તિ-
નીઓ બનાવી કે જેમણે શુંઢથી અફળાવવાના તથા પગથી ચગદવાના

ઉપસર્ગો કર્યા. ૧૧ પિશાચે અટ્ટહાસાદિથી અને ૧૨ વાઘે દાઢા તથા નખવડે વિદારવાથી ભગવાનને ઉપસર્ગ કર્યો. ૧૩ સિદ્ધાર્થ અને ત્રિશલા વિકુર્વ્યા, તેઓએ કરૂણવિલાપાદિથી ઉપસર્ગ કર્યો ૧૪ છાવણી વિકુર્વી, કે જેના સૈનિકો ભગવાનના પગમા અગ્નિ સળગાવી પગપર સ્થાલીઓ મુકી પકાવવા લાગ્યા. ૧૫ ચાડાલ વિકુર્વ્યો, કે જે તીક્ષ્ણ મુખવાળાં પક્ષીઓના પિંજરા ભગવાનના કર્ણ બાહુમૂલ વિગેરે સ્થાનોમા લટકાવે છે અને તે પક્ષીઓ ભગવાનના શરીરને યથેચ્છ ભક્ષણ કરે છે ૧૬ તોફાની પવન અને ૧૭ વટોળીઓ વિકુર્વ્યો, કે જે ભગવાનને ઉછાળી ઉછાળી પટકાવે છે અને ચક્રની જેમ ભમાવે છે. ૧૮ મેરૂનું શિખર પણ ચૂર્ણ થઈ જાય એવુ હજાર ભારનું લોહમય ચક્ર ભગવાનનાપર ફેંક્યુ, કે જેનાથી પ્રભુ ઢીંચણસુધી જમીનમા પેસી ગયા ૧૯ પ્રભાત વિકુર્વી કહેવા લાગ્યો કે, "દેવાર્ય! હજુ પણ ઊભા છો' ભગવાન તો રાત્રિ જાણતાજ હતા ૨૦ દેવતાની ઋદ્ધિ વિકુર્વી કહેવા લાગ્યો કે તમારે સ્વર્ગ, મોક્ષ કે જે કાંઈ જોઈતું હોય તેનું હું વરદાન આપું છુ માટે માગી લ્યો આમ છતા પણ ભગવાનને ક્ષોભ પામેલા નહિ દેખતા તેણે દેવાંગનાઓ વિકુર્વી કે જેઓએ નાટય, ગીત, વિલાસ વિગેરે વિવિધ કામચેષ્ટાઓપૂર્વક ઉપસર્ગ કર્યો

આ મોટા મોટા વીસ ઉપસર્ગોથી પણ તે દેવતા શ્રમણ મહાવીરને ક્ષોભ પામેલા નહિ જોતા તેણે અનેષણીય આહાર કરવા વિગેરે રૂપ વિવિધ ઉપસર્ગો છ માસ સુધી જારી રાખ્યા છ માસ વીતે ભગવાને સામાન્યત વિચાર્યું કે તે દેવ ગયો હશે અને તેથી તેઓ વ્રજગામ ગોકુલમા ગોચરીએ ગયા, પણ અર્ધમા જતાજ જાણ્યુ કે તેની કરેલી અનેષણીયતા છેજ તેથી તેઓ એકદમ પાછા ફરી તે ગામની બહાર પ્રતિમાથી સ્થિર થયા. હવે દેવતા અવધિજ્ઞાનથી શ્રીમહાવીરને શુદ્ધ મનોવૃત્તિવાળા અને સ્થિર જાણી બીજે દિવસે ઉપશાંતપણે કહેવા લાગ્યો કે, 'આર્ય! ખુશીથી વિચરો અને ગોચરી વિગેરેને માટે ખુશીથી ફરો. હવે હું કાંઈપણ કરતો નથી." પણ ભગવાને તેને જણાવી દીધુ કે, 'ઇચ્છા હશે તો જઈશ અથવા નહિ જઈશ, કોઈના કહેવાથી મને કાંઇ કરવાનું નથી' શાંતિ અને ધૈર્યનો સૂચક ભગવાનનો આ બેપરવાઈભર્યો ઉત્તર મળતા વિષણ્ણ તે દેવતા ભગવાનને વાદી શ્યામચ્હેરે દેવલોકમા ચાલ્યો ગયો. પોતાની કરેલી સ્તુતિના

પરિણામે આ દેવે ભગવાનને આવી રીતે ઉપસર્ગ કર્યો એ વિચારથી ભારે ખેદિત ઇન્દ્ર મહારાજે ભ્રષ્ટપ્રતિજ્ઞ આ દેવનો ભારે તિરસ્કાર કર્યો અને તેની સાથે જવાને આજ્ઞા માગનારી તેની મહિષીઓની સાથે તેને આખા દેવલોકના અપમાનપૂર્વક દેવલોકમાથી કાઢી મૂક્યો અને તે મેરૂચૂલાપર જઈ આયુષ્ય પૂરૂં કરવા લાગ્યો.

અહિ ભગવાને વ્રજગામ ગોકુલમા વૃદ્ધ વત્સપાલીના ત્યા પારણું કર્યું, પચદિવ્ય પ્રગટયા. પછી તેઓ આલભિકા, શ્વેતામ્બિકા, શ્રાવસ્તિ, કૌશામ્બી, વાણારસી, રાજગૃહી, મિથિલામા અનુક્રમે વિચર્યા, કે જયા દરેક સ્થળે કોઇના કોઇ ઇંદ્રે અને મિથિલામા તો ઇંદ્રે અને જનક રાજાએ આવી તેમને પ્રિયપ્રશ્નાદિ કર્યા ત્યાથી વિહરતા ભગવાન વૈશાલીએ ગયા અને અગીઆરમુ ચતુર્માસ કર્યું, કે જયા ભૂતે પ્રિય પૂછયુ. ચોમાસાબાદ ત્યાથી વિહરતા ભગવાન્ સુસુમારપુરે ગયા અને ત્યાથી ભોગપુરે ગયા અહિ મહેન્દ્ર નામનો ક્ષત્રિય ભગવાનને કાટાવાળી ખજૂરીની સોટીઓથી તાડન કરવા લાગ્યો તેને પ્રિય પૂછવા આવેલા સનત્કુમારે નિવાર્યે. ત્યાથી શ્રમણશ્રી નન્દિગામે થઈ મિણ્ઢિક ગ્રામે ગયા ત્યા ઇંદ્રે ઉપસર્ગ કરતા ગોવાળને ડરાવી હાકી મુકયો અને પછી ભગવાન્ કૌશામ્બીએ ગયા ત્યા તેમણે પોષવદી એકમના દિવસ આવો અભિગ્રહ અગીકાર કર્યો કે, દ્રવ્યથી અડદના બાકુળા સુપડાના ખુણે, ક્ષેત્રથી એક પગ દેહલીના આગલા ઉમ્મરની અદર અને એક પગ બહાર હોતા, કાલથી સર્વ ભિક્ષુકો નવૃત્ત થયે છતે અને ભાવથી રાજસુતા દાસત્વને પામેલી, પગમા બેડીઓથી યુક્ત, મુણ્ડિત મસ્તકવાળી, અઠ્ઠમની તપસ્યાવાળી તથા રડતી એવી જે કોઈ મને પ્રતિલાભે દાન આપે તો હુ લઇશ અન્યથા નહિ

આ અભિગ્રહ લીધા પછી ભગવાન્ મહાવીર નિરતર મધ્યાહ્નકાલે કૌશામ્બીનગરીમા ભીક્ષાર્થે ફરે છે, પણ આવા અભિગ્રહ પૂરાયજ શી રીતે? દેવાર્ય કાઇ લેતા નથી એ વાત આખી નગરીમા ચર્ચાય છે અને સુગુપ્ત અમાત્યની સ્ત્રી નન્દા શ્રાવિકા પાસેથી મૃગાવતી કે જે શતાનીક રાજાની પટ્ટરાણી છે ત્યા પર્યંત પહોચે છે પટ્ટરાણીએ રાજાની પાસે અનેક યોજનાઓ કરાવરાવી કે ગમે તે રીતે ભગવાનનો અભિગ્રહ પુરો થાય, પણ તે સર્વ નિષ્ફલ નિવડી કોઇને શુ ખબર પડે કે કેવો અભિગ્રહ છે? આ અભિગ્રહ અગીકાર કર્યે પચ દિવસ ન્યૂન એવા છ માસ વીતી ગયા છે ત્યારે ભગવાન્ દૈવવશાત્

ધનાવહ શેઠના ઘરમા જઇ ચડ્યા. આ તેજ દિવસ અને સમય છે કે જ્યારે કેદીમા વસુમતીને બેડી ધનાવહ લુહારને બોલાવવા ગયો હતો. ભગવાન બારણામા પેસતા કાંઈ લેતા નથી, ત્યારે મુખેમુખ બોલાયું કે દેવાર્ય શ્રી મહાવીર પ્રભુ ભીક્ષા વિના પાછા ફરી જાય છે. કેદીમાં રહેલી વસુમતીએ આ શબ્દ જતા આવતા મનુષ્યોના મુખથી સાંભળ્યા અને તેને ભાવોલ્લાસ થયો કે બીજું તો કાંઈ નથી પણ આ બાકુળા છે. જો હું આ મહાન્ શ્રમણને તેનુ દાન કરી પછી પારણું કરૂ તો મારી આ અવસ્થા પણ સફલ થાય. તેનો આવો ભાવ શ્રમણ ભગવાનને ખેચી લાવ્યો, પણ શ્રમણશ્રીએ અભિગ્રહની સર્વ બાબતો હોતા છતાયે એકની ન્યૂનતા જોઈ અને તે એ કે આ રાજસુતા રડતી ન હતી ભગવાનને જોતા દાન દેવાના હર્ષોત્કર્ષથી તેની આખમા અશ્રુ તો હતા, પણ તે રૂદનના નહિ એ ખામી હતી આ ખામીને લઈ ભગવાન પાછા ફર્યા કે તરતજ તે ખામી પુરાઇ ગઈ, કારણ કે ભગવાનને પાછા ફરતા જોઇ તેનો આનદ ખેદમા ફેરવાતા તે હર્ષાશ્રુ ખેદાશ્રુમા ફેરવાઈ ગયા હતા અને તે રડવા લાગી હતી કે હું કેવી નિભાગ્ય છુ કે આવુ મહાન્ પાત્ર પ્રતિલાભી શકી નહિ. ભગવાને અભિગ્રહ પુરાયલો જોઈ વસુમતીના હાથે પારણું કર્યું પચદિવ્ય પ્રગટ્યા-દેવોએ નૃત્ય કર્યા, વસુમતીના પગની બેડીઓ ઝાંઝર બની ગઈ, મસ્તકે કેશ હતા તેવા થઈ ગયા, ચદનસમ શિતલ હોવાથી તેણીનુ ચદનબાલા એવુ નામ દેવોએ દીધુ અને વસુધારાની વૃષ્ટિ થઈ કે જે શતાનીકરાજા લેતો હતો તેને રોકી ચદનબાલાના કથનાનુસાર ઇંદ્રે ધનાવહને આપી અને પછી ઇંદ્રે રાજાને જણાવ્યુ કે આ કન્યાનુ સમ્યક્ રક્ષણ કરવુ, કારણ કે ભગવાનના કેવલજ્ઞાન પછી તે તેમની પ્રથમ શિષ્યા થશે

અભિગ્રહ પુરાયા પછી ભગવાન્ આહથી સુમગલગ્રામે થઈ વાલુકગ્રામે ગયા. ત્યા યાત્રાએ જતો વાયલવાણિઓ તરવારથી ભગવાનને ઘા કરવા જતો હતો, પણ તે સિદ્ધાર્થે તેનેજ હણી નિવાર્યો ત્યાથી તેઓ ચમ્પામા જઇ સ્વાતિદત્ત બ્રાહ્મણની અગ્નિહોત્રશાલામા બારમુ ચતુર્માસ રહ્યા, ત્યા યક્ષેન્દ્રોથી સેવાતા ભગવાનને જોઈ વિસ્મિત થયેલા બ્રાહ્મણે પ્રશ્નો કર્યા અને ભગવાને તેનો પ્રત્યુત્તર કરી તેને પ્રતિબોધ્યો.

ચોમાસાબાદ અહિંથી વિહરી જંભિકગ્રામ તથા મિંઢકગ્રામ થઈ ભગવાન્ ષણ્માનિગ્રામે ગયા અને ત્યાં ગામની બહાર પ્રતિમાથી સ્થિર રહ્યા. આ વખતે એક ગોવાલ ભગવાનની પાસે પોતાનો વૃષભ મુકી ગામમાં ગયો અને ત્યાંથી પાછો આવી ભગવાનને પૂછવા લાગ્યો કે; "દેવાર્ય ! તે વૃષભ ક્યા ગયો ?" પણ ભગવાન તો મૌનજ હતા તેથી તેને કોઇપણ જવાબ ન મળતા તેણે ક્રોધાયમાન થઈ ભગવાનના કર્ણમા એવી રીતે ખીલા ઠોકયા કે બન્ને ખીલાના છેડાઓ અ દર એક બીજાને જઇ અડયા વળી તે ખીલાઓ બહારથી એવી રીતે કાપી નાખ્યા કે જેથી ઉપર કોઇને દેખી શકાય નહિ. ભગવાનના ત્રિપૃષ્ટવાસુદેવના ભવમા શય્યાપાલક, કે જેને વાસુદેવે નિદ્રાગ્રસ્ત થયા પછી ગાયકોને ગાતા રોકવાનો હુકમ કર્યો હતો પણ તેણે તેનો ગાયનરસથી અમલ ન કરતા તેના કર્ણમા તપેલુ સીસુ રેડ્યું હતું, તેજ આ ગોવાલ હતો. તેણે આવીરીતે આટલા લાબાકાળે પોતાનું વેર લીધુ આ પછી ભગવાન્ મધ્યમાપાપામા સિદ્ધાર્થ વણિકના ત્યા ભીક્ષાર્થે ગયા, તે વખતે કાર્યવશાત્ આવી ચડેલા ખરક વૈદ્યે ભગવાનને સશલ્ય જાણી તે વણિકને વાત કરી આપરથી આ સિદ્ધાર્થ તે વૈદ્યને સાથે લઈ ઉદ્યાનમા ગયો અને તેણે વૈદ્યની કને તે ખીલા ઉપાયપૂર્વક સ ડાસક-સાડસાથી કઢાવરાવ્યા આ વખતે ભગવાને એક કારમી ચીશ પાડી કે જેથી આખુ ઉદ્યાન મહાભૈરવયુક્ત થયુ વૈદ્યે ખીલા કાઢયા પછી તે ઘાને સંરોહિણી ઔષધિથી રૂઝાવી નાખ્યો અને ભગવાન્ સર્વથા સ્વસ્થ થયા આ સ્થળે એક મ દિર પણ કરાવરાવ્યુ આ ઉપસર્ગનો કરનાર ગોવાલ સાતમી નરકમા ગયો અને તે ખીલા કાઢનાર કઢાવનાર વણિક વૈદ્ય દેવલોકમા ગયા

ભગવાન શ્રીમહાવીરની મ્હેવાની વાતો અહિં પૂર્ણ થાય છે. તેમણે પૂર્વજન્મોમા સહનના ઉદયને નિકાચિતતા આપનાર એવા જે કર્મો ઉપાર્જન કર્યા હતા તેમાના છદ્મસ્થભાવને યોગ્ય એવા જે કર્મ તે આવી રીતે ભય, ક્રોધ, દૈન્ય કે અસ્થૈર્ય ભજ્યા સિવાય ખપાવી દીધા છે નવા આશ્રવનો સ વર કરતા અને જૂનાની નિર્જરા કરતા તેઓ હવે કર્મના ભારથી ઘણા હલકા થઈ ગયા છે અને ચડતા અધ્યવસાયે આત્મવીર્ય ફોરવવાને વધારે શક્તિવ તા થયા છે આવા ભગવાન્ અહિ થી એટલે પન્માનિગ્રામથી વિહાર કરી જંભિકાગ્રામે

ગયા અને ત્યા નગરની બાહિર ઋજુવાલિકા નદીના કાંઠે જીર્ણ ઉદ્યાનમા આવેલા વ્યન્તરચૈત્યની કંઇક સમીપમા રહેલા શ્યામાક નામના કૌટુંબિકના ખેતરમા, તેઓ સાલવૃક્ષના નીચે આતાપના લેવાપૂર્વક ગાયને દહોવા બેસે એવા ઉત્કટક આસને ધ્યાનમા રહ્યા. સમય તેમના દીક્ષાના વર્ષથી તેરમા વર્ષમા વૈશાખસુદિ દશમના ત્રીજા પહોરના છેવટનો હતો ત્યારે એટલે બપોર પછી બરાબર એક પ્રહર વીત્યે, શ્રમણ ભગવાનને ધ્યાનમા વર્તતા છતા—શુક્લધ્યાન ધ્યાતા છતા તેના બે પાદ વીત્યે કેવલજ્ઞાન કેવલદર્શન ઉપજ્યુ હવે ભગવાન્ મહાવીર સર્વજ્ઞ થયા અને સ્વતત્રપણે ઉપદેશ દેવાને અધિકારી બન્યા ત્યાથી તેઓ મહસેનવનમાં ગયા અને ત્યા જઈ ગૌતમ વિગેરે ચુંમાળીસો બ્રાહ્મણોને પ્રતિબોધ્યા તથા ગૌતમાદિને ગણધરપદ આપી અને ચન્દનબાલાને દીક્ષા દઈ પ્રવર્તિની બનાવી તેમણે સઘની સ્થાપનાપૂર્વક સ્વશાસનની પ્રવૃત્તિ કરી. તેઓ જ્યાં જ્યા જતા ત્યા ત્યા તેમના મહાન્ ઉપદેશનો લાભ લેવા રાજામહારાજાઓ, શેઠશાહુકારો અને યાવત્ શદ્રાદિકો પણ એકઠા થઇ જતા દેવતાઓ પણ તેમની સેવામા સર્વદા હાજર હતા અને તેઓ ભક્તિથી સમવસરણાદિ અતિશયો પ્રગટાવતા તેમના વ્યાખ્યાનમા સર્પના વૈર શમી જતા હતા અને તેમનો ઉપદેશ સર્વગમ્ય હતો દુષ્ટમા દુષ્ટ પણ ભવિ પ્રતિબોધ પામી જતો એવી આ મહાન્ આત્માની અતિશયશક્તિ હતી તેઓએ અનેક મનુષ્યોને યતિમાર્ગમા અને શ્રાવકધર્મમા દોર્યા તથા અનેક લોકોને યજ્ઞાદિ વિગેરેમા હિંસા કરતા અટકાવી દયાધર્મમા દાખલ કર્યા આવી રીતે ઉપકાર કરતા તેઓ મગધાદિ દેશોમા વિચરી ગયા છે, કે જે વિષે આપણે પાછળ ઉલ્લેખ કરી ગયા છીએ આટલી શ્રીમત્ મહાવીરની ઓળખ કરાવી, મગધદેશના વિહાર દરમિયાન તેઓ રાજગૃહીમા જઈ કેવી રીતે શ્રેણિક અને તેના કુટુમ્બમા ધર્મનું બીજ વાવે છે તે વાત હવે આગળપર રાખીશુ.

---

# પ્રકરણ ૨૬ મું.

---

## તથાભવ્યત્વનો પરિપાક.

શ્રમણ ભગવાન શ્રીમહાવીર મગધદેશમા વિચરતા રાજગૃહીમા આવી શ્રેણિકને પ્રતિબોધ કરે તે પહેલા, તે રાજા મિથ્યાત્વી હતો. ચેટકરાજાની પુત્રી ચેલણાપર તે રાજાનો અપ્રતિમ પ્રેમ હતો અને તેના એકેએક વચનોને તે આદર આપતો હતો, પણ ધર્મના વિષયમા તો તે તેનાથી સર્વદા વિરૂદ્ધજ પડતો સુબ્ધ્યેષ્ઠાની સ્તુતિ કરતા રાજાને જોઈ વારવાર ચેલણા કહેતી કે, "તમારી સ્તુતિમા કાંઈ તત્ત્વ હોય તો તમે તેના સ્વીકારેલા મહાન્ માર્ગને આદર આપો," પણ રાજા તે વચનોને જરાએ ગણકારતો નહિ, વિરૂદ્ધ તે ચેલણાને અનેકવાર એમ સમજાવવા મથ્યો હતો કે જૈનસાધુઓના કરતા અન્યત્ર સુદર સાધુતા છે. ચેલણાએ પણ રાજાની આ સમજાવટને નિષ્ફલ દર્શાવવા અનુભવની અને યુક્તિની દલીલો કરવામા કચાશ રાખી નહતી, છતા શ્રેણિક પોતાનું પકડેલુ છોડવા ખુશી ન થયો તેને ચેલણાના વચનો વાસ્તવિક ન લાગતા હતા અને તે વારવાર કહેતો હતો કે, "પ્રિયે! તું અન્ય સર્વ વિષયોમા બુદ્ધિમતી અને ચતુર છે પણ ધર્મના વિષયમા તો તું ભોળી છે. તારૂ કુલાભિમાન તને તેમા ઠગતું હોય તેમ જણાય છે" અને આથી ચેલણાને અને ચૂપ રહેવુ પડતું હતું ચેલણાનુ ખાસ મતવ્ય હતું કે જ્યાસુધી પતિને શુદ્ધ ધર્મમા હું ન દોરી શકુ ત્યાસુધી મારી બુદ્ધિની કાંઈપણ કીમત નથી અને તેથી તે એકવાર ચૂપ થયેલી છતા પણ ફરીથી જ્યારે તેવો પ્રસગ મળે ત્યારે તે ભારે આનુકૂલ્યથી પોતાનુ ધાર્યું સિદ્ધ કરવા મથતી હતી. તે સદા સર્વથા સાવધ હતી કે, ભલેને મારૂ કાર્ય ઢીલમા પડે પણ સર્વનાશનુ કારણ પતિપ્રેમની વચકતા તો નજ થવી જોઇએ રાજા શ્રેણિક પણ ધાર્મિક વાતોમા કુતૂહલી હતો અને તેથી પોતાની પ્રેમાળ પત્નીની મજાક કરવાની ખાતર કોઈ કોઇવાર તેને છછેડતો અને તેની પાસેથી દેવ ગુરૂ ધર્મના સબધમા બહુ બહુ બોલાવતો, પણ તે તેને શ્રદ્ધાવિષય નજ થતું કોઈ કોઈ તેવા પ્રેમભર્યા મનહર વાર્તાલાપમા તો તે બન્ને એકબીજાના ધાર્મિક પ્રસગોની હાસી કરવાને પણ ચુકતા નહિ અને તેમા શ્રેણિક તો

અવસરે બનાવટ કરીને પણ ચેલણાના મંતવ્યને મહાત કરવા પ્રયત્ન કરતા અટકતો નહિ, કિન્તુ તેઓ ઉમદા દંપતી હોવાથી ક્યારે પણ અથડી પડ્યા હોય એમ બન્યું નહિ. ચેલણા પતિચિત્ત આવર્જનમા એકો હતી અને શ્રેણિકરાજા સ્વમતવ્યમાં દૃઢાગ્રહી હોતા છતાપણ ચેલણા પ્રતિ પ્રેમાળ, મોહગ્રસ્ત અને સ્વાભાવિક મોટા મનનો હતો. વળી તે એમ શ્રદ્ધાપૂર્વક માનતો હતો કે દુનિયામા સુજ્યેષ્ઠા સિવાય ચેલણા-જેવી અન્ય કોઈ સ્ત્રી છેજ નહિ. આથી તેમના ધર્મવાદમા પણ પ્રેમ અને રસ હતો અને એવીરીતેજ તેમનો વર્ષોનો સબધ અસ્ખલિતપણે આજસુધી, એટલે કે શ્રેણિકરાજા આજે એક મુનિના સમાગમમા આવ્યો ત્યાસુધી વહ્યો આવ્યોછે.

આજે શ્રેણિકરાજા રયવાડીએ નીકળ્યો છે. ત્યા રાજવાટિકામાં ફરતા તેને એકાતમા એક મુનિ નજરે પડયા અને તે તેની પાસે ગયો. મુનિનુ રૂપ અદ્ભૂત હતું અને તે દેદીપ્યમાન કાન્તિથી ભરેલું હતું કે જેને જોતા તે રાજાને તે મુનિનાપર સ્વાભાવિક મોહ થયો.

"સાસારિક સુખો છોડી આ ભરયૌવનમા તપ આદરી કાયાને કા દમો છો? આવુ રૂપ અને સુકુમાલના કષ્ટને લાયક કેમ હોઈ શકે?" મોહિત રાજાએ મુનિને પૂછ્યુ.

પોતાનાપર કોઈ સ્નેહની નજરથી જુવે તોયે શુ અથવા તો દ્વેષ ભાવથી જુવે તોયે શુ? તેને એવી વાતોની દરકાર હવે રહી નથી, પરતુ તેઓ કૃપાળુ છે, પોતાની જેમ પારકાના હિતને પણ ઇચ્છે છે, અને આજ કારણથી મુનિએ પોતાના ધ્યાનને સમાપ્ત કરી તે રાજાના હિતની ખાતર સાદુ ટૂકુ પણ મર્મભર્યું એક વચન ઉચ્ચાર્યું —

"રાજન્! હું અનાથ હોવાથી મેં આ માર્ગ સ્વીકાર્યો છે"

મુનિ આટલુ બોલી મૌન રહ્યા, પણ રાજા અત્યારે મુનિપર અત્યત સ્નેહી થયેલો હોવાથી તે અનાથ શબ્દની મીમાસા કરવા લાગ્યો રાજાને લાગ્યુ કે આવી રૂપલાવણ્યવતી મનહર આકૃતિ કોઇનો પણ આધાર ન મળતા આવા સકટો વેઠે તે અતીવ અનુચિત છે. રાજાનું હૃદય વધુ વધુ સ્નેહથી ભરાયુ અને તેણે બાહ્યદૃષ્ટિથી બોલવા માડ્યુ.

"મુનિ! મારા જેવો નાથ હોતા છતા તમે પોતાને અનાથ કેમ જણાવો છો? તમે મારે ત્યાં પધારો, તમને જેની જરૂરાત હશે તે

સર્વ હું પુરી પાડીશ અને તેનું રક્ષણ પણ કરીશ. ભોગસુખથી વંચિત થઈ આ અવસ્થામા આ શરીરે કષ્ટો આદરવાની જરૂરાત નથી.” શ્રેણિકે બારે સ્વજનભાવથી સ્નેહાળ નયનો મુનિના શાંત પણ પ્રભાવી મુખપર નાખતા સ્વનાથતાના ગર્વપૂર્વક કહ્યું.

“રાજન્! પણ આપ પોતેજ જ્યારે અનાથ છો તોપછી અન્યને સનાથ ક્યાથી કરી શકવાના હતા?” મુનિએ મોધમજ આગળ ચલવ્યુ, અને આવી રીતે રાજાને વધારે ઊંડા ઉતરવાની જગા કરી આપી આ સિવાય શ્રેણિકમહારાજાને પુણ્યનો અને ધર્મનો મહાન્ ભેદ સમજાવો મુશ્કેલ હતો, કેમકે અત્યાર સુધી લૌકિક વાતોએ તેને રાજામા ઇશ્વરનો અંશ સમજાવ્યો હતો નવપદની આરાધનાથી પ્રસિદ્ધ થયેલી મયણાસુદરીનુ લોકોત્તર જૈનધર્મ સિવાય અન્યત્ર નજ હોય. “હું પણ અનાથ છુ એમ આ મુનિ કહી રહ્યા છે તે ખરેખર આશ્ચર્યકારક છે હું જ્યારે પોતાને ઘણાઓના નાથ તરીકે પ્રત્યક્ષ અનુભવી રહ્યો છે ત્યારે તેઓ અસત્ય બોલતા હોય એમ મને લાગે છે, પરંતુ આવી આકૃતિવતી વ્યક્તિમા અસત્ય હોઈ શકે કે કેમ એ ખાસ સવાલ છે અને તેથી મારે તેનો નિર્ણય કરવો જોઇએ” શ્રેણિકે સ્વગત આટલુ વિચારી મુનિને પ્રશ્ન કર્યો કે,—

“કેવી રીતે?”

મુનિ સમજ્યા કે રાજાને જિજ્ઞાસા છે, અને તેથી તે પોતાના આત્માને આગળ દોરવા શક્તિમાન્ થશે તેમણે રાજાના પ્રશ્નનો નિકાલ કરવા સ્વકથિત કથનનો મર્મ ખોલવાને ઇચ્છયુ અને તેઓ રાજાને સબોધી બોલ્યા.

“રાજન્! વિશાલ લક્ષ્મીવાળા અને પુરા પરિવારવાળા એવા પિતાનો હું પુત્ર છુ અને માતપિતાને અતિશય પ્રિય હતો. જેને દુનિયા સુખ અને વૈભવ કહે છે તેવુ મારે માટે પુષ્કળ હતું અને તમે જેને સનાથતા કહો છો તેવી સનાથતા મારે માથે પણ હતી રાજન્! સાંસારિક સુખોમા હુ સર્વદા મશગુલ હતો અને મનથી માનતો હતો કે મારા જેવુ કોઈ સુખી નથી, પણ વાસ્તવિક રીતે પાછળથી મને સમજાયુ કે હુ સર્વથા અનાથ છુ, કારણ કે એક વખતે મને એવો કોઈ સખ્ત અસહ્ય વ્યાધિ ઉત્પન્ન થયો કે જેથી મારૂ રક્ષણ કરનાર આ સ્વજનાદિઓમાથી કોઈપણ ન નિકળ્યુ.

ધનના બળે માતાપિતાએ આખી કૌશામ્બીના મોટા મોટા રાજવૈદ્યો એકઠા કર્યા તથા તેઓથી બાવના ચંદનના લેપાદિ ઉપચારો કરાવરાવ્યા, પણ તે સર્વ વ્યર્થજ ગયુ. રાજન્! મારી વેદનાને જોનારા માતપિતા અને સ્ત્રીઆદિ તેઓ પણ મારા દુખે દુખીયાગ થઈ રાતદિન ઝુરતા હતા, પણ તેથી મારૂ દુખ શમ્યુ નહિ. મારા દુખમાથી અમુક હિસ્મો તો દુર રહો પણ તેમાથી લેશ પણ દુ.ખ કોઇએ ન લીધુ. કેવળ મુજ એકલાનેજ તે પીડા સ્હેવી પડી. મહારાજ! નિરોગતાનો યોગક્ષેમ કરાવવા મારા પ્રયત્નો વિશાલ હતા, પણ તેવો યોગક્ષેમ કરનારા દુનિયામા મને ન જણાતા હું સારી પેઠે સમજી શકયો કે અભિમાનથી સનાથ માનનારી આ દુનિયા અને હું અનાથ છીએ. આ પછી હું સનાથ કેમ થાઉં એ સવાલ મારા હૃદયમા ઉઠયો અને મને જણાયુ કે મનુષ્ય. ધર્મથીજ સનાથ થઇ શકે છે હવે મેં માતા, પિતા, સ્ત્રી, ધન, સ્વજન અને મિત્રાદિ તથા મારી જન્મભૂમિ કૌશામ્બી નગરીપરથી મોહને તજી દીધો અને સનાથ થવા શ્રીવીતરાગના ધર્મને આદરવા ઇચ્છયો. મને એવી શુભભાવના થઇ કે જો હુ વેદનાથી નિર્મુક્ત થઉં તો દીક્ષાને અંગીકાર કરૂ. રાજન્! એવો ભાવ ભાવતા મારો વ્યાધિ નિર્મૂલ થયો અને મે પચન પાચન કરાવવા વિગેરેના પાપોથી રહિત એવી જૈનદીક્ષાનો અગીકાર કર્યો. હાલ પણ હું સનાથ હોઉ તો ધર્મથીજ છુ, નહિતર તો હું અનાથજ છુ અને તમે પણ તે ધર્મનું શરણુ ન લ્યો ત્યા સુધી અનાથજ છો ”

મુનિ–અનાથતાના વિવેકથી સંયમને સ્વીકારનાર હોવાથી અનાથીમુનિ, પ્રત્યુત્તર તરીકે કહો કે ઉપદેશતરીકે કહો, આટલુ બોલી તેઓ ધ્યાનસ્થ થયા અને રાજા હમણાજ ઉત્પન્ન થયેલી કોઈ અપૂર્વ રૂચિપૂર્વક મુનિને વાદી ગુણગ્રામ કરવા લાગ્યો.

“મુનિરાજ! આપનુ કથન સર્વથા સત્યજ છે અને આપે જે પથ પકડયો છે તે સમ્યગ્ હોઈ તેમા આપ પુરેપુરા પ્રયત્નશીલ છો અહો! તમારી આ મનહર આકૃતિજ જાણે કે તમે ક્ષમા અને સમતારસના સાગર ન હોય એમ સૂચવી રહી છે! અહોહો! આપનો ત્યાગ અને વિરાગ અથાગ છે! શરીરપર પણ મમતાનો લવલેશ કયા છે! ધન્ય છે આપના જન્મ તથા જીવિતને! કે જેને આપ આવીરીતે પરમોત્તમ આચારોથી પૂનીત કરી રહ્યા છો! ખરેખર, આપના જેવું આવું સર્વથા નિરારંભ જીવન અન્યત્ર હોવું મુશ્કેલજ છે.”

આવી આવી રીતે અનેકધા શ્રેણિકે મુનિને સ્તવ્યા અને હવે જાણે કોઈ નવીનજ જન્મ ન થયો હોય તેમ તે ભાવુકચિત્તવાળો થયો. તેણે ચેલણાની પાસે જૈનધર્મ વિષયક બહુ બહુ સાંભળ્યું હતું, તે બધું અત્યારે સદ્વિચારોમા ફેરવી નાખ્યુ, અને તેથી તેને ચેલણાપર આદર અને તેનાથી વારવાર સવશંતરીકે સ્તુતિ કરાતા ભગવાન શ્રીમહાવીર-પર ભક્તિરાગ થયો. આવીરીતે ધર્મમાં નિશ્ચયી બનેલો તે રાજા હવે ફરીથી એકવાર વદન કરવાપૂર્વક મુનિને નમસ્કાર કરી ત્યાથી ઉઠી નગરીએ પહોચ્યો અને પછી વાસ્તવિકરીતે પોતાની ધર્મપત્ની બનેલી ચેલણાની સાથે તે પોતાનો સુખમય સમય ગાળી રહ્યો છે

---

## પ્રકરણ ૨૪ મું.

### સમ્યકત્વનો સ્વીકાર.

અત્યારે રાજગૃહીના નાના મોટા સવ કુટુબોમા એજ અવાજ નીકળી રહ્યો છે કે ચાલો, ભગવાન શ્રીમહાવીરને વદન કરવા જઈએ. ગૃહેગૃહે સૌ તૈયારી કરી રહ્યુ છે સ્ત્રીપુરૂષો યથાયોગ્ય વેષને સજી રહ્યા છે અને બાલકોને બહુ સુન્દરરીતે શણગારવામા આવે છે નાગરિકોના ઉરમા આનદ માતો નથી અને તેઓ અધીરા થઈ મહારાજા શ્રેણિકના અભ્યાગમનની રાહ જોઈ રહ્યા છે, કારણ કે અત્યાર પહેલા એવી વાત રાજગૃહીમા પસરી ચુકી છે કે આજે મહારાજા પણ શ્રી વીરને વદન કરવા જવાના છે.

આપણે ગત પ્રકરણમા જોઈ લીધુ છે કે જે કાર્ય ચેલણાના હાથે સર્જિત ન હતુ તે કાર્ય એક મુનિના હાથે અતિ સહજરીતે થઈ ગયુ છે અને શ્રેણિકરાજાનુ હૃદય શ્રીમહાવીરના પર નહિ વળતુ હતુ તે ઓચિતુ વળી ગયુ છે. મુનિના સમાગમ પછી આ રાજા હરનિશ ધ્યાન કરતો હતો કે, શ્રીવીરનુ આગમન અહિ ક્યારે થાય અને હુ તેમને વદન કરી ઉપદેશશ્રવણથી મારા આત્માને ક્યારે પૂનીત કરૂ ? આજે વનપાલે આવી રાજાને વધાઈ આપી કે શ્રીસિદ્ધાર્થનદન મહાવીર અહિં

ગુણુશિલચૈત્યે સમોસર્યા છે અને રાજાએ આ વર્ધાપન દેનારાને સંતુષ્ટ કર્યા પછી તત્કાલ જવાની તૈયારી કરવા માંડી છે. ભગવાનને ભેટવાનો તેનો આ પ્રથમ પ્રસંગ છે અને તે ઘણા સમયની આતુરતાથી ભરેલો છે, તેથી તેણે સર્વ વૈભવસહિતજ જવાની ઇચ્છા રાખી છે. આખુ રાજકુલ અને અંતઃપુર અત્યારે સજ્જ થઇ રહ્યુ છે અનુક્રમે સર્વ તૈયારીઓ થઇ ગઇ અને શ્રેણિક રાજા ચેલણા, નન્દા, ધારિણી વિગેરે રાણીઓ તથા અભયકુમાર, કૂણિક, મેઘકુમાર, નન્દિષેણ વિગેરે પુત્રોની સહિત ભગવાનને વંદન કરવા નીકળ્યો. નાગરિકો પણ આ અભિગમનમા આવી ભળ્યા અને રાજા સમવસરણે પહોંચ્યો. ત્યા જઇ તેણે શ્રીમહાવીરને પ્રણામ-પ્રદક્ષિણા કરવાપૂર્વક આવી રીતે સ્તવના કરી —

"નાથ! આપના જગજયકારી અન્યગુણો તો દૂર રહો! કેવલ આપની ઉદાર શાન્ત મુદ્રાથીજ ત્રણે જગત જીતાયા છે ભગવન્! જે પાપીઓએ મહાનોમા પણ મહાન્ એવા આપને ત્યજ્યા છે, તેમણે મોહથી મેરુને તૃણતુલ્ય અને સમુદ્રને પલ્વલસમ ગણ્યો છે નાથ! જે મૂર્ખજનોએ આપનુ શાસન સર્વથા સ્વીકાર્યું નથી, તેઓના હાથમાથી ચિંતામણિ રત્ન પડી ગયુ છે અને પ્રાપ્ત થયેલું અમૃત નિરર્થક ગયુ છે પ્રભુ! કરુણાના સાગર એવા આપના ઉપર પણ જે ઇર્ષ્યાથી અરુણા વક્રદૃષ્ટિ ધારણ કરે છે 'તેને અગ્નિ,' (ભસ્મ કરો) અથવા આમ કહેવાની કાંઇ જરૂરાત નથી. જિનેશ્વર! જેઓ આપના શાસનનુ અન્યશાસ્ત્રોની સાથે સરખાપણું માને છે, ખેદ છે કે ખવાયલા હૃદયવાળા તેઓને અમૃત વિષની તુલ્ય છે વીતરાગ! આપને વિષે જેઓને મત્સર છે તેઓ જન્મથી મુગા થાઓ, કારણ કે પાપના કાર્યોમા એવી વિકલતા પણ શુભ ભવિષ્યનું કારણ થાય તેમને નમસ્કાર હો, તેઓને અમે અંજલિ કરી હાથ જોડીએ છીએ, તેઓની અમે સેવા કરીએ કે જેમણે આપની આજ્ઞારૂપ અમૃતરસથી આત્માને નિરંતર સિંચ્યો છે. ભગવન્! તે ભૂમિને નમસ્કાર હો, કે જ્યા આપના પાદનખના કિરણો લાગેલા સમય ચૂડામણિના આચરણને ધારણ કરે છે, આથી વધારે અમે શું કહીએ? નાથ! હુ સફલ જન્મ, ધન્ય અને કૃતકૃત્ય છુ કે જેથી તમારા ગુણગ્રામ કરવામા સુન્દરરીતે લંપટ થયો છુ."

સ્તુતિ કર્યાબાદ શ્રેણિકરાજાએ સમવસરણમા યોગ્યસ્થાન લીધું

અને ભગવાને ઉપદેશામૃત વર્ષાવ્યું કે જેથી ઘણા જીવો પ્રતિબોધને પામ્યા શ્રેણિકે ભગવાનની પાસે સમ્યક્ત્વ અને અભયકુમારે શ્રાવકનો ધર્મ અંગીકાર કર્યો આ વખતે ધારિણી રાણીનો પુત્ર મેઘકુમાર પણ પ્રતિબોધ પામ્યો હતો, કે જેણે શ્રેણિકના નગરીમાં ગયાબાદ પોતાનો દીક્ષાભિપ્રાય શ્રેણિકધારિણીને જણાવી, અત્યંત તેમનો પ્રતિબંધ છતાયે છેવટે આજ્ઞા મેળવી, દીક્ષા અંગીકાર કરી.

શ્રેણિકરાજા હવે જૈન થયો છે, નામનો જૈન નહિ પણ પક્કો જૈન થયો છે તેને વિરતિનો ઉદય નથી પણ તેની દેવગુરૂભક્તિ અને ધર્મશ્રદ્ધા અપૂર્વ છે મિથ્યામલ બળી ગયો હોવાથી તેના આત્માની ઉજ્જ્વલતા અખંડ છે, એટલે કે તે ક્ષાયિક સમ્યક્ત્વી છે તેના હૃદયમાં નિરંતર ભગવાન મહાવીરનુંજ ધ્યાન છે અને તેનો તે ભગવાનપરનો રાગ અસ્થિમજ્જાગત છે તે વારંવાર શ્રી વીરના ઉપદેશામૃતનું પાન કરે છે અને તેની નિરંતર ચેલણાની સાથે ચોયણા પડિચોયણા થાય છે. અત્યારસુધી રાજા ચેલણાની સામે પ્રતિવાદ કરી પ્રેમની મજા માણતો હતો, પણ હવે તો ધર્મગોષ્ટીનો પ્રસંગ હોઈ તેમાથી પ્રેમરસનું પાન કરવાની તેની રીતિ કોઈ અપૂર્વજ છે. તે પોતાના ધર્મ અને પ્રેમના સોબતી ચેલણાથી ઘડીભર વિખુટો પડતો નથી. જલક્રીડા, પુષ્પાવચયન, વનવિહાર વિગેરેથી તે રાણીની સાથે રમતા આ રાજાનો સમય ખૂટી જાય છે પણ તેનો રસ જરાયે ખૂટતો નથી. તે પોતે બહુવખત પોતાના હાથેજ તેને શૃંગાર સજાવે છે. સ્વયં ગુંથેલી મનહર ફૂલની માળાઓથી તે ચેલણાના કેશોને ગુંથી પ્રતિદિન નવનવરીતે કેશપાશને બાંધેછે અને પોતેજ ઘસેલા મૃગમદાદિ દ્રવ્યોથી તેના કપોલસ્થલપર વિચિત્ર ચિત્રવેલી ચીતરે છે

આવીરીતે રમતા રમાડતા અને સમય વીતાવતા એકદા શિશિરઋતુનો સમય વર્તી રહ્યો છે. હિમના કણોને વહતો અને વનોને દહતો શિતલ વાયુ એકસરખો વહેવા લાગ્યો છે, અને તેથી ટાઢ તો જાણે મારૂંજ કામ એમ પડવા લાગી છે. અગ્નિની સગડીઓ અને ઊનના વસ્ત્રોને સેવતા નાગરિકો બહુ ઓછુંજ ગૃહની બહાર નીકળે છે, જ્યારે બિચારા ગરીબ લોકો જીર્ણ વસ્ત્રાદિના અભાવે ઠરતા ધ્રુજતા દંતની વીણા વગાડી રહ્યા છે. રાજગૃહીના પાધરમાં આવેલા

સરોવરો અત્યારે ઠરી બરફરૂપ બની જાય છે અને તેમાથી નીકળતી શીત બાફથી સર્વત્ર શિતળતામય બની રહે છે.

આવા શિયાળાના સમયમા અતિશયવત ભગવાન્ મહાવીર રાજગૃહીએ આવી સમોસર્યા છે, તેમને વંદન કરવા શ્રેણિકરાજા ચેલણાની સાથે ગયો અને ત્યા ઉપદેશશ્રવણાદિ કર્યાબાદ તે પાછો ફરી રહ્યો છે ત્યા તેને રસ્તામા જલાશયના તીરે એક મુનિ ધ્યાનગ્રસ્ત જોવામા આવ્યા. ચેલણાની સૂચનાથી રાજા વાહનપરથી નીચે ઉતર્યો અને તેણે મુનિની સમીપ જઈ તેમને ભક્તિભાવપૂર્વક વંદન કર્યું. પત્ની સહ રાજાએ મુનિને વદનાદિ કર્યાબાદ પુણ્યની વાર્તા કરતો તે નગરીમા પહોચ્યો અને પોતે રમણીય તથા દિવ્ય એવા સ્વપ્રાસાદે ગયો, ત્યા સાય કાલયોગ્ય કર્મ કર્યું અને પછી તે ધૂપાદિથી વાસિત તથા અનેક અન્ય ઉપચારોથી ઉષ્ણ એવા ચેલણાના વાસાગારે-શયનાગારે ગયો

અહિ આ પ્રૌઢદપતીએ પલ્યકમા શયન કર્યું અને અનેક ધર્મ કર્મની વાતો કરતા અનુક્રમે તેમના નયનો નિદ્રાથી ઘેરાવા લાગ્યા. ચેલણાએ પોતાના પીનોચ્ચ સ્તનમડલથી મજબૂત આલિંગેલો શ્રેણિક સ્વવામ કરને તેના શીર્ષ નીચે રાખવાપૂર્વક તેના કોમલકરનુ ઓસિશુ કરી તેના વક્ષસ્થલ મધ્યે પોતાનો જમણો હસ્ત મુકવનો છતો નિદ્રાધીન થયો અને પછી રાણી પણ નિદ્રિત થઈ ગઈ. બન્ન ભર-નિદ્રામા પડયા છે તેવામા નિદ્રાની વ્યસ્તતાથી ચેલણાનો કરકમલ પ્રાવ-રણથી બહાર નીકળી પડયો અને તે રાણી હાથે વીંછીના કટકની જેમ શીત વેદના અનુભવવી ઓચિંતી જાગી ઉઠી તેણીએ શીતની વેદ-નાથી સીતકાર કરી સ્વહસ્ત પ્રાવરણની અદર ખેચી લીધો, કે જ્યારે રાજા શ્રેણિક પણ તે સીતકારને શ્રવણ કરતા મતનિદ્ર થયો હતો. ચેલણાએ પોતાનો હસ્ત અદર ખેચી લીધો તે વખતે પણ તે નિદ્રાથી વ્યગ્રચિત્ત હતી, છતા અત્યારે તેને સ્વાનુભવથી કોઈ અન્યનો અનુભવ વિચારવાનો પ્રસગ મળ્યો અને તેથી તેને 'તેનુ આવી શીતમા શું થશે?' એવુ વાક્ય ઉચ્ચારવાનો વખત આવ્યો છે કે જે આપણે આગ-લાજ પ્રકરણમા વાચીશુ.

---

# પ્રકરણ ૨૫ મું.

## "તેનું આવી શીતમાં શું થશે?"

"હડહડતી શિયાળાની મોસમ છે અને હાલ પોષ મહિનો પસાર થઈ રહ્યો છે. હમણા હમણા શીત ઘણીજ પડે છે અને તેમા પણ આજની ટાઢ તો હદજ વાળી છે. શિયાળાની ઋતુઓમા પણ હૂંફ આપે એવી રીતની યોજનાથી ખાસ બધાયલા આવા વાસાગારમા પણ, ઓઢેલા શીતસહ પ્રાવરણમાથી ક્ષણભર બહાર નીકળી પડેલો મારો હસ્ત અગ્નિ ચપાવાની જેમ શીતની વેદનાને અનુભવતો તે મને ભર્નનિદ્રામાથી જાગૃત કરી વ્યાકુલ કરી દે છે, તો વૈભારગિરિના વાયુથી વધારે શિતલલહરીવાળા તળાવના તીરે ખુલ્લા અંગે ઊભા રહેલા–" આટલું શ્રેણિક મહારાજાની સાથે પલગમા સુતેલી ચેલણાએ સ્વગત સ્મર્યાબાદ તેનાથી તે વખતે ઓચિતું ધીરે પણ સ્પષ્ટ રીતે બોલાઈ જવાયું

"તેનું આવી શીતમા શુ થશે?"

"શ્રેણિક જાગતો હોવાથી તેણે આ શબ્દો સ્પષ્ટ સાભળી લીધા અને તે અનુક્રમે આશ્ચર્ય, ખેદ અને ક્રોધના આવેશમા ઉતરી ગયો, કેમકે તેણે એ શબ્દોનો સબધ અને ભાવ ચેલણાના સ્વગતથી કોઈ અન્ય ખરાબ રીતેજ કલ્પી નાખ્યો હતો.

"આ હૈહયવશના કુલની કન્યા અત્યારે કોને યાદ કરી રહી છે! નક્કી તેના મનમા કોઈ અન્યપ્રિય રમવા ઇચ્છેલો છે, કે જેને તે અત્યારે આવીરીતે શીતની વેદનાની સભાવનાથી શોચી રહી છે. ધિગ આટલો લાબા સમયનો મારો અપૂર્વ માનભર્યો સ્નેહસબધ પણ તેને અન્યજનની આવી ચિતાથી અટકાવી શક્યો નથી! અરે! એવો કોઇપણ મનોરથ નથી કે જે મારાથી ન પુરાયો હોય! તેનો તેવા પ્રકારનો પણ દોહદ પુરવામા મારે અભયની બુદ્ધિનો ઉપયોગ કરવો પડ્યો હતો 'સ્ત્રી કોઇની થઈ નથી અને થવાનીયે નથી' એ કથન શુ સર્વથા સાચુજ છે? જો તેમ ન હોય તો આ પ્રસગ મને શુ શીખવે છે? અરે! હમણાજ હું તલવારથી તેના ટુકડા કરી નાખુ, પણ હા! કૂણિક વિગેરે કુમારોની માતા તરીકે તે હોવાથી

તેમ કરતા મારી જાતને માટે તે કદાચ વિશેષ અપવાદજનક થઈ પડે વળી આટલો લાબો સમય પ્રેમથી પપાળેલા પાત્રને સ્વહસ્તેજ છેદવું એ મને અસહ્ય છે, તેથી તેને માટે કોઈ અન્યજ રસ્તો લેવાશે. હવે મને આની જાતનો પ્રેમ જોઈતોજ નથી, કારણ કે આનાથી ઠગાયલુ મારૂ હૃદય હવે ક્યારે પણ વિશ્વસ્ત બની આનદ પામશે નહિ એ નિશ્ચિતજ છે" શ્રેણિકે કઇપણ ચેલણાનો ખુલાસો મેળવ્યાવિના સ્વગત વિચારી નાખ્યુ અને તે ઇર્ષ્યાથી બળી જળી રહ્યા

સતી ચેલણા તો ઉપરોક્ત વાક્ય ઉચ્ચાર્યા પછી તત્કાલજ પાછી નિદ્રાગ્રસ્ત થઈ ગઈ હતી પણ સરલાશયવતી તે સતીના સતીત્વમા, કોઇ-પણ જાતનો ખુલાસો કરવાની જગા ન આપે એરીરીતે શકિત થયેલો રાજા હવે આ મધ્યરાત્રિ પછી નિદ્રાને ભેટે એવી માનસિક સ્થિતિવાળો ક્યા રહ્યો છે? જો એકલો ક્રોધજ હોત તો તેનો ક્યારનોયે રસ્તો કરી રાજા રાત થઈ નિદ્રાગ્રસ્ત થઈ ગયોજ હોત પણ આતો પ્રેમમાથી જન્મેલો પ્રેમગર્ભિત ક્રોધ છે, અન્ય શબ્દમા કહીએ તો ઇર્ષ્યા છે, ત્યા શાતિ કે નિદ્રા કેમ રહી શકે? આજ કારણથી વિચારના તરગોને યથેચ્છ ઉછળવાનો માર્ગ રોકનાર કોઈ રહ્યુ નથી અને રાજા વિચારોમાજ રાત્રિ વ્યતીત કરી રહ્યો છે.

અતે બદીઓએ પ્રાભાતિક મગલોથી જગવવાની શરૂઆત કરી. રાજાને જગવવાનો છેજ નહિ ચેલણા જાગી ઉઠે છે પણ તેના મુખપર દૃષ્ટિ નાખ્યા સિવાયજ, અત્યાર સુધી પલ્યકમા વિચારોની ગુચવણોમા ગુચાયલો અને વૈમનસ્ય તથા ક્રોધમા ક્ષણેક્ષણ વધારે વ્યાપતો રાજા એકદમ ઉઠી પ્રાભાતિક કાર્યો કરવાને ચાલતો થયો.

ચેલણા! તને આજે પતિમુખદર્શનનુ મગલ સાધવાનો સમય મળ્યો નથી. સ્વામી આમ બોલાવ્યા વિના કેમ ચાલ્યા ગયા એ પ્રશ્ન તને તારા હૃદયમા ઉત્પન્ન થયો પણ ભોળી! તે તેનો અમુક અમુક કલ્પિત ઉત્તર કલ્પી હૃદયનુ સમાધાન કરી નાખ્યુ. તુ જાણતી નથી કે આજે પતિના આ મુગાગમનમા કોઇ જાતના પ્રેમકલહાદિ નહિ પણ બારે ભય કરતા રહેલી છે. પતિવ્રતે! તુ પવિત્ર છે, નિર્દોષ છે, પતિચિત્તાનુગામની છે, પણ અત્યારે પતિના પુરેપુરા સશયને પાત્ર થઇ પડી છે. રાજાનો વિશ્વાસ તારાપર આજે રહ્યો નથી અને તે લગભગ બે દાયકાથી પણ વધારે સમયનો સ્નેહસબધ સશયના હોમાગ્નિમા હોમવા

ઇચ્છે છે. સતીમુખ્યા ! તને આ ભેદથી વાકેફ થવાનો કે અનિષ્ટથી બચવા બચાવની દલીલો કરવાનો સમય મળશે નહિ, પણ હરકત નહિ તારૂ પાતિવ્રત્ય તારી વ્હારે છે તો પછી ભય જેવુ કાંઈ છેજ નહિ. નિર્દોષતામા રહેલુ અજ્ઞાન ભલેને તને શાંત અને સુખીજ રાખે. તારા એકસ્તભીયા મહેલનો લ્હાવો એથીજ પુરાશે, માટે થોડો સમય તું પણ તારા કાર્યોમા પ્રવૃત્ત થઈ જા કે જ્યા સુધી તારો નાથ તને તે વખતના એક મહાન્ જ્ઞાનીના જ્ઞાનના કસવટ્ટપર ઘસી, પોતાના સાહસી પણ નિષ્ફલ કાર્ય માટે તે પશ્ચાત્તાપપૂર્વક સતુષ્ટ થતો તારા-પર પ્રેમનો વર્ષાદ વર્ષાવી તને ગમતું પારિતોષિક કરે.

અહિ શ્રેણિકરાજાએ સમયના કાર્યો સમયે કર્યા પણ તે સર્વત્ર વ્યગ્ર અને કુપિત ચિત્તવાળો છે. નિરતર તે રાજા વિચારશીલ હોતા છતાયે આજે તો તે પુરેપુરો સાહસી છે નાના મોટા દરેક કાર્યોમા તે અભયકુમારના મત્રની અવકાશ રાખે છે પણ આજે તેને તેની સાથનો મત્ર નિર્જીવ જણાયો છે, અને તેથી તે પ્રતિ તેણે બેદરકારજ રાખી છે રાજાઓને માટે આમ બનવુ એ સાહજીક છે પણ શ્રેણિકને માટે તો આવો પ્રસગ કદાચિત્ક છે, તેથી આપણે ભવિતવ્યતાનો ખ્યાલ કરી તેની રાજનીતિને ઝાઝો દોષ દઈશુ નહિ, કારણ કે કર્મવશાત્ ધર્મજ્ઞ મનુષ્ય પણ પ્રકૃતિવશ થાય છે અને અવસરે ભૂલે છે બેશક, આ ભૂલ ભયકર છે, માફ ન કરી શકાય એવી છે, પણ શુ કરીએ ? રાજા ભૂલે છે અને ભગવાન્ શ્રીમહાવીરને વદન કરવા જતી વેળાએ તે મત્રીશ્વર અભયકુમારને સખ્ત ફરમાન આપતો જાય છે કે, " માગ ગયા બાદ પાછળથી તું અત પુરને બાળી મુકજે, કેમકે તે નષ્ટ ભ્રષ્ટ બની ગયેલુ છે હું ઇચ્છુ છુ કે તું માતૃમોહથી મારા આ ફરમાન પ્રતિ જરીએ બેદરકાર કે ઉદાસીન રહીશ નહિ "

બુદ્ધિમાન્ પ્રધાન આજના પ્રાતકાલથીજ સમજી ગયો હતો કે પિતાજી આજે ગમે તે વિષયપર સખ્ત નારાજ થઇ હૃદયમા દુભાયલા અને કુપિત છે તેની ઔત્પાદિકીબુદ્ધિએ તેને જ્ઞાન કરાવ્યું હતું કે અત.પુરના કોઈ ખાસ બનાવે પિતાના ચિત્તને સકારણ કે નિષ્કારણ દૂષિત બનાવ્યુ છે, અને આથી તે આજે શ્રેણિકની પ્રત્યેક પ્રવૃત્તિપર બહુજ બારીકીથી ધ્યાન આપતો રહ્યો હતો. ક્યા સમયે

તેઓ શું આજ્ઞા કરે છે એ સાંભળવાને તે આજે તૈયારજ ખડો હતો અને અંતે તેને ઉપરોક્ત આજ્ઞા મળી ખિન્ન પણ વિચારશીલ હૃદયે તેણે હાલ એક પિતાની નહિ, પણ એક પ્રચંડ પ્રતાપીરાજાની આજ્ઞા મસ્તક નમાવવાપૂર્વક જીકારથી ઉઠાવી લીધી.

શ્રેણિક મહારાજ આજ્ઞા ફરમાવી ગુણશિલ વનમાં જવા આગળ વધ્યા અને અભયકુમાર વિષમઆજ્ઞાની વિષમતા વિચારતો પાછો ફર્યો પોતાને શું કરવું એ તેને માટે અત્યારે પહેલાં કદિપણ નહિ ઉપસ્થિત થયેલો એવો એક પ્રશ્ન હતો તે એકતરફ પિતાની પ્રચંડ આજ્ઞા અને પોતાની જાતુની વફાદારીભરી વિનીતતા તથા બીજી તરફ પોતાના માતૃવર્ગનું પતિવ્રત્ય અને સ્વકર્તવ્યતા બુદ્ધિપૂર્વક નિહાળે છે તેનો વિશ્વાસ તેને ખાત્રી આપે છે કે રાજા સાહસ કરે છે, કારણ કે ગમે તે કારણથી તે અંતઃપુરવિષે મિથ્યા વ્હેમાયો છે. મહારાજાની આજ્ઞા મારે ઉઠાવવીજ જોઇએ, પણ તેની ઉચિતતા અનુચિતતાના અંગે મારી કેટલીએક સ્વતંત્ર જવાબદારીઓ કાંઇ ઓછી નથી. અત્યારે આવી આજ્ઞા ફરમાવનાર પિતાજી બીજા સમયે આ આજ્ઞાના સંબંધમાં શું બોલશે એ ન કહી શકાય, કારણ કે મને લાગે છે કે તેમની આજ્ઞામાં સંશયઘટિત અસમંજસતા છે, અન્યથા મારા આજ સુધીના અનુભવોમાં ન આવતી એવી વાત તેમણે ન કલ્પી નાખી હોય. મારી ફરજ છે કે મારે પિતાજીને આ સાહસજન્ય પશ્ચાત્તાપમાંથી ગમે તે રીતે બચાવવા પ્રયત્ન કરવો જોઇએ આજ્ઞાનો અમલ તો કર્યા વિના છૂટકોજ નથી પણ વખત વીતાવવાને હાલ તો દેખાવથીજ. બસ, અભયકુમારે પાછા ફરી અંતઃપુર નજીકની જૂની હાથીશાળા સળગાવી મુકાવી અને ધૂમાડાના ગોટેગોટા ગગનની સાથે વાતો કરવા લાગ્યા. નગરીના લોકોમાં વાતો ફેલાઇ ગઇ કે મહારાજાનું અંતેઉર બળી રહ્યું છે, પણ શાથી બળ્યું એ કોઈ જાણતું નથી. અને એ ન જાણવામાં કારણ અભયકુમારની પહેલાથી પુરતી રખાયલી સાવચેતી અને બુદ્ધિની કળા છે એ કહેવાની જરૂરજ નથી દુનિયાની દૃષ્ટિમાં મહારાજા સાહસિક છે અથવા તો અંતઃપુર નષ્ટ ભ્રષ્ટ છે, એવો ખ્યાલ આવવાને અભયકુમાર જેવો બુદ્ધિમાન્ માતૃપિતૃભક્ત જગાજ કેમ આપે ? રાજકુલોમાં અન્ય પણ આવા કાર્યો જાતુના અંધારામાંજ રહેતા આપણે કલ્પીએ છીએ, તોપછી અનિશ્ચિતભાવવાળું આ કાર્ય

તાત્કાલિક અંધારામાંજ રખાય એમાં શું આશ્ચર્ય છે? બસ, અભય-કુમારે આવીજ રીતે હાલ તો આજ્ઞાનો અમલ કર્યો છે. તેને કોઈ આજ્ઞાનો ભંગ કર્યો એમ કહેશે, પણ વફાદારી કે વિનયના રહસ્ય વેત્તાઓ પરિસ્થિતિનો ખ્યાલ કરી તેમ કદિપણ કહેશેજ નહિ. શ્રેણિક રાજા કોઈ એવો લોકોત્તર પુરૂષ હોત કે જે કદિ ભૂલ કરેજ નહિ, તો એ વાત બંધબેસતી ગણાય કે અભયકુમારે તેનું ફરમાન જેવા રૂપમાં હોય તેવા રૂપમાં તત્કાલ ઉઠાવવુંજ જોઈએ, પણ નહિ શ્રેણિકને પોતાની ભૂલ સ્વીકારવાનો વારો આવવાનો છે અને આવી સ્થિતિમાં તેનાથી વધારે બુદ્ધિનો ધણી થોડા સમયને માટે આજ્ઞાભંગ જેવો ભાવ પોતાની જાતને માટે વહોરી લે તો તેમાં અનુચિત જેવું કાંઈપણ નથી વ્યવહારના ક્ષેત્રમાં મનુષ્ય આથી વધારે અન્ય કાંઈપણ કરી શકે નહિ, અને તેથીજ શ્રેણિક તેની બુદ્ધિમત્તા અને ઔચિત્યને સહસ્રશઃ ધન્યવાદ હમણા અલ્પસમયમાંજ આપ્યા સિવાય રહેવાનો નથી, કે જે આપણું આગલા પ્રકરણમાં સ્પષ્ટતયા સાંભળી ગયીશું

---

## પ્રકરણ ૨૬ મું.

---

### ધર્મપત્ની ચેલણા.

અંતઃપુરને પ્રજ્વાળી નાખવાનું ફરમાન કરી ગુણશિલ વનોદ્યાન તરફ જતો શ્રેણિક રાજા જેમ જેમ આગળ વધે છે તેમ તેમ તેના મનમાં શમ અને વિવેકને પ્રસવનારી કોઈ અપૂર્વ અસર થતી જાય છે ગતદિવસે આજ રસ્તે વંદન કરવા જતા તેની સાથે તેની ધર્મ-મર્મજ્ઞા પટ્ટરાણી ચેલણા હતી, આજે તે તેની સાથે નથી એટલુંજ નહિ કિન્તુ અન્ય પણ પરિવાર ઓછોજ છે આ એકાંતતામાં તેનું ક્રોધથી બળી રહેલું હૃદય શાંતિ કે વિચારને સ્થાન આપવા તત્પર ન થાય, પણ ભગવાન્ મહાવીરના અતિશયનો પ્રભાવ વૈરને દબાવી તેને તે કાર્ય કરાવવા પ્રેરણા કરે છે. તેની માન્યતા અને દૃઢાગ્રહ હતો કે અંતઃપુર નષ્ટ થયું છે, પણ એ નિશ્ચયમાં હવે છુપો ધસારો પડવા લાગ્યો છે. તેની ભક્તિનિર્ભરતા તેને ચેલણાના ઉપકારતળે

દગાબચો દર્શાવે છે, અને તેથી પોતાને આવી નિર્દયતા આચરવાનો સમય આવ્યો તેને તે પોતાનુ અતિશય કમનસીબ સમજે છે. અનુક્રમે રાજા ભગવાનની દેશનાભૂમિમા પેઠો અને તેણે સ્વયોગ્ય સ્થાન પણ લીધુ, કે જ્યારે પરમકૃપાળુ મહાવીરદેવ આવી દેશના દઇ રહ્યા હતા,—

"ભવ્યો! જગત સુખને ઇચ્છે છે અને તેની આશાએ વિષય તરફ વળે છે, પણ એ પૌદ્ગલિક વિષયોમાં સુખનો છાંટોયે હોતો નથી, ઉલટુ તેનાથી કર્મબંધ થઇ દુઃખની પરંપરાજ વધે છે મનુષ્ય વિષયના પદાર્થો પામી વિચારે છે કે આ અનુકૂલ છે અને આ પ્રતિકૂલ છે, પરંતુ વાસ્તવિક રીતે જીવને કાંઈ અનુકૂલે નથી અને કાંઇ પ્રતિકૂલે નથી વળી અનુકૂલ પ્રતિકૂલની માન્યતામા સ્થિરતાયે ક્યા છે? એવું ક્યા જોવામા આવતું નથી કે એકકાળે અનુકૂલ મનાયલો પદાર્થ અન્ય કાળે કારણવશાત્ પ્રતિકૂળ અને પ્રતિકૂલ મનાયલો અનુકૂલ મનાય? મારૂ એ મારૂં નથી એ વિચારી મનુષ્ય દુભાય છે, ક્રોધવશ થાય છે અને અકૃત્ય કરી બેસે છે, પણ મારૂં માની છેવટે છોડનારા અને ભવાતરના પડદા ઓઢે મારૂં શુ હતું એ વિસ્મરી જનારા જનોને સાચીરીતે મારા જેવું છેજ શુ? અને જો આમજ છે તો મનુષ્ય! તું વૃથા 'આ આમ કેમ અને આ આમ કેમ નહિ,' એવા વિચારોથી રાગદ્વેષને વશ થઈ શામાટે કર્મ બાંધી લે છે? શામાટે તું નસીબની વ્યવસ્થાને અનુસરવામા હૃદયથી દૂષિત થઇ ક્રોધને જગા આપે છે? વળી તારૂ નસીબ તને કયીરીતે અનુકૂલ છે યા કયીરીતે પ્રતિકૂલ છે એ પણ તું ક્યા સમજી શકે છે કે તું તારા ડહાપણને આગળ ધરી સ્વાભાવિક પ્રાપ્ત થતા પ્રસંગોને સમતાથી ઝીલવામા આનાકાની કરે છે? શામાટે અનુકૂલ પ્રતિકૂલ પ્રસંગોમા એકરૂપ રહેતો નથી અને કલ્પનાની સૃષ્ટિથી કર્મ ઉપાર્જન કરી વૃથા દુઃખને વહોરી લે છે તથા સુખને વિદાયગીરી આપે છે? મનુષ્ય! હાથે કરી સંતાપ વહોરી લેનાર અજ્ઞાન! સમજ અને વિવેક કર કે તારી ભૂલજ તને તારૂં ભલુ કરતા અટકાવે છે. હવે તો તું ચેતી લે અને ચિત્તને ચેતાવી લે કે તને સુખનો સાચો માર્ગ મળી શકે તારા શ્રેય'નો માર્ગ શોધવો એ તારાજ હાથમા છે"

શ્રેણિક ભૂપાલે ભગવાનની દેશના સમ્યક્ રીતે શ્રવણ કરી. તેને

વસ્તુનો વિવેક સ્ફુર્યો અને અનુકંપા પલ્લવિત થઈ. પોતે હમણાજ સાહસથી નિર્દયતા આચરી આવ્યો છે તેનું તેને ભાન થયુ. નિકાચિત બંધવાળા આ રાજાને અત્યારે પદાર્થોની વિષમતા શ્રવણ કરતા સસારનો ત્યાગ કરે એવી સફલ વિરક્તતા તો ન જન્મી, પણ સંસારમા રહેલી કડવાશનો અનુભવ તો તે કરી શક્યો તેનો આત્મા શાતિથી શમી ગયો અને તેને લાગ્યુ કે અપરાધીના પગ પણ હું આવી નિર્દયતા કેમ દર્શાવી શક્યો ? અરે ! પણ શુ ચેલણા દૂષિતજ હતી ? ચેલણાને માટે તેની દૂષિતતાનો અનુભવ મને આવો ક્યારે પહેલા શુ થયો હતો કે આજ પહેલવહેલો છે ? ચેટકની પુત્રીઓ ધર્મજ્ઞ હોઈ દૂષિત હોય કે કેમ એ શુ વિચારવાનો પ્રશ્ન નથી ? કરવાનુ તો મે કરી નાખ્યુજ છે, પણ તે સદાને માટે ઉચિત માની લેવામા પણ કદાચ હું ભૂલતો નહિ હોઉં ? શાત થયેલા રાજાના હૃદયમા આવા આવા અનેક પ્રશ્નો ઉઠે છે અને તે તેના ચેલણાના સબધમા નિશ્ચિત કરાયલા હૃદયભાવને હચમચાવે છે, કારણ એ છે કે તેનુ હૃદય ઉપરથી તો નિશ્ચિત છે, પણ અદરથી છૂપી રીતે તે તેને ડખે છે અત્યારે ઈર્ષ્યામત્સરની સહાય ન હોવાથી એ ડખ જરા જરા તેના વિવેકને વધારતો જાય છે અને પોતાની ભૂલ તો નથી થઇ એની ખાત્રી કરવા તે કઈક એકાતનો લાભ લઇ સર્વજ્ઞ શ્રીમહાવીરને પૂછે છે કે, "ચેટકરાજાની પુત્રીઓ એકપત્ની કે અનેકપત્ની ? '

" રાજન્ ! મહારાજ ચેટકની પુત્રીઓ એકપત્ની છે. ચેલણા તારી ધર્મપત્ની છે ત્યા કોઈપણ જાતની શકા ન કર " શ્રેણિકના હૃદયભાવને જ્ઞાનદષ્ટિથી જોતા ભગવાને પ્રત્યુત્તર આપી તેના સશયને છેદ્યો.

ભક્તિમાન્ રાજા શ્રી મહાવીરના વચનને સાભળી ઠરીજ ગયો જો આ સમવસરણની ભૂમિ ન હોત તો તે તત્કાલ આઘાતથી દુનિયાને છોડી ચાલ્યો ગયો હોત કે છેવટે મૂર્છિત પણ થયોજ હોત. આજ પહેલા કદિપણ નહિ જણાયલા એવા સદ્ગુણો અત્યારે તે રાજાને ચેલણામા જણાવા લાગ્યા પોતાના સાહસને માટે તેને પશ્ચાત્તાપ થયો એટલુજ નહિ પણ તે છેકજ તેમા ઉતરી ગયો, કર્યુ ન કર્યુ કેમ બને એ વિચારે તેને નિરાશા ઉપજાવી, પણ ભગવાનના અતિશયે ધૈર્ય અને આશાને પ્રેરતા તે એકદમ કર્તવ્યતત્પર થયો. તેને લાગ્યુ કે હું તો

ભૂલ્યો પણ બુદ્ધિમાન પુત્ર નહિ ભૂલ્યો હોય. સર્વજ્ઞ ભગવાન શ્રી મહાવીરનાં વચનોપર પૂર્ણ વિશ્વાસુ રાજા ભગવાનને વંદનાદિ કર્યાબાદ ત્યાંથી ઉઠયો અને બની શકે તેટલા વેગથી તે નગરાભિમુખ જવા નીકળ્યો, ધાયો.

"કેમ! મારી આજ્ઞા બજાવી દીધી?" નગરીની સમીપ પહોચતા રાજાએ સન્મુખ આવતા અભયકુમારને ખેદભરી વ્યગ્રતાથી પૂછયુ.

"જી હા," અભયકુમારે જવાબ આપ્યો અને પછી તેણે બળતી જીર્ણ હસ્તિશાળાનું દૂરથી દર્શન કરાવ્યુ આ વખતે મંત્રી સાગીનેતે સમજી શકયો હતો કે પિતાની વૃત્તિઓમા પૂર્વનું રૂપ કાંઇક પલટાયુ છે, પણ તેણે વધારે સ્પષ્ટ થવાની ખાતર રાજનીતિની વિઘાતક એવી ઉતાવળ ન કરી

શ્રેણિકે જાણ્યુ કે અંતપુર બાળી નાખવામા આવ્યુ છે તેને અભયકુમારપર એકદમ તિરસ્કાર વછૂટયો અને ક્રોધવિવશ થઈ તે મંત્રીને સખત ઉપાલભભર્યા શબ્દો કહેવા લાગ્યો.

"અરે! પાપી! પોતાના જનનીવર્ગને બાળી તું શુ જોઇ જીવે છે? ભૂડા! બીજુ તો દૂર રહો પણ તને માઓનુ દાક્ષિણ્ય પણ ન આવ્યુ? તુંપણ ત્યા અગ્નિમા ઝંપલાવી કેમ ના બળી મુવો? જા, જા, તું તારૂં મુખ મને શુ જોઈ બતલાવે છે?"

"સ્વામિન્! આપ મહારાજાની આજ્ઞા મારે પાળવીજ જોઇએ. અન્યને પણ આપની આજ્ઞા સર્વથા પ્રમાણ કરવીજ પડે તો પછી મારાજેવા મંત્રીને માટે તો કહેવુજ શુ? મે આપની આજ્ઞા પાળી તેમા કાંઇ અનુચિત કર્યું નથી કે હું અગ્નિમા ઝંપલાવુ, વળી માગજેવા જિનેશ્વરના વચન સાભળનારને તે અગ્નિપતન કેમ ઉચિત હોય? છતા જો આપે તેવી આજ્ઞા ફરમાવી હોત તો હુ તેમપણ કરત, પણ આપે તેમ તો મને આજ્ઞા ન આપી હતી. હવે મારેમાટે એજ ઉચિત છે કે હું સમયે સંયમને સ્વીકાર કરૂ." અભયકુમારે ઠેકઠેકાણે રાજાના ઉપાલભ અને ધીક્કારનો જવાબ આપ્યો.

શ્રેણિકથી હવે પુત્રના ઉત્તરની સામે કાંઈપણ બોલાય તેમ ન રહ્યું હતુ, કેમકે તેની પોતાનીજ સર્વથા ભૂલ હતી આ કાર્યમા અભયકુમાર તો ફક્ત ચીઠ્ઠીનો ચાકર હતો એમ તે સમજે છે, તેથી તેણે પોતાનો અભયકુમારપરનો ક્રોધ શમાવ્યો,

"મારી આજ્ઞાથી પણ આવું અકાર્ય તે કેમ કર્યું!" અભય-કુમારની બુદ્ધિને હવે આવો દીનતાભર્યો ઉપાલંભ દેતાં શ્રેણિક રાજા તત્કાલ મૂર્છા પામી ધરણીપર ઢળી પડયો. અભયકુમારે આ વખતે ચંદનાદિના શિતલ ઉપચારો કરી રાજાને સચેતન કર્યો અને તેણે શોકાકુલ પિતાની આગળ ખુલાસો કરી દીધો.

" પિતાજી ! અંતઃપુર સહીસલામત છે. દૈવવશાત્ આપે મારા જનનીવર્ગપર અકૃપા કરી મને તેનો નાશ કરવાનું ફરમાન કર્યું, પણ હું આપની એ આજ્ઞા વગર વિચાર્યે ન કરી શકું, અને તેથી મે સમય વીતાવવાની ખાતર જીર્ણ હસ્તિશાળાને બાળીને નાશ કરવા વિચાર્યું પણ અંતઃપુરને તો એમજ રહેવા દીધુ છે આપ મારા તે અપરાધની ક્ષમા કરો ' મંત્રીએ ખુલાસો કરવામા અપરાધ ક્ષમાવવાની રીતિએ પોતાની સર્વથા આજ્ઞાંકિતતા સ્વીકારી વિનીતભાવ જણાવ્યો.

શ્રેણિક અભયકુમારનો આ ખુલાસો શ્રવણ કરી આનંદિત થયો અને તેણે ધન્યવાદ પુરઃસર કહી નાખ્યું.

" અભય ! તું પુત્ર છે બુદ્ધિમાન છે મારે શિર આવતા કલંકને તે તારી અપૂર્વ બુદ્ધિથી અટકાવ્યુ છે. તને હું શા શા પારિતોષિકોથી નવાજી લઉં ? "

આ વખતે શ્રેણિકે અભયકુમારને પુરતા પારિતોષિકો આપી પોતાનો પ્રેમ અને આદર જણાવ્યો અને હવે તે રાજા અંતઃપુરમા જઈ ચેલણાને પોતાનો પ્રેમ પૂર્વના કરતા શતગુણ સહસ્રગુણ દર્શાવવા ભારે આતુર થયો હતા એકદમ ત્યાથી સીધોજ અંતઃપુરમાના ચેલણાના આવાસે ચાલ્યો ગયો

પ્રિયવાચક ! ચાલ, આપણે પણ અંતઃપુરમાના પટ્ટરાણીના પ્રાસાદમા જઈએ અને શ્રેણિકના આજના અપૂર્વ વ્હાલને નિરખતાપૂર્વક ' તેનુ આ રીતમા શુ થશે ? ' એ શબ્દોનુ યોગ્ય સમાધાન મેળવીએ તથા શ્રેણિકનો પ્રસાદ જોઇએ.

---

# પ્રકરણ ૨૭ મું.

## કસાયલા પ્રેમનાં વ્હાણાં કે પાતિવ્રત્ય પ્રભાવ.

" વ્હાલા ! પ્રાણનાથ ! આજ તો તમારું વ્હાલ કોઈ અનેરૂંજ જણાય છે ! " ચેલણાએ પોતાનું વદનકમલ પતિના મુખતરફ અર્પતા ભારે પ્રણયથી હસતા ચ્હેરે કહ્યું. ચેલણા એ હાલ પ્રૌઢા છે. તેણીએ અત્યાર પહેલા પતિના પ્રેમનુ નવનવલીરીતે પાન કરેલુ છે ગમે તેવા પ્રસગોમાએ તે ક્યારે પણ અપમાનિત થઈ નથી, એટલુંજ નહિ કિન્તુ તેણીએ ક્યારેપણ પતિને પોતાનાપર ન્યૂનાદર થયો નિહાળ્યો નથી. રાજાએ તેને નિરતર એક દેવીના જેમ પ્રેમના તાજા પુષ્પોથી પૂજી છે અને તે તેને સ્વકીય અતપુરનુજ સર્વસ્વ નહિ કિન્તુ પોતાના આખા રાજ્યનુ સર્વસ્વ માને છે. પતિનો પોતાનાપર કેવો પ્રેમ છે એ ચેલણા સારી રીતે સમજતી હોવાથી તેનુ હૃદય સદા આભારથી ભરેલુ હોઈ, તે તેના બદલામા પોતાનો પ્રણયપ્રવાહ પતિના તરફ અપૂર્વરીતે વહેવરાવી તેમા તેને સ્નાન કરાવી સદા રસનિમગ્ન કરી નાખે છે તેનામા એવી કોઈ જાતની વાસ્તવિક રમણીયતા રહેલી છે કે જે અત્યારે આ પ્રૌઢાવસ્થામા પણ નવોઢાની નવીનતા દર્શાવી શકે છે. આજના પ્રાત કાલમા તે પતિથી રસભરરીતે છૂટી પડી નથી, તેને પતિમુખદર્શન સિવાયનો આજનો દિવસ અણગમતો લાગે છે, સ્વય તે અણગમતો કરી રહી છે, પણ તેવામા સમાચાર સાભળ્યા કે મહારાજા અતપુરમા પધારે છે એકદમ તે આનન્દિત થઈ, હર્ષોલ્લાસમા આવી અને તેણીએ તેના રમણીય પ્રાસાદમા પધારતા શ્રેણિકનું સ્નેહસ્વાગત કર્યું; આજના તેના સ્વાગતમા વિશેષ રસ અને નવલી સસભ્રમતા હતી. અહિ શ્રેણિકે પધારી તત્તજ પોતાના માટે તૈયાર સ્થાપી રખાયલા એક પહોળા સુંદર સિહાસનપર સ્થાન લીધુ અને દષ્ટિપ્રક્ષેપમાત્રથીજ દાસીવર્ગ ખસી જતા ચેલણા પતિની અર્ધાગના બની, તે પતિથી અર્ધાગના બનાવાઈ તે કારણ સમજી શકી નથી—શ્રેણિકનુ નિરતરનુ મતવ્ય હતું કે ચેલણા એ જાત્યસુવર્ણ છે, પણ આજે તેમા તેને સશયનુ નજીવુ કારણ મળતા તેણે તે કૂટસુવર્ણ છે એમ કલ્પના કરી અને સર્વજ્ઞના

વચન કસથી ખાત્રી કરી લીધી છે કે, પોતે પોતાની કલ્પનામા સર્વ-થા જૂઠો અને નિર્દય હોઈ સદાને માટે પ્રાણપ્રિય સતી સ્ત્રીને ગુમા-વી દેતા પુણ્યબલે બચી ગયો છે, અને આથી તે આજે ચેલણાની પ્રાપ્તિ એકવાર નવેસરથીજ માનતો હોઈ, સુજ્યેષ્ઠાને, વાસ્તવિકરીતે ચેલણાને લેવા વૈશાલીએ ગયો હતો ત્યારે તેનામા જે આતુરતા હતી તેથીયે વધારે આતુરતાથી અહિ ચેલણાના આવાસમા આવ્યો છે અને તે વખતે તેને ચેલણામા જે નવરૂપતા ભાસી હતી તેથીયે અત્યારે વધારે નવરૂપતા ભાસે છે, વિશેષમા અત્યારે તે તેને પોતાના પ્રસા-દથી નવાજિત કરી કરેલા ઘાતકી અપરાધને પ્રક્ષાલન કરવાપૂર્વક રંજિત કરવા ચાહે છે, શ્રેણિકના પ્રેમ અને પ્રવર્તનમા નવીનતા આ-ણવાને કારણભૂત એવી આ સર્વ પરિસ્થિતિ ચેલણાને વિદિત નથી-તોપણ તેને પતિના પ્રેમ અને પ્રવર્તનમાં આજે કોઈ જાતની વિશે-ષતા છે એમ સહજ સમજાઈ ગયુ છે અને તેથી તેણે પોતાના પ્રણ-યભાવમા એવીજ જાતના કથનને ઉતાર્યુ છે, કે જેનો આપણે ઉપર ઉલ્લેખ કરી ગયા.

"ના, ના, એમ તો કાંઈ નહિ" કહીને શ્રેણિકે તેના કોમલ કપોલ સ્થલપર પ્રેમ પ્રકટન કર્યું. તે મનમા કંઇક સશંક થયો કે અંતપુર દહન કરવાની માગી આજ્ઞાના સંબંધમા આને પુરતી મા-હિતી મળી ચુકી હશે માટેજ તે આમ બોલી રહી છે તેણે એકવાર ફરીથી ચેલણાના મુખનુ અવલોકન કર્યું અને તેની દષ્ટિસાથે દષ્ટિ મે-ળવી સદૈન્ય કહી નાખ્યુ, "પ્રિયે આજ હુ અપરાધી છુ" પણ આ બોલતાની સાથે તેણે ચેલણાના કપોલસ્થલને ભારે પ્રેમાદરથી પોતાના વક્ષસ્થલ સાથે આલિંગ્યા કે જેથી તેની આંખમાથી દીનતાનુ ગાન જેવુ જોઈએ તેવુ ચેલણા કરી શકી નહિ શબ્દગત દીનતાને માટે તો તેને લાગ્યુ કે આજ પ્રાતમા મને બોલાવ્યા સિવાય ચાલ્યા ગ-યા માટે તેઓ આમ બોલે છે, અને તેથી તેણે તે વિષે કાંઈપણ ન ગણકારતા શ્રેણિકની ધાર્મિક પ્રવૃત્તિપર પ્રેમોપાલંભપૂર્વક મજાક કરતા ધર્મોત્તેજનનો માર્ગ ખોલ્યો

"ભગવાન મહાવીરને વંદન કરવા આમ એકલાજ ચાલ્યા જાઓ અને મને ન લઈ જાવો એ અપરાધ તો ખરોજ ને ? જુઓ તો ભગવાનનેયે સ્વાગ કરી લેવા છે ! મને મુકીને

એકલાજ મુક્તિમાં આવ્યું જવુ જણાય છે, પણ એમ તો હું જવા દઉં એવી ક્યાં છું? ત્યાયે હું તમારો પાલવ પકડી સાથેજ આવીશ, પછી? બોલો, હવે ભોળી સમજીને મને ઠગશો કે?" ચેલણાએ કાંઇક તીરછી ઉંચી નજરે પતિનું મુખ નિહાળતા કહ્યું. અત્યારે તેના મુખકમલમાં ભારે મુગ્ધતા અને નિર્દોષતા સ્ફુરી-તરવરી આવી હતી, તેને જોતા રાજા પોતે પોતાના અપરાધ માટે ઝંખવાયો અને ચેલણાની રમુજનો જેવો જોઇએ તેવો રમુજભર્યો પ્રત્યુત્તર ન વાળી શક્યો, એટલુજ નહિ કિન્તુ તે અંદરથી ખિન્ન થતો જણાયો. ચેલણા ચેતી ગઈ કે પતિના હૃદયમાં કોઈ ખાસ મહત્ત્વના પશ્ચાત્તાપે સ્થાન લીધુ છે, પણ તેની તર્કબુદ્ધિમાં આવ્યુ નહિ કે તેમનાથી મારી વિરૂદ્ધ એવુ શું આચરાયુ છે? હવે તેને પતિના હૃદયગત શું છે એ જાણવાની જિજ્ઞાસા થઈ તેણે પોતાની દિશા બદલી

"કોણ જાણે તમારા હૃદયમાં શું છે? હું તો કાંઇયે સમજતી નથી." ચેલણાએ પોતાનુ અજ્ઞાન દર્શાવવાપૂર્વક કાંઇક ગંભીરતાથી કહ્યું

"પ્રાણપ્રિયે! મે સત્યજ કહ્યુ છે કે હું તારો અપરાધી છુ, મહાન અપરાધી છુ કેમ, ક્ષમા આપીશ ને?" શ્રેણિકરાજા ચેલણાના સતીત્વ આગળ નમ્ર થઈ જતા બોલ્યો તેને લાગ્યુ કે મારી નિર્દય આજ્ઞાવિષે ચેલણા કાંઈપણ જાણતી નથી, તોપછી તેને હું તે જણાવવા કેમ કરીને ધૃષ્ટતા કરી શકુ? પણ તેના પ્રેમના આવેગે તેને કુદરતી રીતે મદ્‌ભાવ બોલવાનન્દ પ્રેર્યો અને તેમાં ધૃષ્ટતા આવી વાકવાનો સંભવજ ન રહ્યો સદ્‌ભાવભાવિત હૃદયમાં જ્યા પૂર્વકૃત લાખો અપરાધો ધોવાઈ જાય છે, ત્યા બિચારી ધૃષ્ટતા ધૃષ્ટતાના રૂપે રહી શકેજ કેમ? "દેવિ! હું તારી ક્ષમા યાચુ છુ" તેણે સદ્‌ભાવથી ક્ષમા પણ યાચી લીધી.

"પણ શાની ક્ષમા? અને એવુ તે શુ છે! પ્રાણનાથ! તમે મને હસતા હો એમ આ કાંઇક મજાક કરાય છે કે શુ?" કાંઇપણ ન સમજતી ચેલણાએ ગુંચવાડામાં પડી પોતાની ભારે જિજ્ઞાસા જાહેર કરી અને અંતે શ્રેણિકનું પ્રેમહૃદય પોતાની મેળેજ ખુલ્લુ થઈ ગયુ. તેણે રાત્રિના પ્રસંગથી લઈ અત્યારસુધીની સર્વ વાતો પ્રાણપ્રિયા ચેલણાની પાસે સ્પષ્ટ કરી નાખી અને કહી દીધુ કે; "પ્રિયે! હું આ અપરાધને માટેજ ક્ષમા યાચી રહ્યો છુ."

હવે ચેલણાને સ્પષ્ટતયા સમજાયુ છે કે પતિની સર્વ પ્રવૃત્તિમાં શુ મર્મ હતું ? પણ તેથી તેના મનમાં કોઈ જાતનો વિકાર થયો નહિ, સિવાય કે પોતે અનવસરે સહિષ્ણુ સ્મૃતિજન્ય વાક્ય ઉચ્ચાર્યું હતું તે ઠીક કર્યું નહિ એમ પશ્ચાત્તાપ થયો.

"પણ તેમા મો મારી ભૂલ છે ? જો હુ અવસરનો વિવેક કર્યો સિવાય પ્રવર્તી મારે તે વખતે આખુ વાક્ય સ્પષ્ટ ઉચ્ચારવુ જોઈતું હતું કે, 'મુનિનું તેની શીતમા શુ થશે ?' પણ મે તેમ કર્યું નહિ તેના પરિણામે આવો પ્રસગ ઉપસ્થિત થઈ ગયો, તો નાથ! આમા આપનો શો અપરાધ ગણાય ?" ચેલણાએ આર્યસ્ત્રીને છાજતા પાતિવ્રત્યનુ દર્શન કરાવ્યુ ધન્ય છે, તારા સતીત્વ અને આર્ય સરલ સ્વભાવને ! સ્ત્રીઓને માટે કહેવામા આવે છે કે તેઓ "**મનસ્યન્યદ્ વચસ્યન્યત્ કાયાયામન્યદેવ ચ**" હોય છે, પણ તેના અપવાદો આ આર્યસમાજમા કાઈ ઓછા નથી બલ્કે તેઓને ક્ષુદ્રપ્રકૃતિની ગણવામા આવતી હોય પણ તઓના હૃદયની ભાવનાની વાણીએવાર ઉદારનરોને પણ ચકિત કરી નાખતી જણાઈ છે અવસર તેઓ કેટલી ઉદાર હોય છે તે આપણને ચેલણાના ઉદાહરણથી સમજાયા વગર રહે તેમ નથી શ્રેણિક ! તારી ભૂલનો તુ પશ્ચાત્તાપ કરે અને ચેલણાને અત્યારે શતગુણ આદરથી અને પ્રેમથી વધાવી લે તે યથાર્થજ છે. ખરેખર, તારૂ પ્રેમપાત્ર એ નિર્મળ આદર્શ છે કે જે પોતાનામા તારા અપરાધનુ પ્રતિબિંબ ગ્રહણ કરી તને સ્વચ્છ બનાવવા પ્રયત્ન કરે છે આજ કારણથી તું તેની જેટલી તારીફ કરે તેટલી ઓછીજ છે બલ્કે તુ તેમ બોલી જા કે,

"પ્રાણેશ્વરી ! તારો પ્રેમ અને પાતિવ્રત્ય અખડ છે તે તારી સ્વેચ્છાએ અત્યારસુધી ક્યારેપણ ભૂલ કરી નથી અને ભૂલ કરે તેમ પણ નથી આજે તું તારા અવિવેકનો ભોગ થઈ પડી હોત એમ નહિ, પણ કદાચ મારા સાહસનો ભોગ થઈ પડી હોત એ ખુલ્લુજ છે, છતા તારૂ ઔદાર્ય મને નિર્દોષ જણાવી સદાનો આભારી કરી મુકે છે હુ જાણુ છુ કે તારી ઇચ્છાઓ અને આશાઓ સદા મારા હૃદયને અનુસરીનેજ પ્રવર્તે છે, છતા હુ આમ શંકાયો તો તેમા કાઈ દેવી ગૂઢ રહેલુ હશે પ્રિયે ! આવુ કારણ ઉપસ્થિત ન થયુ હોત તો ભગવાન શ્રીમહાવીરના મુખે

તારી મહત્તા વર્ણવવાની એળ ક્યાંથી આવી હોય ? હું વિસ્તર તારૂં પાતિવ્રત્ય અને મહત્તા સમજીજ રહેલો હતો. પણ આજે તેમા મને જે શ્રદ્ધા જાગૃત થઈ છે તે તો કોઈ નવલીજ છે એ બધુ પ્રસંગનુંજ પરિણામ છે. વ્હાલિ ! તે તારા પ્રણયભાવથી કેવલ આલોકજ નહિ પણ મારા પરલોકને પણ સુધાર્યો છે. મારા સંસ્કારોને સુધારી અનાથીમુનિની અનાથતાને જોવાપર્યંત લાયક કરવામા તેં જે કાંઈ પ્રયત્ન સેવ્યો છે અને ધીરજતા દર્શાવી છે તે, હે પ્રિયે ! ભવોભવ ન વિસરાય તેવા છે. આ સર્વના બદલાતરીકે હું શુ કરૂં ! હું તને કેવી રીતે પ્રસાદિત કરૂં ?" શ્રેણિકે આ સર્વ બોલતા 'અનેકધા ઇંગિતો અને ભાવોથી પોતાનો પ્રેમ વહતો કરી દીધો. આ પછી તેઓ રસના સાગરમા ડૂબકી મારતા, આનંદિત થતા શ્રેણિકે સ્વપ્રસાદતરીકે જણાવ્યુ કે "પ્રિયતમે ! તારા માટે હું અલ્પસમયમાજ ઉપવનથી શોભિત એવો એકસ્તંભી મહેલ તૈયાર કરાવીશ" હસતા ઉમેર્યું કે, "ત્યાં આકાશમા વિચરતી દેવી તને બનાવીશ"

મહારાજા શ્રેણિક અભયકુમાર મંત્રીને કહી કેવી રીતે આ પ્રાસાદ કરાવરાવે છે તે હવે આપણે આગળ જોઇશુ

---

## પ્રકરણ ૨૮ મું.

### એક સ્તંભી મહેલ અને શ્રદ્ધાની કસોટી.

શ્રેણિકે ક્યારનુ નક્કી કરી દીધુ છે કે ચેલણાને માટે એકસ્તંભી પ્રાસાદ તૈયાર કરાવવો અને તે એવો તૈયાર કરાવવો કે જે એક દેવતાઇ વિમાનની સાથે સ્પર્ધા કરી શકે અન્ય રાણીઓના કરતા ચેલણા પોતાને વધારે પ્રેમપાત્ર છે એ દર્શાવવાની તેને અત્યારે ભારે હોશ હતી અને તે હોશ પુરવાને તે ઘણો ઉતાવળો થઇ રહ્યો છે તેણે વિચાર્યુ કે અભયકુમાર સિવાય અન્ય કોઈ આવો મહેલ અતિશીઘ્રતાથી બંધાવી શકે નહિ અને તેથી તેણે મંત્રીનેજ આજ્ઞા કરી કે; "અભય ! તું મારા મનની ઇચ્છાઓ જાણતો હોવો જોઇએ કે હું ચેલણાને માટે એકસ્તંભીયા મહેલને બનાવવા ચાહું છુ"

"આપની જેવી આજ્ઞા" કહી અભયકુમારે પિતાની આજ્ઞા શિરસા ઉઠાવી લીધી. અને તેણે તત્કાલ એક સારા સૂત્રધારને બોલાવી પ્રાસાદને યોગ્ય સ્તંભ મેળવવા અટવીમા મોકલ્યો કે જ્યા જેવુ કાષ્ટ મેળવવું હોય તેને યોગ્ય મહાન વૃક્ષો રહેલા છે. આ સુતારે અટવી-માના એકેએક વૃક્ષોને તપાસવા માડયા અને અંતે તેના જોવામા એક મહાન, આવા પ્રાસાદના સ્તંભને યોગ્ય એવું વૃક્ષ નિહાળ્યુ, પણ તેણે વિચાર કર્યો કે આવુ પલ્લવિત, વિશાલ શાખાઓ તથા પ્રશા-ખાઓથી શોભિત, ઘેરાવાદાર, સચ્છાય અને સ્થૂલરકંધાદિવાળુ વૃક્ષ કદિપણ નિર્દૈવત હોઇ શકે નહિ, માટે હું તેના અધિષ્ઠાયકને આરાધી પ્રસન્ન કરી પછી આ વૃક્ષને છેદુ, કે જેથી મને તથા મારા સ્વામ્યા-દિને કોઇ દૈવી ઉપદ્રવ નડે નહિ. તે ઉપવાસાદિપૂર્વક ધૂપાદિથી વૃક્ષા-ધિષ્ઠાયકને આરાધવા બેઠો. તેની એકાગ્રતાએ અને અભયકુંમારાદિના પુણ્યે વ્યંતર, કે જે તે વૃક્ષનો આધષ્ઠાતા હતો તેને આઠ્પ્યો.

"મારા વૃક્ષને છેદવા આપ પ્રયત્ન ન કરો. આપને એકસ્તંભી મહેલની જરૂરાત છે તો તે હું શીઘ્રતાથી બહુજ સુદર રીતે પુરી પાડીશ." આકર્ષાયલા વ્યંતરદેવે મંત્રીશ્વરને કહ્યુ. હવે અભય-કુમારે આ વાતથી અત્યંત ખુશ થઈ તે વૃક્ષને છેદવાનું કાર્ય માડી વાળતા સૂત્રધારને પાછો બોલાવી લીધો. આ વ્યંતરદેવે પોતાના કથ-નાનુસાર એકસ્તંભી દિવ્યપ્રાસાદ બનાવી આપ્યો, એટલુજ નહિ પણ તેની ફરતું નંદનવનના જેવુ ઉદ્યાન પણ બનાવી આપ્યુ, કે જેમા એકી સાથે છએ ઋતુઓ સરખીજ રીતે પ્રવર્તમાન રહેતી હતી

આવી રીતે આ પ્રાસાદ તૈયાર થઈ જતા અભયકુમારે શ્રેણિક મહારાજાને ખબર આપ્યા. આટલી શીઘ્રતાથી આ કાર્ય કેવી રીતે કરાયુ એ વિચારતા રાજગૃહીના અધિપતિને પ્રથમ તો ઘણુંજ આશ્ચર્ય થયુ, પણ અંતે મંત્રી તરફથી તે વાતનો ખુલાસો મળતા તેને મંત્રીની બુદ્ધિ અને પુણ્યપ્રાગ્ભારપર અત્યંત સન્માનની વૃદ્ધિ થઈ અને તે મંત્રીની સાથે આ દિવ્ય પ્રાસાદને નિરખવા ગયો પ્રાસાદમા સુદર કારીગરી અને અદ્ભૂત ચિત્રકળા તથા તેની નમૂનેદાર દિવ્ય બાંધણી એ સર્વને જોતા શ્રેણિકરાજા જેટલો આશ્ચર્યમુગ્ધ થયો તેટલો પ્રસન્ન પણ થયો, વિશેષમા સર્વર્તુક ઉદ્યાનને જોઈ તેના આનંદનો પાર રહ્યો નહિ. હસતા બોલાયલું તેનુ વચન વધારે વાસ્તવિક રીતે ખરૂં પડયુ

છે, કેમકે તેણે ચેલણાદેવીને અહિં દિવ્યજ પ્રાસાદમા સ્થિતિ કરાવી નંદનવનસમા ઉદ્યાનમા વિહરતી કરી છે.

અભયકુમાર મંત્રીશ્વરના મહામંત્રભર્યા કારભારા નીચે ન્યાય નીતિથી રાજ્યનું પાલન કરતો પ્રતાપી મહારાજા શ્રેણિક અહિં ચેલણા-દેવીના પ્રાસાદમા વધારે સમય ગાળતો છતો તે યથાવસરે ધર્મ, અર્થ અને કામ ત્રણે પુરૂષાર્થને સાધે છે. તેઓ આ દિવ્ય ઉદ્યાનમાથી સ્વહસ્તેજ દિવ્યકુસુમો વીણી તેનો ધર્મ અને કામ પુરૂષાર્થમા ઉપયોગ કરે છે, કળાચાતુર્યના પુરતા ઉપયોગપૂર્વક ગુથાયલી પુષ્પમાલાઓથી તેઓ શ્રીજિનેશ્વરનાં અને પરસ્પર એક બીજાના અગોને પૂજી, અલંકૃત કરી પરલોક અને આ લોકને સફલ કરે છે. ચેલણા! તારૂ સૌભાગ્ય નિઃસીમ છે' તેં તારા વૈદગ્ધ્ય અને ચાતુર્યથીજ કેવલ નહિ પણ ધર્મ્ય પૂનીતતાથી પતિને સ્વાધીન કરી લીધો છે તું અત્યારે પતિને કેવી કેવી રીતે ધર્મ અને કામમા દોરી રહી છે' તુ પૂજાભક્તિમા અને વનવિહારમા વ્હાલાને કેવો રસ સમર્પી રહી છે' સતિ' તેં તારા સતીત્વથી પોતાને અને પતિને પૂનીત કરી શોભાવ્યા છે. ચેલણા! અત્યારના તારા સુખો અને મહિમા અવર્ણ્ય છે આજે આખા મગધમા તારૂં બાહ્ય આભ્યતર સૌંદર્ય ઘેર ઘેર ગવાય છે તે ચ્હાતા શીખી પતિને ચ્હાતા શીખવ્યુ છે એ આદર્શ આર્યસંસાર કદિપણ ભૂલી શકે તેમ નથી હજીપણ તુ પતિને તારા લીધેલા માર્ગમા વધારે આગળ દોર અને વધારે પ્રસાદપાત્ર થા.

અસ્તુ, શ્રેણિકરાજા પોતે શુદ્ધ સમ્યક્ત્વી અને અભયકુમાર મત્રી પરમશ્રાવક હોવાના કારણે, 'યથા રાજા તથા પ્રજા' એ ન્યાયે હાલ મગધદેશની પ્રજામા શ્રીમહાવીરનો ઉપદેશ એકસરખો પસરી રહ્યો છે. રાજકુમારો અને ધનાઢ્યોના પુત્રો જોતજોતામા ગૃહવાસથી વિરક્ત થઇ સયમનો સ્વીકાર કરે છે. રાજગૃહીના રહીશોના તો ધન્યભાગ્ય છે કે તે પુરી વારવાર શ્રીવીરના ચરણોથી અલકૃત અને પૂનીત થાય છે. રાજા શ્રેણિક પણ કૃતપુણ્ય છે કે તેને પોતાને વારંવાર સેવા અને શ્રવણનો લાભ મળે છે. તે ચેલણાને સાથે લઈ ભારે મહોત્સવ અને આડબરથી શ્રીભગવાનને વંદન કરવા જાય છે. તેના રોમેરોમમા શ્રીવીતરાગ અને તેમનો ઉપદેશ રમી રહ્યો છે. તેનું આસ્થ-મજ્જાગત થયેલું આસ્તિક્ય સદા શ્રીવીરની ભક્તિથી ઉલ્લસિત છે,

યાવત્ તેના સમ્યક્ત્વની તારીફ ઇંદ્રે પણ પોતાની સભામાં કરી એવો તે દૃઢચિત્ત છે.

આવા સમ્યક્ત્વગુણથી અલંકૃત શ્રેણિકની પરીક્ષા કરવા સારૂં એક દર્દુરાંક નામનો દેવ, કે જેણે શ્રેણિકના સમ્યકત્વની ઇંદ્રે કરેલી પ્રશંસાને ન સહ્દહી, તે દેવલોકથી રાજગૃહીના ગુણશિલ ઉદ્યાને શ્રીવીરના સમવસરણમા ઉતરી આવ્યો. આ વખતે ભગવાન દેશના દઈ રહ્યા હતા અને શ્રેણિક ભારે શ્રદ્ધાથી તે પીયૂષનું પાન કરી રહ્યો હતો. આવેલો દર્દુરાંક દેવ શ્રેણિકના દેખતા ગોશીર્ષચંદનથી ભગવાનના ચરણ-કમલ ચર્ચવા લાગ્યો, કે જ્યારે તેણે પોતાની દિવ્યશક્તિથી શ્રેણિકને એવીરીતે મતિમોહ ઉપજાવ્યો કે તે કુષ્ટી હોઇ પોતાના દુર્ગંધ પરૂથી ભગવાનના પાદનું વિલેપન કરી રહ્યો છે શ્રેણિકે તેની કરેલી આવી આશાતનાથી કોપાયમાન થઈ દેશનાતે તેને પોતાના સુભટોથી રોક્યો, પણ તે દેવ પોતાનું દિવ્ય સ્વરૂપ દર્શાવતો આકાશમા ઉડ્યો આથી આશ્ચર્યચકિત થયેલા તે રાજાએ ભગવાનને પૂછ્યુ કે "આ કોણ છે અને એણે આપને દુર્ગંધી વિલેપન કા કર્યુ ?"

"રાજન્! એ કોઇ મનુષ્ય નહિ, પણ વાવડીમા પનીહારીઓના મુખથી અમારૂ આગમન સાભળી જાતિસ્મરણ જ્ઞાન થતા ભાવપૂર્વક અમને વન્દન કરવાને આવતા અને રસ્તામા તારા અશ્વના ખુરથી ચગદાઇ જતા એવા દેડકાનો જીવ, હમણાજ નવીન ઉત્પન્ન થયેલો દર્દુરાંક દેવ છે તેણે પરૂથી નહિ પણ ગોશીર્ષચંદનથી અમારા પાદ વિલેપ્યા છે, અને તેથી તેણે અમારી કાંઇપણ આશાતના કરી નથી રાજન્! તને જે કાંઈ આશાતના જણાઈ છે તે કેવલ દૃષ્ટિમોહજન્ય છે પણ વાસ્તવિક નથી તેણે, દેવલોકમા ઇન્દ્રે કરેલી તારી ભક્તિની પ્રશંસા કેટલી વાસ્તવિક છે એ પરીક્ષા કરવા ખાતર, તારી અમાગપરની ભક્તિનુ માપ લેવાને તેવો આશાતનાનો દેખાવ કર્યો છે વળી છીંક ખાતા તેણે મને 'મરો' એમ કહ્યુ, જ્યારે તને 'જીવો', અભયકુમારને 'જીવો વા મરો' અને કાલસૌકરિકને 'ન જીવો ન મરો' એમ કહ્યુ, તેપણ કાંઇ મારી આશાતના કરી નથી, કિન્તુ યથાર્થજ કહ્યુ છે; કારણ કે હુ અહિથી મુક્તિમા જઇશ માટે તેણે મને મરવાનું કહેતા મુક્તિ જવાનુ સૂચવ્યુ, જ્યારે તુ મૃત્યુબાદ નરકમા જવાનો છે અને અભયકુમાર અનુત્તર દેવલોકમા જવાનો છે તેથી અહિઆ સૌખ્યને

ભોગવતા તને જીવવુજ અને ધર્મને આરાધતા અભયકુમારને જીવવું મરવુ ઉભય એ અનુકૂલ હોવાથી તેણે તેમજ સૂચના કરી, કાલસૌકરિક તો અહિં જીવતો સર્વથા પાપતત્પર છે અને મરતા નરકમા જવાનો છે માટે તેને તો બન્ને અનુકૂલ ન હોવાથી બન્નેનો નિષેધજ તેણે અભિનદ્યો." ભગવાન મહાવીરે શ્રેણિકના પ્રશ્નનો પ્રત્યુત્તર આપ્યો.

આ પછી શ્રેણિક ભગવાનને વદનાદિ કરી રાજગૃહી પ્રતિ પાછો ફર્યો ત્યા રસ્તામા દર્દુરાક દેવે જૈનમુનિને જાળથી મત્સ્યાદિ પકડતા દર્શાવ્યા અને સાધ્વીને ગર્ભવતી દર્શાવી, પણ શ્રદ્ધાળુ તે રાજા શ્રદ્ધાથી લેશપણ ચલિત થયો નહિં. તેણે વિચાર્યું કે યથાર્થ જૈનસાધુ અથવા સાધ્વી કદિપણ આવા આચરણવાળા હોઇ શકેજ નહિ, માટે આ કોઇ આવા રમણીયે વેશનાચે અનાર્ય પ્રવૃત્તિ કરનારા હોવાથી તેઓમાં યથાર્થ સાધુતા છેજ નહિ, છતા બાળજીવોને શ્રદ્ધામા હાનિ ન પહોચે તેથી તેમને તેમ કરતા અટકાવવા, ગોપવવા એ મારી ફરજ છે, પણ આ સિવાય અન્ય વિચારમા તે ન ઉતર્યો દેવના શ્રેણિકની આવી સ્થિરતા, શ્રદ્ધા, સુવિચારતા અને ભક્તિ ઇત્યાદિક જોઇ અનહદ સતુષ્ટ થયો તેણે પ્રગટ થઇ શ્રેણિકના શ્રદ્ધાબલાદિની પ્રશસા કરી અને તેને એક અષ્ટાદશચક્ર હાર તથા બે ગોલકો, કે જેમાના એકમા બે કુડલ અને બીજામા બે ક્ષૌમવસ્ત્ર હતા તે આપ્યા દેવ અન્તર્ધાન થઈ ગયો અને શ્રેણિક પોતાના રાજમહાલયે પહોચ્યો.

ધન્ય છે તે મહાશયોને ! કે જેઓનો સત્યના પર આટલો બધો આગ્રહ હોય છે શ્રીમહાવીરના સત્યો અચલ છે કોઇ ગમે તેવાના યથેષ્ટ આચરણથી તેને કાઇ લેવા દેવા નથી એ સત્યોથીજ જગતનો ઉદ્ધાર થતો આવ્યો છે અને થશે માટે તેનાપર શ્રદ્ધાથી નિર્ભર રહેવું એ સર્વની ફરજ છે, કે જેરીરીતે આ આર્હત રાજા રહ્યો

અસ્તુ, રાજા શ્રેણિકે, જેમા શુ છે તેની ખબર નથી એવા તે બે ગોલકો નદાને આપ્યા અને પેલો રમણીય હાર તેણે સ્વહસ્તેજ ચેલણાદેવીના કઠમા પહેરાવ્યો આ સમયના શ્રેણિકના પ્રેમનુ અને ચેલણાના સાૈભાગ્યનુ વર્ણન કરી અમે પુનરુક્તિ કરતા નથી, પણ વાચકો સમજશે કે એ પ્રેમ અને સાૈભાગ્ય અત્યારે નિરવધિક હતા. "પતિ પોતાને આવું શુ આપે છે," એમ ઇર્ષ્યાથી ગોલકોને સ્તંભની સાથે કોપથી અફળાવતા નન્દા કુડલ અને ક્ષૌમયુગ્મ પામી

અને તે સંતુષ્ટ થઇ. ચેલણા તો સદા સંતુષ્ટજ છે, તોપછી તેને માટે સંતુષ્ટ થવાનું ક્યાથી હોય? છતાં પણ કહીશું કે તે દિવ્યહારથી અતિ બહુ સંતુષ્ટ થઈ છે અને એ સંતોષના શિતલ ઝરણાથી રાજાને અધિકાધિક શિતલ કરી રહી છે તથા પોતાનો અને પતિનો સંસાર વધારે દિવ્ય બનાવી રહી છે. આપણે અહિંઆ તેમને તે દિવ્ય સુખની લ્હેજતોમાજ છોડી હવે અભયકુમાર તરફ વળીશુ.

---

## પ્રકરણ ૨૯ મું.

---

### અભયકુમારની દીક્ષા.

મંત્રીશ્વર અભયકુમાર એ શ્રેણિકના રાજ્યનો સંચાલક છે, અને તેથી તેને હાલ રાજ્યના એકેએક કાર્યોમા ભાગ લેવો પડે છે; પણ હૃદયથી તે નિરીહ છે તેણે પોતાની અગાધબુદ્ધિનો ઉપયોગ કેવલ બાહ્યશત્રુઓને જીતવામા કર્યો છે એમ નહિ પરંતુ અભ્યંતર શત્રુઓપર પણ વિજય મેળવવામા તે તેનો ઉપયોગ કરતો રહ્યો છે. તેને રાજ્યનો કારભાર કરવામા જેમ પ્રમાદ કે આલસ્ય નથી તેમ અંગીકાર કરેલા શ્રાવકોના વ્રતોમા પણ તેને લેશમાત્ર ક્યારે પ્રમાદ કે આલસ્ય નથીજ. ઉભયલોકને સાધતો તે નિરંતર પિતૃભક્તિ અને શ્રીજિનેશ્વરભક્તિમા એકસરખો તત્પર છે. તેણે સંસારની હજારો વિચિત્રતાઓ અનુભવી, તેમા રહેલી નિરસતાનો સારી પેઠે નિશ્ચય કરી લીધો હતો ભગવાન શ્રીમહાવીરપાસે તેણે બહુ બહુ શ્રવણ કર્યું છે અને તે તે શ્રવણના મનન તથા નિદિધ્યાસનથી દૃઢપ્રજ્ઞ પણ થયો છે. શ્રાદ્ધધર્મ તથા સાધુધર્મની રક્ષા અને પુષ્ટિને માટે પણ તેના પ્રયત્નો જેવા તેવા થયા નથી દીનતામાથી સાધુ થયેલા મુનિની હાસી કરનારા રાજગૃહીના રહીશોને તેણે પોતાની બુદ્ધિના બળે ઠેકાણે આણ્યા હતા અને તેઓને તેજ સાધુની પ્રશંસા કરતા કર્યા હતા એ ઇતિહાસ સુવિદિત છે. તે દુનિયામા કોઇથી પણ ન છેતરાય તેવી અપૂર્વ બુદ્ધિશાળી હતો પણ એકવાર તે ચંડપ્રદ્યોતના બીડાને ઝડપનારી વેશ્યાથી છેતરાયો હતો તેમા કારણ તેની ધર્મશ્રદ્ધાની અનહદતા હતી. તેને એકેએક ધાર્મિક ક્રિયાઓમા અપૂર્વ રૂચિ હતી અને તે સમય-

સર સર્વક્રિયાઓને સમારાધવામા સદા ઉજમાળ હતો. હરનિશ પોતે ભાવતો હતો કે ચારિત્રધર્મનો ઉદય ક્યારે આવે ? મેઘકુમાર, નંદિષેણુ વિગેરે રાજકુમારોના દીક્ષામહોત્સવોમા આગેવાનતરીકે સર્વ વ્યવસ્થા કરનારા આ મહામાત્યના હૃદયમા તેઓના દૃષ્ટાંતો સદાકાળ એકસરખા રમી રહ્યા છે, ઉપરાત દુર્ગંધા, પ્રતિમા મોકલવાથી પોતેજ પ્રતિબોધેલો આર્દ્રકકુમાર, પ્રસન્નચદ્રરાજર્ષિ, ધન્ય અને શાલિભદ્ર વિગેરેના જોતજોતામા કરાયલા અપૂર્વ ત્યાગો તે તેને સારી પેઠે સમજવામા છે અને વળી તે તેની સાવકી માતા ચેલણાની બ્હેનો સુજ્યેષ્ઠા તથા મૃગાવતીને હાલ દીક્ષિત અવસ્થામા માનભરરીતે જોઈ રહ્યો છે. તે વિચારે છે કે હવે હુ સસારનો ત્યાગ કરી ચારિત્ર ગ્રહણુ કરૂ એજ મારે માટે ઉચિત છે, પણુ શુ કરૂ ? પિતાજી મને રાજ્યકારભારથી મુક્ત કરતા નથી અત્યારે પણુ તેઓ મને બોલાવે છે તેનુ કારણુ એમ સમજાય છે કે કદાચ આ રાજ્યની આખી ધુસરી તેઓ મારીપર નાખવાની ઇચ્છા રાખતા હોય એ વાત ખરી છે કે પિતાજી હવે વૃદ્ધ થવા આવ્યા છે, પણુ મારા સિવાય અન્ય રાજ્યધર કુમારો ક્યા નથી ? કૂણિક વિગેરે રાજકુમારો ખરેખર રાજ્યનો ભાર ઉપાડવાને સમર્થ છે તોપછી મારે મારા આત્માના હિતનો માર્ગ લેવો તેજ હવે તો ઉચિત છે. પ્રિયવાચક ! આવી સ્થિતિમા અભયકુમાર મત્રીશ્વર રાજ્યસભામા ગયો છે અને ત્યા જઈ તેણે શ્રેણિક મહારાજાના સિહાસનની જમણી બાજુએ રહેલા એક સિહાસનપર સ્થાન લીધુ અને પોતાને શુ આજ્ઞા થાય છે એ સાભળવા તેણે મહારાજાના મુખતરફ પોતાની દૃષ્ટિ રાખેલી છે.

"મત્રીશ્વર ! મારી ઇચ્છા છે કે હવે આ રાજ્યનો ભાર સર્વથા તમારા શિરપર નાખી હુ શ્રીવીરની શુશ્રૂષામા મારૂ હવે પછીનુ જીવન સર્વથા વ્યતીત કરૂં." શ્રેણિકે અભયકુમારની બુદ્ધિનો સવાદ કર્યો. શ્રેણિકરાજા શ્રીમન્મહાવીરસ્વામીના મુખથી જાણી શક્યો છે કે મને વિરતિનો ઉદય નથી, પણુ તેને ભક્તિમાર્ગમા ભારે રસ છે તેથી તે હાલ ઇચ્છે છે કે આ માર્ગ તો હુ પુરેપુરો આરાધન કરૂ અને તેથી તે તેવાજ જીવનને ગાળવા હાલ સર્વથા સમર્થ અને યોગ્ય એવા યુવરાજ શ્રીઅભયકુમારને રાજ્યપર આરૂઢ કરવા ઇચ્છે છે અને તે ઇચ્છા અત્યારે તેણે જાહેરરીતે બહાર પાડી છે.

વ્યવહારદક્ષ પિતૃભક્ત અભયકુમારે પિતાની આ ઇચ્છાને

અહિ એકદમ અનુકૂલ થઈ હા ભણવીજ જોઇએ એમ આપણી મનો-દેવતા કહે, પણ આપણે તેની ધર્મપ્રવૃત્તિનો ખ્યાલ કરીએ તો સમજાયા સિવાય રહેશે નહિ કે તેનો સંસારથી ઉત્પન્ન થયેલો ભય કદિપણ તેને તેમ કરવા દે એમ છેજ નહિ અલબત્ત, તે વિચારમા તો પડી ગયો છે કે મારે શુ કરવુ ? પિતાજીની આજ્ઞાને સન્માન આપવુ કે સસારના ભયનો વિચાર કરવો ? મારાજેવો પિતૃભક્ત પુત્ર પિતાની આજ્ઞાનો ભગ કેમ કરે ? અને વળી તેમજ મારાજેવો સંસારના સ્વરૂપનો વેત્તા સસારના ભયને કેમ ન ગણે ? ઉભયરીતે મહામાત્યને મુશીબત નડતી હતી, તેથી તેણે આ વિષે હાલ કાંઈપણ વધારે સ્પષ્ટ ન કરવાની ખાતર આનુકૂલ્યથી આ વાત ભવિષ્યપર નાખવાની ઇચ્છા કરી

" પિતાજી ! આપ ઇચ્છો છો તે ઠીક, પણ કાંઇક સમય વીતવા દો " અભયકુમારે વિલબ કરવાની ઇચ્છા દર્શાવી શ્રેણિકે પણ જાણ્યુ કે પુત્ર હાલ અહિ સભામાજ કાંઈ સ્પષ્ટ કરવા માગતો નથી માટે તેમા આને કઇક મહત્ત્વભર્યું કહેવાનુ હશે, અને તેથી તેણે તે વાત આટલેથી બધ કરી. સભાના સર્વ સગ્દારો અને મુસદ્દીવર્ગ તો એમ સમજી ગયો હતો કે અહિઆ હમણાજ આ વાતનો નિર્ણય થઇ જશે, પણ આ વાત જ્યારે આટલેથીજ અટકી ત્યારે તેઓએ પોતાની આતુરતા મનમાને મનમાજ સમાવી લીધી આપણે જાણવુ જોઇએ કે શ્રેણિકનુ રાજશાસન ઘણુંજ સુદૃઢ, શાત અને નીતિના સૂત્રપર બધાયલુ છે અને તે સર્વ મહામાત્યનો દ્વારાએજ પ્રવૃત્તમાન છે, તોપણ દુનિયા નવીનતાની પ્રેમી છે, તેથી ઘણાકો એમ ઇચ્છે છે કે આપણે અભયકુમાર મત્રીશ્વરને રાજા થયેલો નિરખીએ આ સિવાય અન્ય કાઇ એવુ કારણ આ રાજ્યની પ્રજા કે અન્ય કોઇને મળ્યુ નથી કે જેથી આ વાતમા કોઇનો વિશેષ આગ્રહ હૃદયથી પણ હોય. આ પછી રાજસભામા રાજ્યના અન્ય કાર્યોનો વિચાર થયો અને અતે તે બધ કરવાની તૈયારી હતી એવામા ખબર મળ્યા કે, ભગવાન શ્રીમહાવીર સિધુસૌવીર દેશમા વીતભયનગરના સ્વામી ઉદાયન રાજાને દીક્ષા આપી મરૂમડલમા થઇને અહિ પધાર્યા છે આ સમાચારથી શ્રેણિકાદિ સર્વ હર્ષને પામ્યા, તોપણ કહેવુ પડે છે અત્યારે તે સર્વના કરતા અભયકુમારનો હર્ષ કાંઈક વિશેષ અને

નવીન પ્રકારનો હતો, કારણ કે તેને પોતાને રાજા બનવુ કે સયમી થવુ એ નિશ્ચય કરવાને જ્ઞાની ભગવાનની અપેક્ષા હતી.

હવે મત્રીશ્વરે યોગ્ય તૈયારી કરી અને તે આડબરપૂર્વક ભગવાનને વંદન કરવા ગયો. ત્યા જઇ તેણે શ્રીજિનેશ્વર ભગવાનની તાત્વિક સ્તુતિ કરી અને અતે પૂછ્યુ કે, "ભગવન્! છેલ્લા રાજર્ષિ કોણ થશે?" તેના આ પ્રશ્નમા ગર્ભિત એ હતું કે પોતે રાજા થયા પછી રૂષિ-મુનિ બની શકશે કે કેમ? છેલ્લા રાજર્ષિ તરીકેની વાત સમાપ્ત તો થઈ નથીને? અથવા હું રાજા થઈ દીક્ષા અંગીકાર કરૂ તે પછી પણ કોઈ અન્ય રાજા સયમનો સ્વીકાર કરશે કે કેમ? અર્થાત્ તે આ પ્રશ્નના ઉત્તરથી પોતાની અદ્ભૂતબુદ્ધિના બળે એ નિર્ણય કરવા ચ્હાતો હતો કે મારા રાજા થયા પછી હુ સયમનો સ્વીકાર ન કરી શકુ એમ તો નથીને?

"આ ઉદાયન રાજા કે જેઓ હમણા થોડા સમય થયા દીક્ષિત થયા છે તેઓ અતિમ રાજર્ષિ છે." ભગવાન જ્ઞાતપુત્રે કહ્યું આ પછી અભયકુમારે શ્રીજિનાધીશ પાસેથી તે રાજાનું ચરિત્ર સાદ્યત શ્રવણ કરી તે પોતાના વિષે વિચારવાલાગ્યો કે, "ખરેખર, જ્યારે આ મહામુનિજ અતિમ રાજર્ષિ છે તો હું રાજા થાઉં તો સયમનો ભાગી થઈ શકીશજ નહિ, માટે મારી ફરજ છે કે ગમે તે રીતે પિતાજીની સંમતિ મેળવી રાજ્ય ન સ્વીકારતા દીક્ષાનેજ અગીકાર કરવી. જો હું એમ ન કરી શકુ તો મારી બુદ્ધિ અને જ્ઞાન એ શા કામના? વળી પિતા રાજ્યનો આગ્રહ તો અવશ્યમેવ કરશે પણ તેઓ છેવટે મને મારૂં હિત સાધવામા અવશ્ય આડખીલીરૂપ તો નહિજ થશે, કારણ કે તેઓ પોતે ચારિત્ર અગીકાર કરવાને શાક્તમાન થયા નથી, પણ તેના સર્વથા પ્રશસક તો છેજ. તેમણે પોતે અતિપ્રિય એવા મેઘકુમાર, નદિષેણ વિગેરેને સયમની આજ્ઞા આપી છે, તો પછી મને તેઓ બળાત્કારે સસારમા રખડાવવાનો ઇરાદો ધરે એ સર્વથા અસંભવિત છે. વળી તે દેવકુમાર જેવા, સુકુમાલ અને નવયૌવન લઘુભ્રાતાઓ, દીક્ષિત થયા છતા, સસારની વિષમતાનો અનુભવી હું અત્યારસુધી આ પાપના કીચડમય સસારમા ખુંચી રહ્યો છુ તો મને ધીક્કાર કેમ નહિ કે હું હજી પણ સયમને માટે ત્વરા ન કરૂ? હું હમણાજ પિતાજીની પાસે જઈ આજ્ઞા માગુ અને તે મેળવું આ સિવાય હવે મારા માટે

અન્ય કાઈ કર્તવ્ય છેજ નહિ." આ વિચાર્યા પછી ભગવાનને નમસ્કારાદિ કર્યાબાદ તે તરતજ ત્યાથી ઉઠી શ્રેણિક મહારાજા પાસે ગયો અને પોતાનું વક્તવ્ય શરૂ કર્યું.

" પિતાજી ! આપ રાજ્યનો ભાર ઉપડાવવા ઇચ્છો છો પણ મારી ઇચ્છાઓ તેથી જુદીજ છે હુ નિરતર મારી ઇચ્છાઓને બાજુ રાખી આપની ઇચ્છાઓનેજ તાબે થયો છુ એ આપ જાણોજ છો, પણ આજે તેમ કરતા હું મારૂ ભાવુનું હિત ગુમાવી બેસુ છુ એ આપના લક્ષ્યમા આવ્યા સિવાય રહેશેજ નહિ ભગવાન મહાવીર અ તિમ રાજર્ષિ ઉદાયન રાજાને જણાવે છે, તેનો અર્થ એજ છે કે હુ રાજ્ય સ્વીકાર કરૂ તો ભવિષ્યમા સ યમ સ્વીકારી શકીશ નહિ. અને પિતાજી ! આપનો પુત્ર થઈ હું સ યમજીવનથી આયુષ્ય ન સમાપ્ત કરૂ એ શુ મને ઘટાગત છે ? વળી મે શ્રીમહાવીર પ્રભુની સેવા અને શ્રવણનો લાભ લીધો છે તેપણ ક્યારે સફલ થયો કહેવાય કે જ્યારે હું ત્યાગનો માર્ગ સ્વીકાર કરૂ આપનો પુત્ર અને ભગવાનનો ભક્ત થઈ હુ સ સારમા ભટકુ એ કેમ બને ? ભલેને રાજ્યસુખ બહારથી સુદર અને સુખાવહ દેખાતુ હોય પણ તે સ્વહસ્તે દડ ધરી મસ્તકે છત્ર રાખવાની જેમ કેવલ અભિમાનમાત્ર છે. તેમા વાસ્તવિક સુદરતા કે સુખ જેવુ કાઈ છેજ નહિ સુખ તો સ તોષમાજ રહેલુ છે એમ તેના અનુભવીઓ કહે છે તે સાચુ છે. પિતાજી ! આમ સમજતા છતા અને સ યોગો મળતા છતાયે જો હું આ સ તોષનો માર્ગ ન લઉં તો મારા જેવો આ દુનિયામા અધમ કોણ ? મહારાજા ! હું અભય છું પણ અભય નથી, માટે અભયને દેનાર શ્રીભગવાનનુ શરણુ લેવા ઇચ્છુ છુ આ રાજ્યથી હુ અભય થઈ શકીશ નહિ, તો પછી મારા હિતને સદા ચ્હાનારા આપ તેમા આગ્રહ કદિપણુ નહિ કરો. આપને યાદ હશે કે અ ત પુરના પ્રજ્વાલન સમયે મારી શી અભિલાષાઓ હતી ? મેં ત્યારે કહ્યુ હતુ કે સમયે હું સ યમને સ્વીકારી અ તે પ ડિતમરણને અ ગીકાર કરીશ. હાલ મને તે સ યમનો રસ્તો લેવાનો સમય સમીપ જણાય છે તેથી હું અત્યારે આપની આજ્ઞા યાચી રહ્યો છુ પિતાજી ! મે આપની આજ્ઞાને આધીન થઈ આટલો સમય આ રાજ્યકાર્યો કર્યા કર્યા, પણ હવે તેમા ગુ થાઈ રહી અવશિષ્ટ સમયને વીતાવવો અને પરલોકનુ હિત જતું કરવુ એ મને ઉચિતુ જણાતું નથી, તેમ આપને પણ ઉચિત

જણાશે નહિ આપ જાણો છો કે પૃથ્વી કદિપણ નિર્નાથ રહી નથી અને રહેવાની નથી, અને તેમા પણ મગધદેશના રાજ્યભારને ઉપાડવા મારા બધુઓ હાલ યૌવનાવસ્થાનો અપૂર્વ ઉત્સાહ ધરાવી શકે તેવા વિદ્યમાન છે, તો એ ચિતા મારા શિરપર નાખી આપ મને સભય કેમ રાખશો ? સાચો અભય કેમ થવા દેશો નહિ ? પિતાજી ! હાલ મારી હોશ રાજ્યધુરા ઉપાડવામા નથી પણ સયમની ધુરા ઉપાડવામા છે, તેથી હુ વાસ્તવિક રીતે સયમનેજ લાયક છુ. શ્રેણિકનો માનીતો અને તેનાથી સદા બુદ્ધિમાન ગણાયલો મત્રી અને પુત્ર તે હવે પોતાની બુદ્ધિનો ઉપયોગ મોક્ષાર્થમાજ કરે એજ તેને માટે ઉચિત છે. આપેજ શાલિભદ્રના અનશન સમયે ભદ્રાશેઠાણીને તેવા પુત્રનો જન્મ આપવા માટે શુ કર્યું હતુ ? આજે આપ પણ મારી સયમસ્વીકારની ઇચ્છાથી કાંઈસતોષ અને આનન્દને ન અનુભવો ? પિતાજી ! મને આશા છે કે અવશ્યમેવ હુ સયમની આજ્ઞા મેળવી શકીશ અને અવશ્યમેવ નિર્ભય થઇ શકીશ." અભયકુમારે પોતાના વક્તવ્યમા ભારે આગ્રહથી દીક્ષાની આજ્ઞા યાચી. શ્રેણિકરાજાનો અભયકુમારને રાજ્યાભિષિક્ત કરવાનો ભારે આગ્રહ હતો, પણ પુત્રની ઇચ્છા તેવી ન હોવાને લીધે અને અન્યને અનરાય કરવાનો તેનો અભિપ્રાય ન હોવાને લીધે તેણે છેવટે આજ્ઞા આપી અને મગધદેશના રાજ્યસૂત્રના આ બાહોશ સૂત્રધારે શ્રીવીરના ચરણે ચારિત્ર અગીકાર કર્યું

આમ પુત્રે દીક્ષા અગીકાર કરતા નદાએ પણ શ્રેણિકની આજ્ઞા મેળવી દીક્ષા અગીકાર કરી. નદાએ દીક્ષા અગીકાર કરતા પોતાની પાસે રહેલા દેવતાઈ બે કુડલો અને ક્ષોમયુગ્મ તેણીએ ચેલણાના પુત્રો-કૂણિકના નાના ભાઇઓ હલ્લવિહલ્લને આપ્યા. ધન્ય છે આવાં નિસ્પૃહી માતાપુત્રને ! એવા મહાનુભાવોથીજ શાસન જયવતુ અને પૃથ્વી બહુરત્ના છે, આથી વધારે શુ કહીએ ?

બસ, હવે શ્રેણિકનો એક મહાન આધાર ગયો છે અને તેથી શું પરિણામ આવે છે તે આપણે આગળ જોઇશુ.

---

# પ્રકરણ ૩૦ મું.

---

## વૈરાનુબંધ.

શ્રેણિકરાજાની ઇચ્છા હતી કે અભયકુમારને રાજ્યાભિષિક્ત કરી પોતે પોતાની આ વૃદ્ધાવસ્થામા જિનભક્તિપરાયણ થવુ, પણ તેની તે ઇચ્છાઓ પાર પડી નહિ એ આપણે ગતપ્રકરણમા જાણી લીધુ છે. તે હાલ ચિંતામા છે કે હુ ક્યારે આ રાજ્યભારથી સર્વથા વિમુક્ત થઉ ? વિવેકી તે રાજા માને છે કે ગમે તેવો પુત્ર હોય તોપણ તે રાજ્યગાદીનો વારસ હોય છે, તો પછી આ કૂણિક તો સર્વથા સમર્થ છે, માટે હવે મારે તેના શિર આ રાજ્યભાર છોડી છૂટા થઈ જવુ, કારણ કે હવે હું વૃદ્ધાવસ્થામા મારૂ જીવન એ રાજકીય જંજાળોમા ગુંથાવી નાખુ એ મને કોઇપણ રીતે ઉચિત નથી. શ્રેણિકે નિશ્ચય કરી નાખ્યો છે કે અલ્પ સમયમાજ અશોકચંદ્રને રાજ્યારોહણ કરી દેવુ, અને તેથી તેણે ચિલ્લણાની ઇચ્છાનુસાર દિવ્ય અષ્ટાદશચક્ર હાર અને સેચનક ગજ એ રત્નો હલ્લવિહલ્લને આપી દીધા કૂણિકને રાજ્યસર્વસ્વ સમર્પવાની ભાવના હોતા હલ્લવિહલ્લને આ ઉપહારો અર્પવામા શ્રેણિકરાજાની દૃષ્ટિ તો તટસ્થજ હતી, પણ કૂણિકે કેટલાક સમયથી શરૂ કરી દીધેલા પ્રપંચમા આનો લાભ લેવાને અવસર સાધ્યો.

શ્રેણિકરાજાના પૂર્વભવનો શત્રુ આ ગાદીવારસ રાજકુમાર કૂણિક, મંત્રીશ્વર અભયકુમારના મંત્રકાલમાયે શ્રેણિકના પ્રતિ કડવાશભરી લાગણીઓ ધરાવતો હતો અને ચેલણાથી કરાતી ન્યૂનતાઓથી ચીડાઈ તે તેનો બદલો લેવા ઇચ્છતો હતો, પણ અભયકુમારની હયાતીમા તેનું કાંઈ વળે એમ ન હોવાથી તેની ઇચ્છાઓ બર આવે તેમ ન હતુ. આજે તે મહામાત્ય દીક્ષિત થઈ ચાલ્યો ગયો છે તેથી કૂણિકને અનુકૂલતાથી સ્વેચ્છાઓ પાર પાડવાને અવસર મળ્યો છે અને તે પિતાને પદભ્રષ્ટ કરી યોગ્ય પરાભવ કરવાપૂર્વક રાજ્યનો ભોક્તા થવાને હમણા હમણા પૂર્વના પ્રપંચને વિસ્તારવા લાગ્યો છે.

કેટલાક મંત્રીઓની અને કાલાદિ કુમારોની તો તે આજ ઘણો સમય થયા અનુકૂલતા સાધવાનો પ્રયાસ સેવી રહ્યો હતો, પણ તેઓ તેટલા પણ અનુકૂલ ન થયા હતા કે જેવી રીતે કૂણિક પોતાનો દુષ્ટ

અભિપ્રાય ત્યા સાદી રીતે પણ પ્રગટ કરી શકે; કેમકે તે મંત્રીઓ સારીરીતે સમજતા હતા કે યુવરાજ અભયકુમાર છે, કૂણિક નહિઃ અને કાલાદિ કુમારો ભ્રાતૃત્વ સ્નેહે ભર્યા હતા, પણ પિતા વિરૂદ્ધની સાદી વાત પણ તેઓ કાને ધરે એમ તેમની વિનીતતા તેમને ના પાડતી હતી. આમ લાગવગ વધારી સ્વેષ્ટ સાધવાપર્યંત જવાની જે મુશીબતો હતી તેમાની એક અભયકુમારની દીક્ષાથીજ ટળી ગઇ છે.

ભવિષ્યના હિતને જોનારો સ્વાર્થપ્રિય મંત્રીવર્ગ ભવિષ્યને વર્ત-માન માની લઈ કૂણિકને ન ઉગ્યા છતા પણ ઉગતો માની લઇ તેના પ્રતિ રાજાઈ પૂજ્યભાવ માનવા લાગ્યો છે અને તેમાથી કેટલાક લો-ભાધોને કૂણિકે લાભો દર્શાવી સર્વથા સાનુકૂલ કરવા માડયા છે.

સે બીજી તરફ શ્રેણિકરાજાની વિરૂદ્ધમા કાલાદિ ભ્રાતાઓને પણ હાલ ઊંધુચતુ સમજાવવા માડયો છે. હાર, હસ્તિ હલ્લાદિને અર્પનાર પિતાજી પક્ષપાત કરે છે અને વૃદ્ધાવસ્થા થયા છતા પણ હજી તેઓ યોગ્ય પુત્રોને માટે રાજ્ય છોડતા નથી એ વાત કાલાદિની નજરમા લાવી શ્રેણિકના પ્રતિ કાલાદિ ભ્રાતાઓનું વૈમનસ્ય ઊભુ કરવા કૂણિક હાલ ખટપટ કરી રહ્યો છે. અભયકુમારની ગેરહાજરીમા પોતાના મનનુ વિશ્રામસ્થળ અને રાજ્યગાદીને યોગ્ય ગુણવાન તથા સમર્થ કૂણિક છે એ વાત શ્રેણિકના મનમા છે પણ તે મનમાજ હોવાથી કાલાદિકોને શુ ખબર પડે કે કૂણિકની ગેરસમજ છે? સામાન્યતઃ રાજ્યલોભ અને ઈર્ષ્યા એના જેવુ બૂરૂ અને અનીતિપોષક કઇપણ નથી તે દશ કુમારો સ્વભાવત. વિનીત અને પિતૃભક્ત હોવા છતાયે પિતાના પ્રતિ સ્વકર્તવ્યમા શિથિલ થવા લાગ્યા છે. કૂણિકના પ્રપં-ચથી તેઓને પણ એમ સમજવા લાગ્યુ છે કે પિતા 'સાઠી બુદ્ધિ નાઠી' ની સ્થિતિમા છે, અર્થાત્ કૂણિકના વિચારો જેવા કે; "ધન્ય છે અભયકુમારને! કે જે વૃદ્ધ ન હોતા છતા પણ રાજ્ય અને ઋદ્ધિનો ત્યાગ કરી દીક્ષા લઈ ચાલ્યા ગયા, પણ પિતા વૃદ્ધ છતાયે હજુ મોહ-મૂર્છા ઉતારતા નથી માટે તેઓ અવિવેકી છે. જો આવા અવિવેકી પિતાને ગમે તે રીતે રાજ્યથી દુર કરી પુત્રો રાજ્યને વહેંચી લઇ ભોગવે તો તેમા કોઇજાતની અનીતિ નથી અને અપવાદ નથી." તે તેણે કાલાદિ ભ્રાતાઓમા બરાબર સંક્રમાવ્યા છે, અને તેથી કૂણિક જે પ્રવૃત્તિ કરે તેમા અનુક્રમે તેઓએ સંમતિ પણ આપી છે. આમ

અલ્પસમયમાજ મંત્રીઓ અને ભ્રાતાઓમા કૂણિકે ફાટફૂટ કરી પિતાને વિશ્વસ્તસ્થિતિમા રાજ્યભ્રષ્ટ કરી કારાગૃહમા નાખી દીધા!

હલ્લવિહલ્લ અને ચેલણાદેવી વિગેરે શ્રેણિકના પક્ષકારો રાજ્યમા નથી એમ નહિ, પરંતુ સ્વસમાન બલાઢ્ય કાલ વિગેરે દશ કુમારો કૂણિકની પ્રપંચજાળમા ગુંથાઇ ગયેલા હોવાથી મંત્રી અને મુસદ્દી તથા સરદારોનો વર્ગ હલ્લવિહલ્લાદિનો પક્ષ કરે તેમા તેઓને બીલકુલ ક્ષેમતા ન જણાતી હતી, ઉપરાંત કેટલાક સ્વાર્થના અંગે ફૂટી પણ ગયા હતા, આવી સ્થિતિમા હલ્લાદિ શ્રેણિકને સંકટથી બચાવી શકે એ અશક્ય હતું આપણને એમ લાગશે કે જો અભયકુમારે દીક્ષા ન લીધી હોત તો શ્રેણિકની આ દશા ન થાત, પણ એમ બનેજ કેમ? એક પુત્ર પિતાને કારાગૃહમા નાખી દે છે તેનો અર્થ એજ છે કે પૂર્વજન્મના વૈરો ચુકવાય છે, ત્યા 'હોત' 'થાત' ની વાત કરવી એ સંસારના સ્વરૂપનુ અજ્ઞાન નહિ તો બીજુ શુ છે? આપણે જાણીએ છીએ કે બાલ્યાવસ્થામા ચેલણાએ કૂણિકનો ત્યાગ કરવા પ્રયત્ન કર્યો હતો, પણ તેમા શ્રેણિકરાજાએજ નિષ્ફલતા આણી હતી. અરે! કદાચ ત્યાગ પણ કરી શકાયો હોત તોયે શુ? તેનુ આયુષ્ય તેને એક નહિ પણ અનેક રીતિએ બચાવવા અને પૂર્વજન્મના વૈરનો બદલો લેવાને સમય આપવા તત્પર હતું તેને કોણ અટકાવત? શ્રેણિકના વાત્સલ્ય અને મમત્વને ધ્યાનમા ન લેવુ અને વિરૂદ્ધ, ચેલણાની વેરાવચો દાખવનારી વૃત્તિનુ કારણ નિષ્કારણ શ્રેણિકને કલ્પવો એ કૂણિકનો ભવાંતરીય વિરોધ કોઇથી અટકાવી શકાય તેમ ન હતું. એ વિરોધ નિદાનગ્રસ્ત હોવાથી અવશ્યમેવ સફલ થવાનો હતો તેથી સર્વ સામગ્રી પણ તેને અનુકૂલજ મળે એ સ્વાભાવિક છે, અન્યથા શ્રેણિક જેવા પ્રતાપી રાજાને આવા એકાદ પુત્રથી આમ પદભ્રષ્ટ કરીજ કેમ શકાય? કાલાદિ વિગેરે અતિવિનીત કુમારો કૂણિકની જાળમા સપડાયા એ તેવી કોઇ કર્મની વિચિત્રતા સિવાય અન્ય કોઇપણ રીતે સંભાવ્ય હતું? શ્રેણિકરાજાના મંત્રીઓમા ફૂટફાટ કરાવી કેટલાકોને ગજાથી વિરૂદ્ધ કરવા એ પણ શુ બનવાયોગ્ય હતું? અશક્ય, અસંભાવ્ય, અઘટિત એવા પણ કાર્યો વિધિવિવશતાથી આ અનાદિ સંસારમા બનતા આવ્યા છે, બને છે અને બનશે; તેમા મનુષ્યની બુદ્ધિનો પ્રયોગ નિષ્ફલતા કે દેશકાલાદિનું અંતર આણી શકે એ સર્વથા અસ-

ભવ છે. શ્રેણિકના લલાટમા પણ નિકાચનાની સ્યાહીથી લિખિત છે કે તેને અંતે આર્તધ્યાનાદિનો પ્રસંગ ઉપસ્થિત થઇ તે નરકમાજ ગમન કરે, તેથી આવતો તેવો પ્રસંગ કોઇથી ટળીજ કેમ શકે ? કોઇ પણ કાર્ય બની ગયા પછી તે જો લાભમા ન ઉતર્યું હોય તો તે વિષે અકાલે ડહાપણ ડહોળનારાઓનો કાંઇ તોટો નથી, પણ તે વખતે એ ડહાપણની કીમ્મત કાંઇપણ હોતી નથી. વાસ્તવિક વાત તો એજ છે કે દૃઢ સચિતોની આગળ બુદ્ધિની કારગત કામ આવતી નથી આવા પ્રસંગોમા 'बुद्धिः कर्मानुसारिणी ' એ વાક્યજ અનુસરવામા ડાહ્યાઓનુ ડહાપણ છે અને સહન કરનારાઓની સહિષ્ણુતા છે ચેલણા ! એ સૂત્રના સંસ્મરણથીજ તું તારા ડહાપણને હાલ રક્ષી શકી છે, ઘેલી બની ગઇ નથી, અને શ્રેણિક ! તું પણ તેથીજ કારાગૃહના પાંજરામા કષ્ટોને અનુભવતો જીવતર ગાળી રહ્યો છે.

જ્યારે પિતાને રાજ્યથી દુર કરી બંદીખાનામા નાખવાની સટલસ કરવામા આવી હતી ત્યારે કૂણિકે કાલાદિકુમારોને સમજાવ્યુ હતું કે કારાગૃહમા ભલે પિતાજી સ્વજીવિતને સુખે વહન કરે, પણ એ કેવલ ખાલી સમજાવટજ હતી, કારણકે તેણે કારાગૃહમા રહેલા પિતાના ઉપર જુલમ ગુજારવા માંડ્યો હતો. કાલાદિ કુમારો પણ હાલ તેને શું કરે ? કારણ કે શ્રેણિકને કેદમા પૂર્યા પછી કૂણિકે તરતજ રાજ્યને કબજે કરી તે તેનો સ્વતંત્ર માલીક બની બેઠો હતો, શ્રેણિકના ઉપર ગુજારાતો જૂલમ અસહ્ય હતો તેને ખાવા પીવાનુ કાંઇપણ આપવાને સર્વથા મનાઈ હતી ! દરરોજ પૂર્વાહ્નને અને અપરાહ્નને સો સો ફટકા તેને મારવામા આવતા હતા ! ! ચેલણા સિવાય અન્ય કોઇને પણ આ કારાગૃહસ્થ રાજાની મુલાકાત લેવાની છૂટ ન હતી ! ચેલણાને પણ જે છૂટ આપવામા આવી હતી તે પણ માનું દાક્ષિણ્ય ન છોડી શકાયું તેથી કરીનેજ જોકે વાસ્તવિક રીતે કહીએ તો તેને પણ છૂટ તો ન હતી, કિન્તુ તેનો અજાપાભર્યો અત્યાગ્રહ જણાયાથી તેને રોકવામા અટકાયત કરવામા કૂણિકને દાક્ષિણ્ય નડ્યું હતુ, કે જે દાક્ષિણ્ય નિદાનને પૂર્ણ પાડવામા ખાસ મદદગાર થનાર છે ! આપણે આગળ જાણીશુ કે એ દાક્ષિણ્યના બળેજ કૂણિક પાંજરાને તોડવા જતા શ્રેણિક ભયથી સ્વજીવિતને ગુમાવી બેસે છે, સ્વહસ્તેજ પ્રાણનો ત્યાગ કરે છે.

પ્રિય વાચકબંધુઓ ! પુત્રના હસ્તે પમાયલી શ્રેણિક જેવા પ્રતાપી

રાજાની દુર્દશાથી અવશ્યમેવ તમને અનુચિતતા લાગશે, પણ દુષ્ટ કર્મની નજરમા ઉચિત યા અનુચિત જેવું કાઇપણ વિચારવાનુ હોતુ નથી. મહાન પુરૂષો કહી ગયા છે કે તેની ગતિ ગહન અને વિષમ છે, એ સર્વથા સાચુ અને ઈતિહાસના અભ્યાસીઓને સુવિદિત છે. ગમે તે દેશનો ઇતિહાસ લ્યો અને તેના પાના ઉથલાવો તો તેમાથી તમને આવીજ જાતની પુષ્કળ ગહનતાઓ અન વિષમતાઓ મળી આવશે. સામાન્યત પણ લોભ અનર્થનુ મૂળ છે. તેમા વળી આ તો રાજ્યલોભ, તેનુ તો કહેવુજ શુ? રાજ્યના લોભે વડીલોના, ગુરૂઓના, બધુઓના અને સબધીઓના ખુનો કરવા એ તો એક ઇતિહાસની સામાન્ય બાબત છે. આવા કાર્મિક પરિણામોના વિચારથી ભગવાન મહાવીરના અનુયાયીઓને આશ્ચર્યમા ગરક થવાનુ રહેતું નથી, કારણ કે તેઓ સમજતાજ હોય છે કે સસારના સર્વ સબધો યથાઋણાનુબધિ હોય છે. ભૂલથી 'મનુષ્ય એમ માની બેસે છે કે મને અમુકના આ સબધથી અનુકૂલતા મળશે, પણ તે તેનો મિથ્યા મોહ છે, કારણ કે તે અનુકૂલતાના સ્થાનથીજ તેને ભારે પ્રતિકૂલતા ન થાય એવો કાઇ નિયમ નથી મનની માનેલી અનુકૂલતા પ્રતિકૂલતા શા કામની ? કર્મે જે અનુકૂલતા પ્રતિકૂલતા માની હશે તેનોજ આ દુનિયામા ઉપયોગ થતો આવ્યો છે અને થશે. શ્રેણિકે કૂણિકના પર મોહ રાખ્યો, તેને ત્યજના ચેલણાને અટકાવી, પરૂમય અગુલિ મુખમા રાખી ઘા રૂઝવ્યો, રમાડયો જમાડયો, લાડો લડાવ્યા, પોષ્યો પરણાવ્યો, માન મરતબો વધાર્યો અને ગુણવાન બલવાન ગણી રાજ્યનો ઉત્તરાધિકારી માની તેના માટે રાજ્ય છોડી દેવાને પણ ઇચ્છયુ, એ સર્વ શુ અનુકૂલ ગણાયા વગર હતુ? રાજાને કયા સભાવના હતી કે પુત્ર પોતાની આવી દુર્દશા કરી મુકશે? આવા સ્થલથી એવો પરાભવ કલ્પી પણ કેમ શકાય ? દોહદ સમયના અને પુત્રત્યજન સમયના ચેલણાના શબ્દોપર પણ શ્રેણિકે વિસ્મૃતિનુ પટ નાખી દીધુ હતું અને એકસરખો પુત્રપરની મમતાથી મોહિત થઈ આનદ માનતો હતો, પણ આજે આ સ્થાન તેને ભારેમા ભારે પ્રતિકૂલ થઈ પડયુ છે. ચેલણા ! આજે તારૂં કથન સાચુ પડયુ છે અને તુ તારા પતિનું દુખ તત્વદર્શિની હોતા છતાયે જોઈ શકતી નથી આજે પણ તારી પતિભક્તિના પ્રયત્નો ચાલુ જ છે કે જે તારા જીવનવૃત્તના વાચકોને આગળ સમજાશે.

# પ્રકરણ ૩૧ મું.

## પિતૃદ્વેષીની પુત્રપર મમતા !

રાજા અશોકચંદ્ર-કૂણિક પિતાને પાંજરામાં પૂરી મગધદેશનું રાજ્ય ભોગવી રહ્યો છે. અભયકુમાર મંત્રીશ્વરની કરેલી રાજ્યવ્યવસ્થા અને ખજાનાની પૂર્તિથી તથા અન્ય સર્વ પ્રકારના યોગ્ય બંધારણથી કૂણિક રાજ્યના પ્રારંભકાલમાં પણ અન્ય રાજાઓના ભયથી નિર્મુક્ત છે તે સ્વયં પણ ધૈર્યવાન, સાહસી અને શૂરો હોવાથી તેણે નહિ જેવા દિવસોમાં પણ પોતાનો પ્રતાપ પસારી પુરતો દાબ બેસાડી દીધો છે. અભયકુમારના દીક્ષિત થવાથી મંત્રીખાતામાં અમુક પ્રકારની ભારે ન્યૂનતા આવી ગઈ હતી તે પણ તેણે પ્રત્યેક મંત્રકાર્યમાં ભાગ લઈ ઓછીવત્તી પૂરવા માડી છે અને જોતજોતામાં તે એક સ્થિર મજબૂત ભૂપાલ બની બેઠો છે. તેની વીરપણાની કીર્તિ હાલ સર્વત્ર પસરી રહી છે અને તેના તેજથી આજે આખું રાજ્ય નિષ્કંટક બની ગયું છે. શ્રેણિકને પાંજરામાં પુરી તેની દુર્દશા કરવાપૂર્વક તે રાજ્યને ભોગવે છે, પણ તે વાત અનુચિત છે એમ તેના કર્ણપર્યંત પહોંચાડવાને કોઈ હિમ્મત કરી શકે તેમ નથી તેના તેજથી અંજાઈ કોઈ તેની આગળ એ વાતનો અક્ષરોચ્ચાર કરી શકે એમ છે નહિ તાજા પ્રાપ્ત થયેલા રાજ્યના મદે તે કોઈનું પણ ન જ સાંભળે એ સ્વાભાવિક છે, પણ ચેલણાનું તો કથન કદાચ તેને સાંભળવું પડે, કિન્તુ ચેલણા સમજે છે કે જે મનુષ્ય પિતાના પ્રતિ આટલો નિષ્ઠુર અને નિર્દય બનેલો છે તે મારા કથનનો સીધો અર્થ કરી અકાર્યથી પાછો ફરશે એ મુશ્કેલ છે, અને તેથી તે યોગ્ય સમયની અપેક્ષા રાખી તેની પ્રતીક્ષા કરતી સ્વફરજને બજાવે છે, પણ પતિને છોડાવવા વિષેની વાતમાં સંકોચ મૌનજ છે, કારણ કે અત્યારસુધીના તેના તેવા પ્રયત્નોમાં તે સફલ થઈ શકી નથી પૂર્વજન્મના પ્રભાવથી કૂણિક નિર્વિવેકી બની બેઠેલો હોવાથી, તે સતી સ્ત્રીને સંતાપસિવાય હાલ કોઈનો પણ આશ્રય નથી. પોતાનો અંગજ કૂણિક હાલ એ સતીના આ સંતાપને દૂર કરવામાં અંગજભાવને ધારણ કરનારો ક્યાં છે ? તે તો હાલ અનર્થના ભાનોમાં મુઝાયલો છે. પૂર વહતું યૌવન, અખૂટ ધન સંપત્તિ, અખંડ રાજ્યૈશ્વર્ય અને ભવાંતરીય કર્મના સંયોગથી વર્તી રહેલો અવિવેક, એ

સર્વનો હાલ કૂણિકને સંયોગ છે ત્યાં તેને યોગ્ય શિખામણ કોણ આપી શકે? તે તો નિર્બાધ રાજ્યવૈભવ અને રાજ્યસત્તા ભોગવી રહ્યો છે અને યથેચ્છ અનુગ્રહ નિગ્રહ કરી રહ્યો છે! જો કે તે અન્ય રાજકીય બાબતોમાં હાલ નીતિના સૂત્રને અવલંબે છે પણ પિતાને ન્યાય આપવા તો તે તૈયાર નથીજ, અને તેથી તે આખા મગધદેશની પ્રજાથી હૃદયમાં છુપીરીતે અને અવસરે પીઠ પાછળ વચનથી પણ એક સરખો નિન્દાય છે. પ્રજા તેને રાજા તરીકે સ્વીકારે છે, પણ તે શ્રેણિકના પ્રતિ તેનું કઠોર વર્તન ભારે અણગમાથી ધિક્કારે છે. અભયકુમારના મહામાત્યત્વ નીચેનો શ્રેણિકનો શાસનકાલ અને તેના સુખોની મજાની પ્રસાદીથી પોતાને આભાર નીચે દબાયલી માનતી આ દેશની પ્રજા પોતાના રાજાના દુઃખે દુભાતીજ છે, અર્થાત્ કૂણિકના રાજ્યશાસનનું સૌંદર્ય પિતા પ્રતિ તેના અનુચિત વર્તનથી ઉત્પન્ન થયેલી અપકીર્તિની કાળાશે જેવું જોઇએ તેવું ઉજ્જવલ રહ્યું નથી.

આવી રીતે રાજ્યનું શાસન કરી રહેલા કૂણિકને એક વખતે અંતઃપુરની દાસીઓએ વધામણી આપી કે, "શ્રીમતી પદ્માવતીદેવીએ લક્ષણોપેત પુત્રનો પ્રસવ આપ્યો છે."

પ્રિયવાચક! કૂણિકને આ વધામણીથી અત્યંત આનંદ થયો અને તેણે વર્ધાપન કરનારી દાસીઓને દાસત્વથી મુક્ત કરી દીધી તથા વસ્ત્રાભરણો વિગેરે આપી તેઓને સદાની સુખી અને શોભિત કરી દીધી. આ પછી કૂણિક રાજા સ્વયં અંતઃપુરમાંના પદ્માવતીદેવીના પ્રાસાદમાં ગયો અને સૂતિકાગૃહથી પુત્રને મંગાવી તેણે સ્વહસ્તમાં લીધો. સુવર્ણવર્ણશા પુત્રને જોઈ રાજાને ભારે મોહ ઉત્પન્ન થયો. જાણે કે દુનિયામાં કોઇને પુત્ર થતોજ નહિ હશે એવો તેનો અત્યારે ઘાટ હતો. તેના વિકસિત થયેલા નયનો તે બાલકની આગળ મોહનૃત્ય કરવા લાગ્યા. બાલકને જોઈ જોઈ તે ગાડાઘેલા જેવો થઈ જવા લાગ્યો. તેણે વારવાર ઉચ્ચારવા માંડયું કે, "મારા અંગથી ઉત્પન્ન થયો છે, મારા હૃદયથી ઉત્પન્ન થયો છે, માટે પુત્ર! તું મારા આત્મરૂપજ હોઈ ચિરંજીવી હો." રાજા પોતાના હૃદયમાં હર્ષાવેશથી ન માતો આ વાક્યને ઉચ્ચારતો મોહચેષ્ટા કરી રહ્યો છે તેને જોઈ, ત્યાં ઊભેલી પુત્રપાલનમાં નિષ્ણાત એવી વૃદ્ધસ્ત્રીઓ ઘડીભર છક્ક થઈ ગઇ. આવી રીતે પરમાનંદમાં નિમગ્ન રાજાને પુત્રપર અત્યંત મોહ કરતો જોઈ તે વૃદ્ધાઓ કંઈક સમય તો સ્તંભી, પણ પછી અવસરને સાધી તેઓએ કૂણિકના હસ્ત-

માથી તે બાલકને લઇ સૂતિગૃહમાની શય્યામા સુઈ દીધો.

કૂણિકરાજાએ પુત્રજન્મનો અસામાન્ય મહોત્સવ કર્યો, યાચકોને દાન આપી સંતુષ્ટ કર્યા અને અન્ય પણ તેવી જાતના દેશાચાર, કુલાચાર વિગેરે આચર્યો. અનુક્રમે શુચિકર્મ કર્યા પછી ભારે આડંબરપૂર્વક તે બાલકનું 'ઉદાયી' એવુ નામ રાખવામાં આવ્યુ. દ્વિતીયાના ચન્દ્રની જેમ, નન્દનવનમાના કલ્પવૃક્ષની જેમ આ રાજબાલક વૃદ્ધિને પામવા લાગ્યુ, તેમ તેમ કૂણિકરાજાનો પુત્રમોહ પણ વધવા લાગ્યો લાલનપાલન કરનારી ધાવમાતાની જેમ આ સમર્થ રાજા પુત્રને નિરંતર પોતાની કેડપર રાખતો દેખાય છે. તે ઉદાયીને બોલાવવા પોતે પણ કાલી તોતડી ભાષાને બોલતો બાલક બની જાય છે. શુચિશુદ્ધ રાજા આવી મોહની વિષમસ્થિતિમા બાલકથી થનારી અશુચિને નજ ગણે એ સ્વાભાવિક છે. મહોપાધ્યાય શ્રીયશોવિજયજી મહારાજ સત્ય કહે છે કે;—

" लालयन बालकं तातेत्येवं ब्रूते ममत्ववान् ।
वेत्ति च श्लष्मणा घृणामंगुलीममृतांचिताम् ॥ ".

( " મમત્વવાન્ મનુષ્ય લાડને લડાવતો સ્વબાલક પુત્રને 'બાપ' કહીને બોલાવે છે અને તે તેની શ્લેષ્મભરી અંગુલીને અમૃતથી લેપાયલી માને છે ! " )

વિશેષ શુ કહીએ ? તે જ્યા જાય છે ત્યા તેને સાથેજ રાખે છે. સૂતા, બેસતા, ભોજન કરતા યે રાજા પુત્રને વિખુટો કરતો નથી. શ્રેણિકે કૂણિકની બાલ્યાવસ્થામા તેનાપર જેવો મોહ રાખ્યો હતો તેવો તો નહિજ, પણ કહીશુ કે કૂણિકનો ઉદાયી પર અગાધ મોહ છે.

આમ કૂણિકરાજાની પ્રવૃત્તિ આજે મૂઢતાથી ભરેલી છે. પોતે પુત્રપર મોહ રાખે છે પણ તેવો મોહ રાખનાર પિતા પુત્રથી કેવી દુર્દશામા મુકાય છે એનો ખ્યાલ કરવા પુરતોયે તેને હાલ વિવેક નથી! એ વિવેકને જગવનારૂં તેનું ડહાપણ પૂર્વજન્મના વૈરભાવથી કોણ જાણે ક્યાયે જતું રહ્યુ છે. અથવા તો જગતની મોહમય પ્રવૃત્તિઓમા સારાસારનો ખ્યાલ કરે એવા તો કોઈ વિરલાજ જન્મે છે. ઘણાઓ એમ કથન કરનારાઓ મળી આવશે કે અમે પિતાપુત્રાદિક સાંસારિક સંબંધોની અસારતા, વિષમતા, અસ્થિરતા અને વિરસતાદિ જાણીએ છીએ, ઉપદેશ કરીએ છીએ; પણ તેપર વાસ્તવિક વિચાર કરી વિવેકના પ્રકાશથી મોહના અંધારાને હઠાવનારા તેઓ બધા ક્યાં છે? જગતે જાણેલુંજ હોય

છે કે મોહથી આવી પડતી આપત્તિઓ અસહ્ય હોય છે, પણ તે આ વાત પ્રત્યેક સ્વવ્યક્તિગત વિચારવા ઓછુંજ લક્ષ્ય રાખે છે. શ્રેણિકે કૂણિકના પર અપૂર્વ મોહ દર્શાવ્યો તેનું ફલ તેના મોહની રીતિમાજ ક્યા આવ્યું છે? તેણે એક ક્રૂર દુશ્મનના પર મમતા ધરી હતી એ આજે સ્પષ્ટ થઈ ગયુ છે. પણ મોહ ધરતી વખતે એ સ્પષ્ટ કેવી રીતે થાય! આજ કારણથી વિવેકીઓ આવી પુત્રાદિની પ્રાપ્તિઓમા હર્ષશોકને ન કરતા સમભાવને ધારણ કરે છે. તેઓ વિચારે છે કે કોણ જાણે આ પ્રાપ્તિઓ હર્ષનુ કારણ હશે કે શોકનું કારણ હશે? શ્રેણિક કૂણિકના બાલ્યકાલમા લૌકિક હતો, લોકોત્તર ન હતો, આજે કૂણિક પણ લૌકિકજ છે. નિદાનગ્રસ્તતાથી બન્ને નરકમા ગમન કરનારાઓ છે ત્યા મોહનુ સામાન્ય હોય એ સભવિત છે, છતા કહીશુ કે કૂણિકની વૈરાનુબંધભરી વ્યામોહતા અત્યારે ઘણીજ વિકટ છે. તે બદલો લીધા સિવાય રહેવાની નથી તે નથીજ. જો જરીપણ વિચાર કરવામા આવે તો કૂણિકને પિતાના પર કરેલો દ્રોહ અને પુત્રપર રખાતો મોહ એ બન્નેપર ખેદ અને હાસ્ય આવ્યા સિવાય રહે નહિ, પણ હજી તેવો વિચાર આવવાને સમય ભરાયો નથી. તેના હાથે શ્રેણિકને જેટલુ કષ્ટ અનુભવવાનુ કર્મથી નિશ્ચિત કરાયલુ હોય તેટલુ અનુભવાવુજ જોઇએ તેમા લેશમાત્ર ઓછુવત્તુ કરવાની તાકાદ કોઇની હોયજ નહિ ત્યા પછી શુ?

આપણે શ્રેણિકના સકટો વિષે શુ વિચારીએ? જે રાજા નિત્ય નવનવા સ્વાદિષ્ટ મનોજ્ઞ ભોજનોનો આસ્વાદ લેતો હતો તેને આજે શરીરને નિભાવવા પુરતો ખોરાક મેળવવાને મુશીબત અને વલખા મારવા પડે છે પાણી પીવાને પણ મળતું નથી? એક હાક મારતાની સાથે જેની નજર આગળ જીકારો ભરનારા પરિચારકો હાજર થઈ જતા હતા, તેને આજે દુઃખમય સમય એકાંત પાંજરામા પુરો કરવો પડે છે જન્મથી સુકુમાલ, રાજા! તારૂં કોમલ તનુ પ્રતિદિન બસો કશાના પ્રહારો સહન કરવાને માટે હાલ નભાવાય છે? લાખોને બધન કરવામા સમર્થ આ રાજા અહિ પાંજરામા પણ બધાયલો છે અને તેપણ પુત્રોના હાથેજ બધાયલો છે, કે જેઓ હાલ તેની સ્થિતિ સ્વય નિરખવા કે બીજાને નિરખવા દેવા બેદરકાર અને વિરોધવાળા છે. રાજન્! અત્યારે તારા શરીરપરના જે બધનો તેજ તારા મોહના બંધનોનુ રૂપાતર થઇ પડ્યુ છે. શ્રદ્ધાશીલ મહાશય! શ્રીવીરના વચ-

તેને ઉકેલાયલો પણ ગૂઢાશય તેં અત્યારે એકવાર ફરીથી બહુ સારી રીતે ઉકેલ્યો હશે અને તને તે ગૂઢાશય ઉકેલતા ઠીકજ રસ પડયો હશે. એના એજ અનુભવો વ્યાવહારિકતાથી આજે તને નવીનતા કેમ ન લાવે ? ખરેખર, એ રસ અને નવીનતાથીજ હાલ તું શાંત છે, સ્થિર છે, અને આર્તધ્યાનથી વિમુક્ત છે. ભાગ્યશાલિન્ ! તને નથી આવતું કે અભયકુમારાદિ મને ક્યાં મુકીને ચાલ્યા ગયા ? અથવા એવો વિચારપણુ નથી થતો કે હું કૂણિકનું શું અનીષ્ટ કરી નાંખું ? રાજન્ ! આ બધો પ્રતાપ શ્રીવીરની વાણીનો છે કે જે તું પણ સારી રીતે સમજે છે. સુખભર્યાં જીવન પછી આવું દુઃખભર્યું જીવન વધારે ખેદનું કારણ મનાય છે, પણ કર્મના સિદ્ધાંતોની કુંચીવાળાઓને તો ક્યાંયે ખેદ હોતો નથી એ શ્રેણિકના દૃષ્ટાંતથી અતિસ્પષ્ટ છે, સિવાય કે તે નિદાનથી અંતે ખેદના પંથે વળી જાય છે

અસ્તુ, હવે શ્રેણિકના આ સર્વ સંકટ સમયમાં તેને કંઇક વિશ્રંભ ચેલણાનો છે તે અને પાછળના પ્રકરણમાં જણાવ્યા પ્રમાણે તેણીએ જે કાંઇ પ્રયત્નો કર્યા છે તે દર્શાવવા, આપણે આગલા પ્રકરણમાં જવા ઇચ્છીશું.

---

## પ્રકરણ ૩૨ મું.

### સતીના અભિક્ષેપનું પરિણામ.

આર્યધર્મો અને આર્યનીતિ કહે છે કે, " સ્ત્રીઓને પતિ એજ દૈવત છે. " સ્ત્રી ગમે તેવા ગુણોથી સનાથ હોય, પણ તે જો પતિભક્તિથી વિગહિત હોય તો તેના તે સર્વ ગુણો કોઇ જાતની શોભાને આપી શકતા નથી. વિકૃત બુદ્ધિવાળાઓ મન વચનથી એકજ પતિનિષ્ઠ રહેવાનો મહિમા સતીત્વના અંગે ગૌણ કરતા હોય તો તેઓને, આજકાલ વ્યભિચારને રાજનીતિથી દુષ્ટ નહિ ગણનારા જમાનામાં અટકાવવા મુસ્કેલ છે, પણ આર્યસ્ત્રીનું સતીત્વ મન વચનથી પતિત થતાં કદિપણ સ્થાયિ પ્રશંસાપાત્ર કે શોભાસ્પદ ગણાયું નથી પતિની સાથે મન વચનથી બેવફાદાર થનારી સ્ત્રી સર્વથા નષ્ટ થનારીથી બેશક ચડીયાતી ગણાય, પણ સતીત્વની છાપવાળી તો તે નજ ગણાય. સ્ત્રીઓનું સતીત્વ આજન્મ મન વચન કાયાથી એકજ પતિને અનુસરવા-

માં છે, એકજ પતિની ભક્તિમાં જીવિત વીતાવવામા છે, કલાપીની શોભનાની જેમ કે ગોવરધનરામની કુમુદસુંદરીની જેમ મન વિગેરેને બહેકાવવામા નથી. જૈનશાસ્ત્રો કહે છે કે પરમદેવત શ્રીવીતરાગની સર્વનિવૃત્તિરૂપ આજ્ઞાનો સ્વીકાર કર્યા સિવાય એવો એકે અપવાદ નથી કે સ્ત્રી પતિના સંકટોમાં ઔદાસીન્ય ધારણ કરી શકે. મોગલ સમ્રાટ્ જહાંગીરના ખોળામાં પ્રણય દર્શાવવાપૂર્વક આનંદથી રમતો રમતી અને પ્રેમના ઉછાળાથી રતિરસના લ્હાવા લેવાપૂર્વક વૈભવના ખેલો ખેલતી પેલી રૂપસુંદરી બેગમ નૂરજહાન શેર અફઘાનને, તેના પોતાના નિમિત્તથીજ તેનુ મૃત્યુ થયા બાદ ભલેને ભૂલી જાય અને વૈભવની લાલચમા કૃતજ્ઞતાન રાખી શકે, પણ તે કોઇ આર્યસ્ત્રીનું હૃદય નથી. ખરા જિગરથી ચહાનાર એક નિખાલસ અને શૂરા સિંહસમા પતિને મરાવનારની ગોદમા સૂનારી નૂરજહાન! તારી સામ્રાજ્યસત્તા અને પિયરનુ પોષણ એ તનેજ મુબારક હો! આર્યસ્ત્રીને મન તો તેની લેશપણુ કીમ્મત નથી. સીતાને મન રાવણના સામ્રાજ્યની કીમ્મત કેટલી હોય? રાણકદેવીને પાટણની રાણી બનવામા રસ કેમ હોય? સીસોદીઆ વંશની કુલકન્યાઓ મુસ્લીમ વૈભવોમા કદિપણુ કેમ મુંઝાય? આર્યસ્ત્રીઓ! તમારા મનનુ મહાત્મ્ય અગાધ છે. તમે સ્વપ્નામાયે મનથી વ્યભિચરિત થવા ચ્હાતી નથી અને સંકટમાયે કોઇના વૈભવથી લલચાઇ પતિનુ પડખુ છોડવા તત્પર થતી નથી. આર્યસ્ત્રીઓ તેજ છે કે જે પતિના સુખે સુખી અને તેના દુખે દુખી હોય છે. સર્વપ્રકારના પ્રસંગોને વિસરી જઇ, પતિના લાખો દોષો અને અપરાધોને લક્ષ્યમા ન લઇ, ગમે તે વખતે સહજમા અનુકૂલ થઇ જનારી અને તેમા પણ આપત્તિના સમયે તો તેને ઉદ્ધારવા બિનનિમંત્રણે ધાઇને પહોચનારી આર્યસ્ત્રીઓ પતિના અણગમાથી રીસાતા હૃદયોને પણ અવસરે કેવી સરસતાથી શણગારે છે, તેનો ખ્યાલ આર્યઇતિહાસમા મેળવવો એ અતિસરલ કાર્ય છે. ચેલણા! તુ તો શ્રેણિકની પ્રેમપાત્ર હતી અને છે. તારૂ સતીત્વભાવનાથી ભર્યું હૃદય આજે પતિના સંકટસમયે શુ શુ કરવાને નહિ ઇચ્છતુ હશે? તે પતિને સંકટથી મુક્ત કરવા કયા ઓછા પ્રયત્નો કર્યાં છે? તારા બળતા જિગરમા અત્યારે પતિવિષયક ચિંતા સિવાય અન્ય એકે ભાવ નથી. તું સુખે ખાતી નથી, પીતી નથી અને શાંતિથી સુતી પણ નથી. તારા આનંદો આજે શોકમા ફેરવાઈ જઇ તુ પતિના દુઃખે રાત્રિદિન એક

સરખી ઝુરી રહી છે. તારી શૃંગારો સજવાની વાત આજે નામશેષ થઇ ગઇ છે.

આપણે જાણીએ છીએ કે ચિલ્લણાદેવી આબાલકાલથી જૈનતત્વની અભ્યાસિકા છે. વસ્તુનું સ્વરૂપ અને કર્મની પરિણતિના તલસ્પર્શી વિચારોથી તેનો આત્મા ભાવિત અને તેને યોગ્ય આચારોથી તે પરિણત છે. તે આર્તરૌદ્રધ્યાનથી દુર રહેવાના લાભો સમજે છે અને મોહથી અનુભવાતી વિટંબનાઓનું સ્વરૂપ પણ કાંઈ તેની નજર બહાર નથી. વિશેષમા હાલ તે અતિપ્રૌઢ અને ગંભીર હોઇ વિષમ કષાયના વિષત્વ અને કષાયિત્વની વિશેષતં અનુભવવાળી છે. આટલું છતા પણ તેની પતિના પર અત્યંત ભક્તિ અને રાગ હોવાથી તે વ્યગ્ર બની છે. પતિના કેદમા નંખાયા બાદ તે અન્ય રીતે તો તેને સહાયક નિવડી શકી નથી, તેના સહાયક થવાના પ્રયાસો ઘણાખરા વ્યર્થજ નિવડયા છે, પણ કૂણિકે પિતાને અન્નપાણીનો પ્રતિબંધ કર્યો હતો તે આ આર્યસ્ત્રીએ સર્વથા સફલ થવા દીધો નથી.

ચેલણાદેવી પ્રતિદિન જ્યારે શ્રેણિકની મુલાકાતે જતી ત્યારે તે છુપી રીતે પોતાની સાથે ક્ષુધા અને તૃષાને શમાવે એવુ કાંઇ લઇ જતી હતી, એટલુંજ નહિ બલ્કે તૃષાશામક પ્રવાહી દ્રવ્યમા જો કેફ હોય તો ફટકાનો પ્રહાર ઓછો વર્તાય એ હેતુથી તે કેફીજ પ્રવાહી દ્રવ્યનો તૃષા શમાવવા ઉપયોગ કરતી હતી. પ્રિયવાચક! મહાસતી રાજરાણીને આ કામ ચોરીથી કરવુ પડતું હતું, કેમકે ચેલણાને ભય હતો કે કદાચ આ ખોરાક આદિ પહોંચાડવાની વાત જો કૂણિકને ખબર પડશે તો તે મારા પણ દાક્ષિણ્યનો ત્યાગ કરી મને આ મુલાકાત લેવાથી અટકાવશે ઉપરાત શ્રેણિકના આ જેલજીવનમા તેને કાંઈ વિશ્રંભ જેવું હોય તો તે ફક્ત આ ચેલણાની મુલાકાતજ હતી અને તે ગમે તે કારણે બંધ ન થાય એમ ચેલણાના લક્ષ્યમા હોવાથી તેને આવો, તેના જન્મમા સર્વથા નહિ અનુભવાયલો માર્ગ લેવાની ફરજ પડી હતી સમજુ મનુષ્યો સમયને માન આપી માધ્યસ્થ્યભાવે વર્તતા અને ઔચિત્યને સાચવતા પ્રાયઃ નિર્લેપ રહી શકે છે. ચેલણાની ફરજમા આપણને જેટલી દીનતા લાગશે તેનાથી તેનુ પાવિત્ર્ય હજારોગણું છે. તેનો પતિ પર પ્રેમ છે એ મોહનુંજ સ્વરૂપ છે એની ના નહિ, પણ એ પ્રેમમાએ અમુક પ્રકારની ગર્ભિત શુભા-

તુર્ગતીતારૂપ મહાનુભાવતા છે, કે જેથી તે અંતપર્યંત આર્તરૌદ્રધ્યાનના ભયંકર ગર્તમા ગબડી પડશે નહિ

પણ આપણને આ સ્થળે એમ લાગશે કે હાલ નંદા અને અભયકુમાર એ બન્નેની ફરજ એ રાજાને શું આવી સ્થિતિમા જોઈ રહેવાની છે? પતિને છોડી વિરક્તા બનનાર નંદાએ શુ યોગ્ય કર્યુ છે? શા માટે અભયકુમારે રાજ્યનો ભાગ પૂર્વની જેમ વહેવરાવી અથવા ઉઠાવી પિતાને શાન્તિમા ન મુક્યો? ખરેખર, સંસારાસક્ત મનુષ્યોને આવા પ્રશ્નોનો ઉત્તર સમજવો ગહન છે. સંસારના સર્વ સંબંધોથી વિરક્ત થયેલા મહાપુરૂષોની કરૂણાવૃત્તિ અને પરોપકારપરાયણતા અમુક ચોક્કસ સંબંધોમા નિયમિત બદ્ધ થઇ રહેતી નથી તેઓએ પોતાના મનને એટલુ બધુ વિશાલ કરી મુકેલુ હોય છે કે તેમા ખીલવવાયોગ્ય સર્વ સદ્‌ભાવો ખીલી ઉઠે છે, અને તેથી પતિ, પિતા, ભ્રાતા, માતા વિગેરે સંકુચિત સંબંધીઓ પ્રતિની ફરજો આવા મહાશયોને અધિકારપરત્વે જુદાજ રૂપમા ફરી જાય છે **વસુધૈવ કુટુમ્બકમ્** કરનારા મહાત્માઓ આખા જગતના હિતનો પ્રશ્ન હૃદયમા રાખીનેજ એકજ જન્મના સંબંધીઓ સાથે પોતાની કર્તવ્યદિશા વિચારતા જણાયા છે અને તેઓને માટે તેજ યોગ્ય અને ઉચિત છે. અનંતા સંબંધોને લક્ષ્યમા રાખતા તેઓને એકભવના સંબંધમા ગાણવૃત્તિ ધારણ કરવાનો ઉપદેશ જૈનતીર્થસ્થાપકો કરે છે અને અનંતા જીવો અનંતાકાલથી એ ઉપદેશને અનુસરતા આવ્યા છે તેનુ પણ રહસ્ય આમા છે નંદા એ ચેલણાના કરતા અને અભયકુમાર એ અન્ય કોઈ સુપુત્રના કરતા ઓછા પતિભક્ત કે પિતૃભક્ત નથી, પણ તેઓ અત્યારે આ લોકના દેખીતા હિતનો ઉપલકીયો પ્રસંગ બાજુએ મુકી સાર્વદિક અને સાર્વત્રિક હિતતરફ પોતાનુ આખુ જીવન ગાળવા શ્રેણિકની સંમતિથીજ મહાભારત પુરૂષાર્થ કરી રહ્યા છે, અને તેથી તેઓને હાલ શ્રેણિકના સંબંધમા શુ બની રહ્યુ છે એ તરફ એક સાંસારિક સંબંધીતરીકે કંઈપણ જોવાનુ ન હોય એ સ્વાભાવિક અને અધિકારપર છે ચેલણા તો નંદાના અધિકારથી ભિન્ન અધિકાર ધરાવનારી છે, કે જે અધિકાર તેણીએ ફરજ પ્રમાણે બજાવવોજ જોઇએ, અને તે હાલ બજાવી પણ રહી છે, પણ આપણે જાણી ચુક્યા છીએ કે તેની શક્તિઓ પોતાનું કર્તવ્ય બજાવવામા હાલ શ્રેણિકના કૂણિક સાથેના વૈરાનુબંધના ઉદયથી અલ્પ છે, અત્યલ્પ છે. તે આકળા સ્વભાવની નથી અને તેથી

અનતું સર્વ શાત રીતે કરી રહી છે, પણ હવે એક સમય એવો આવે છે કે જેમા તે કઇક અકળાય છે. આ વખતે તે પોતાની અલ્પશક્તિતાને પણ જોતી નથી. કર્મે ઉત્પન્ન કરેલા તે દેખીતો કઇક સુદર પણ પરિણામે વિષમ પ્રસગ આ પ્રમાણે છેઃ—

ક્યારેક કુણિકરાજા ભોજનગૃહમા ભોજન કરી રહ્યો હતો અને આ અવસરે ચેલણાદેવી, પતિના દુઃખે દુખીયારી બનેલી રાજમાતા પણ ત્યજ અનતિદુર બેઠેલી હતી. સુવર્ણસ્થાલમા ભોજનની વિવિધ વાનીઓ પીરસાયલી છે અને રાજા તેનો આસ્વાદ કરી રહ્યો છે, આ વખતે તેના વામ ઉત્સગપર તેનો મમતાપાત્ર પુત્ર બાલક ઉદાયી બેઠેલો છે તેણે ભોજનના સ્થાલમા મૂત્રોત્સર્ગ કર્યો. રાજા કુણિકે મૂત્રના વેગને ન અટકાવવાની ખાતર પોતાનો પગ સુદ્ધાયે હલાવ્યો નહિ તો પછી તેને ઉરૂસ્થલપરથી ઉઠાવી બાજુ કરવાની વાત તો દુરજ રહી બાલના મૂત્રની ધાગ ઘીની ધારાની જેમ પીરસેલા ભોજનમા પડવા લાગી અને તેમા પણ તે રાજાને મોહના વશથી દુગછાજેવું કાઇપણ ન લાગ્યુ બાલકના મૂત્રોત્સર્ગ પછી તેણે તત્કાલ મૂત્રયુક્ત આહાર દુર કરી નાખ્યો અને ભોજન ચ લુ કર્યુ મદિરાપાનથી ઉદ્ભવતી ચેષ્ટાઓની જેમ મોહોદ્ભવ ચેષ્ટાઓ પણ અજ્ઞાનસહચારિણી હોય છે અને તેમા પણ પ્રાણી પ્રલાપ કરે છે ત્યારે મત્તથી કાઇ ઉતરતો હોતો નથી રાજા પોતાના પર શ્રેણિકનો કેવો મોહ હતો અને સસાર કેવા મોહના બધનોથી બધાયલો વિટબના સહન કરી રહ્યો છે એ વસ્તુસ્વરૂપને અવિવેકના પડદાના અતરથી ન સમજતો, તે અત્યારે અન્ય કોઇને નહિ પણ તેની ચેલણા માતાને પૂછી રહ્યો છે કે, " માજી ! મારા જેવી પુત્રમમતા અન્ય કોઈની આ દુનિયામા હશે ? " પરિસ્થિતિ જો કાઇ જુદા પ્રકારની હોત તો તત્વજ્ઞ ચેલણાદેવીને પુત્રના આ વચનમા કાઇક વિશેષતા ન ભાસતા છતાયે સબધભાવથી અમુક પ્રકારની સહાનુભૂતિ હોત અથવા હાલની તેની સ્થિતિમા આવા અભિમાન અને મોહભર્યા વચનમા ઉદાસીનતા હોત, પણ અત્યારે તો એવી પરિસ્થિતિ છે કે તેને ભારે ગુસ્સો અને તિરસ્કાર જ ઉપજે. સારા કે ખોટા કઇપણ પરિણામનો વિચાર કર્યાવિના તેનુ સતપ્ત હૃદય ભારે ખેદથી ખળભળી ઉઠ્યુ. અને તે પતિવ્રતા સન્નારી બોલી ઉઠી'—

" અરે ! તું બોલે છે અને તારા બોલથી આ મારૂં હૃદય ચીરાઇ જાય છે. હું તને કુક્ષિમા ધારણ કરવાથી આજકાલ લજાઉં છું, કારણ કે તું તારી કુપુત્રતા આજે દર્શાવી રહ્યા છે. હું નિશ્ચયથી કબૂલ કરી

રહી છું કે તારા જેવા પાપી પુત્રને ધારણ કરવા કરતાં જો મે પથ્થર જ પેટમા ધારણ કર્યો હોત તો આજે મારી આવી શોચનીયસ્થિતિ કદિપણ ન હોત મારા દુષ્ટ દોહદથીજ મે તો જાણ્યુ હતું કે તું પિતૃ-દ્વેષી તરીકેજ કુપુત્ર પાકીશ, પણ હાય ! હું તને ગર્ભથી પતન કરી શકી નહિ દુષ્ટ ! તું અત્યારે તારી પુત્ર મમતાની વાત કરી રહ્યો છે, પણ તારી દુષ્ટતામા તને તારા પિતાનો તારાપરનો મમત્વ ન જ સમજાય એ સર્વથા સ્વાભાવિક છે. તારા જેવા દુષ્ટને ક્યાથી ભાન હોય કે તારા પિતાની તારાપર કેવી મમતા હતી ? દુષ્ટદોહદના કારણથી મે તને પ્રસવસમયેજ ફેકાવી દીધો હતો, પણ તે પિતાએ તને મોહથી પાછો આણ્યો અને વ્રણાક્તિ અગુલી પર વહેનારી છતાયે દુગછાને ન ગણી તેણે તને પોતાના મુખમા રાખી ઘા રૂઝવ્યો દુષ્ટ ! એ મમતાનો આવી રીતે બદલો આપનાર અને પોતાની પુત્ર-પરની મમતામા મહત્વ માની તેની સર્વોત્કૃષ્ટતામા મારો પણ હાજ્યો ભણાવવાની ઇચ્છા રાખનાર તુ શુ જોઈ તારૂં મુખ મને દર્શાવે છે અને આવુ બોલતા છતાય લજવાતો નથી ? બળ્યો આ તારો રાજ્ય-વૈભવ અને મુઇ આ તારી પુત્રમમતા ! હજારો વાર ધીક્કાર હો તારા જેવા કુપુત્રને ! ”

“ તોપછી પિતા મારી સાથે વારવાર અતર રાખતા કેમ જણાયા છે ? ” કૂણિકે શ્રેણિકરાજાની મમતા પોતાનાપર ઓછી હોવાનુ કારણ દર્શાવવા ઉચ્ચાર્યું કે ચેલણાએ તેનો પણ ખુલાસો ચાલુ આવેશમા ધક્કારપૂર્વક કરી નાખ્યો તેણે સ્પષ્ટ કર્યું કે, “ તે વાત્સલ્યવાન પિતાએ કયારે પણ અતર દર્શાવ્યુજ નથી, છતા તારા જેવો કુપુત્ર એમ માની બેસે તો તેમા કાઈ નવાઇ નથી જે કાઇ અતર કે વેરોવચો દર્શાવ્યો છે તે મેજ તને પિતૃદ્વેષી ગણી પતિભક્તિથી દર્શાવ્યો છે, છતા તું તેનો બદલો માતાના પર ન લેતા હાલ પિતાના પર લઇ રહ્યો છે, કે જેથી હું અત્યારે બળી રહી છુ. ” આ પછી ચેલણાએ નયનમાથી અશ્રુની ધારા વહેવરાવવાની સાથે ભારે બળાપાથી વિલાપ કર્યો, કે જેને જોતા સાભળતા કૂણિક રાજા દ્રવિત થઈ ગયો તેને પોતાનુ કર્તવ્ય અકર્તવ્ય સમજાયુ, કેમકે તેનો શ્રેણિકપરનો દ્વેષ અત્યારે ઉતરી ગયો હતો તે પોતાની ભૂલ સમજી ભારે પશ્ચાત્તાપમા પડયો. મમતાળુ પિતાને પોતે દુખદ વિટબના દીધી છે અને એક કુપુત્રના વર્તનથી પણ પોતે અતિ અધમરીતે વર્ત્યો છે તથા માતાના શોકને પણ ન ગણતા તેને આવી કગાલસ્થિતિમા લાવી મુકી છે વિગેરે

વગેરે એકકાળે ઉપસ્થિત થયેલા સેંકડો વિચારોથી તેનુ મસ્તિષ્ક ભમવા લાગ્યુ અને તેનુ હૃદય એક જબરી 'હાય' કરી ઉઠયુ. કોઇ પણ જાતનો ઉહાપોહ કર્યા સિવાય તે હવે એકદમ હાથમા લોહમુદ્‌ગર લઇને ઉઠયો. એવા ઇરાદાથી કે, પાજરાને તોડી નાખી તેમાથી પિતાને મુક્ત કરી તેમને તેમનુ રાજ્ય સમર્પી દેવુ અને પોતે તેમની આજીવિતાત સેવા કરવી. આપણુને લાગશે કે આટલુ બન્યા પછી પણ કૂણિકની આ પ્રવૃત્તિ સારા છેવટની આશાજનક હોવાથી અમુકાંશે પ્રશંસનીય છે અને તે અત્યારે પશ્ચાત્તાપપૂર્વક પાપનુ પ્રક્ષાલન કરવા તત્પર થયો છે તે જોઇ આપણે તેને આપણા તિરસ્કારથી મુક્ત કરી દઇશુ, પણ કર્મની નજરમા આ પણ એક વૈરનો બદલોજ છે કે જે આપણે હવે પછીના પ્રકરણમા નિહાળીશુ

---

## પ્રકરણ ૩૩ મું.

### વૈરની વસુલાત અને ચેલણાની દીક્ષા.

"માર કષ્ટો અસહ્ય છે પણ કોઇરીતે આત્મઘાત કરવો એ હુ શ્રેય નથી સમજતો જીવે સ્વકૃતકર્મ અવશ્યમેવ વેદવુજ જોઇએ એવો જો નિયમ છે તોપછી શાતિથી વેદવું એમાજ મજા છે, કારણ કે શાતિથી વેદના નવીન વેદનીયનો બધ થતો નથી મે આજસુધી સહનશીલતા રાખી જે કાઇ વેઠયુ તે ઠીકજ કર્યું છે અને આગળપર પણ તેવીજ રીતે સહવામાજ સુદરતા છે, પણ અત્યારે આ કૂણિક હસ્તમા લોહદડ લઇ આવી રહ્યો છે તે મને હવે નિગતની રીતિએ સહન કરવા દેવા પણ ઇચ્છતો હોય એમ લાગતુ નથી આજસુધી હુ જે કષ્ટો અનુભવી રહ્યો છુ તેટલાથી પણ એને સતોષ થયો, થતો જણાતો નથી, અને તેથી આજે તે કોઇ દુષ્ટરીતિએ મારી વિટબના કરી મને પ્રાણમુક્ત કરવા આવ્યો છે ગમે તેમ પણ હુ હવે જીવી શકુ તેમ નથી અને હવે મને મરવામા જ ઠીક છે અરે! મરવાની ઇચ્છા ન હોય તોપણ જ્યારે આ અત્યારે કુ-મારથી મને મારી નાંખવાનોજ છે તોપછી એ ઇચ્છા કે અનીચ્છા શુ કામ લાગવાની હતી? દુષ્ટ પુત્ર! તેં તારી દુષ્ટતા પુરેપુરી દાખવી છે અને હવે એ તારી દુષ્ટતાનો અનુભવ મારે ક્ષણવાર પણ વધારે કરવો નથી. અરે! હું શુ કરૂ? પરાધીન પડી ગયો છુ કદિ પરાધીન ન પડયો હોય તોયે મારા જેવા જિનવચનના શ્રોતાને અન્ય શુ કર્તવ્ય હોય? ચેલણા! પરમપ્રિયે!

ત જે જે કહ્યું અથવા કર્યું હતું તે બધુ હાલ સત્ય નિવડયુ છે. કૂણિ-
કના વિષયમા મારો મોહ અસ્થાને હતો એ તારી સૂચના સર્વથા
સાથીજ હતી. ત તો તારી ફરજો બજાવવામા લેશપણ ન્યૂનતા
રાખી નથી, અને તેથી હું અત્યારે આ લોકને છોડી ચાલી જવા
તત્પર થયો છુ તોપણ તારા તે સ્નેહના કૃત્યોથી મને હૃદયમા ઘણોજ
સતોષ છે. બસ, હવે મને વધારે વિચારવાનો વખત નથી, મારે જલ-
દીથી રસ્તો કરી નાખવો જોઇએ, કેમકે હવે આ વધારે નજીક આવી
રહ્યો છે," પોતાને મુક્ત કરવા આવતા કૂણિકને દુરથી જોઈ શ્રેણિકે
સ્વગત વિચારવા માડયુ હતુ, અને તેને હવે વધારે સમીપ આવતો જોઈ
પ્રાણત્યાગ કરવાની તૈયારી કરી, કેમકે તેને ખબર નથી કે કૂણિક
અત્યારે પશ્ચાત્તાપથી પોતાને બધનમુક્ત કરવા આવી રહ્યો છે, વિરૂદ્ધ
તેણે ઉલટીજ કલ્પના કરી નાખી છે મગધદેશના એક મહાન્ શાસ્તા-
એ અત્યારે શીઘ્રતાથી મરવાનો ઉપાય શોધી કાઢી તેનો ઉપયોગ પણ
કરી દીધો મુદ્રિકામા રહેલા હીરકના ઝેરને ચુસવાથી રાજાએ તત્કાલ
પ્રાણોને વિદાય કરી દીધા આવી રીતે તેણે પૂર્વજન્મના કૂણિકના
વૈરાનુબધના ઉદયને પૂર્ણ કર્યો

રાજા કૂણિક ઇચ્છેલુ પાર પાડી શકે તેમ ન રહ્યુ તેનો પશ્ચા-
ત્તાપ ન્યૂન થવાને ભાવિમા ન સર્જેલુ હતું, વિરૂદ્ધ વૃદ્ધિગત થવાનેજ
કર્મવિધથી ઘટિત હતું રાજાના શોકનો પાર રહ્યો નહિ તેણે ભારે
વિલાપ કરવા માડયો. કરેલા મહાન્ અપરાધની ક્ષમા યાચવા પુરતોયે
અવકાશ ન રહ્યો એ વિચારોએ તેના પશ્ચાત્તાપથી મૃદુલ થયેલા
અતકરણને વલોવી નાખ્યુ તે મત્તની જેમ બોલી ઉઠયો કે, " હાય
પિતા હાય ! પિતા, તમે મને ક્ષમા આપવાયે લાયક ન ગણ્યો ?
ખરેખર, હુ તેવો પાપીજ છુ હુ મારૂ મુખ આપને દર્શાવવા સર્વથા
લાયક નથીજ, પણ પિતાજી ! આપના જીવત ચ્હેરાને પણ હું જોઈ
શકયો નથી. અરેરે ! આ હું અત્યારે અહિઆજ કેમ પ્રાણત્યાગ કરી
શકતો નથી " મૃત્યુવશ થયેલા પિતાના શબને પાજરુ તોડી બહાર
કાઢી, તેના ચરણોમા તે સ્વઅપરાધ ખમાવવાને પોતાના શીર્ષને વાર-
વાર ધુલીમિશ્રિત કરવા લાગ્યો અને શોકોદ્ગારોથી આખા કારાગૃહને
શોકસયુત કરવા લાગ્યો ચેલણાદિ અતપુર એકઠુ થયુ અને શોકના
ગીતો ગવાયા, માનભરીરીતે કૂણિકે પિતાના શબના સર્વ સસ્કારો કર્યા
વિગેરે વિગેરે મોહમય આચારમય વર્ણનો દુનિયામા જીવન ગાળતા
ક્યા મનુષ્યને અજાણ્યા છે ? ફક્ત ખાસ નોધવા જેવી બાબતો બે છે.

એક કૂણિકરાજા શોકમા ગુંચવાઈ ગયો છે. તેને કોઈ જગાએ ચેન પડતું નથી તેના શોકને દુર કરવા મંત્રીઓએ અનેક ઉપાય યોજયા પણ તેથી તેનો શોક જાથુનો બધ પડે એમ ન બન્યું. તે શ્રેણિકના ઉપભોગ સ્થાનોને જોતો વારવાર શોકગ્રસિત થવા લાગ્યો.

બીજી ચેલણાએ પ્રારભમા ઘણોજ શોક કર્યો, પણ અંતે તેણીને જગતના અસ્થિર સ્વભાવનું ભાન થયુ. દુન્યવી સબધો કાચા સૂતરના તાતણા જેવા અતિશિથિલ હોઈ તેમા જે કાંઈ થોડીઘણી પણ સબદ્ધતા છે તેયે કેવલ સ્વાર્થનીજ છે, એ વિચારવાનો વિવેક હવે તેને આનુભવિક અજવાળુ પાડી ઊંડુ સત્ય દર્શાવવા લાગ્યો તેની બ્હેનોએ સમાચરેલો માર્ગ તેને પૂર્વના કરતા અત્યારે ઘણોજ ઘણો રમણીય દિસવા લાગ્યો. પોતાની વિધવાસ્થિતિમા હવે તેણીએ એક ધર્મનુજ શરણ લેવા.વિચાર્યું, કેમકે તે સર્વથી વિરક્તા બની ગઇ હતી.

આમ કૂણિકરાજા અને સતી ચિલ્લણાદેની બન્ને ઉપરોક્તદશાને અનુભવી રહ્યા છે તે વખતે ભગવાન્ મહાવીર રાજગૃહીએ આવી સમોસર્યા અને અવસરોચિત ઉપદેશ કર્યો,—

" ભવ્યો ! કર્મવશથી સસરણ કરી રહેલો જીવ અનકૂલ સયોગ વિયોગમા તથા પ્રતિકૂલ વિયોગસયોગમા યથાયોગ્ય હર્ષશોકને ધારણ કરે છે, પણ એથી વાસ્તવિકરીતે કાઇપિણ અર્થ સરતો નથી એ જડથી ઉત્પન્ન થયેલા હર્ષ શોક છે અને તે છેવટે જડમાજ વિરામ પામે છે આત્મા આત્મભાવથી અને જડ જડભાવથી કદિપિ ચ્યુત થઈ શકતા નથી, પણ અજ્ઞાનજન્ય કલ્પના મિથ્યા ભાન કરાવી જીવને હર્ષશોકની સ્થિતિમા લાવી મુકે છે અને અનતકાળના ઉલટા સસ્કારથી સસ્કારિત જીવ તેમા મુંઝાય છે ચિદાનદમય આત્મા એ જડથી વિભિન્નછે પણ આવાજ અજ્ઞાનજન્ય મોહથી ઉલટા સસ્કારની પરપરા વધારેછે, કે જેથી તેને સ્વતત્વનુ ભાન થવુ મુસ્કીલ થઈ પડે છે. જીવ અનેક સબધો આવીજ રીતે કલ્પતો આવ્યો છે અને સ્વત્વ ભૂલી પરભાવમા મમત્વ ધારણ કરતો રહ્યો છે પતિ, પિતા, સ્ત્રી, પુત્રાદિ સંબંધોની વ્યવસ્થા એમાં આ સિવાય અન્ય કાઇપિણ તત્ત્વ નથી. અનતાકાલથી એ સબધો બંધાતા આવ્યા છે અને જીવ જ્યાસુધી એ સબધોનો વિવેક નહિ કરી શકે ત્યાં સુધી તે બધાનાજ રહેવાના, કે જેથી હર્ષ શોકની પરપરા મટેજ નહિ. ભોળો મનુષ્ય આ સાબધિકભાવમા અનુકૂલતાએ ક્યારે હર્ષને ધારણ કરે છે, પણ તે હર્ષમાયે જેવો જોઇએ તેવો રસ હોતો નથી; કારણ કે તે હર્ષના પરિણામો અતે ઘણાજ કટુક અનુભવાય છે.

રાજ્યવૈભવ, ધનસંપત્તિ, અધિકારસત્તા બળપરાક્રમ, રૂપસૌંદર્ય, માનમરતબો, યશકીર્તિ, આદરસૌભાગ્ય, પૂજાપ્રતિષ્ઠા, વિગેરે વિગેરેથી મનુષ્ય અહંતા ધારણ કરે છે, સાંસારિક સુખોમાં લુબ્ધ થાય છે, આત્મિકકર્તવ્યો ભૂલી જાય છે, અનેક અકર્તવ્યો કરી બેસે છે, પણ તે સર્વ પૌદ્ગલિક હોઈ અનિત્ય છે, શાશ્વત રહેનારા નથી, ગમે તે સમયે દગો દઈ દૂર ખસનારા છે, માટે તેનાથી સર્વથા ચેતીને ચાલવું એજ બુદ્ધિમાન વિવેકીની ફરજ છે પાદ્ગલિક સંબંધો પોતે ખસી શોકને ઉપજાવે તે પહેલાજ શાંતિથી તેઓને દૂર કરવા મનુષ્યેજ પ્રયત્ન કરવો જોઈએ, કે જેથી શોકને સ્થાન મળેજ નહિ એ શાંતિમાંજ સુખ છે, શાંતિ છે, અખંડ આનંદોદ્ભવનું કારણ છે, નહિ કે આ લોકની વ્યાકુલ બનાવનારી અન્યાન્ય આતુરતાઓમાં એ આતુરતાઓ ભલેને પ્રેમ, પ્રણયના આંદોલનોથી પ્રાથમિક સુંદર દેખાતી હોય, પણ અંતે તો તે સર્વથા શોકપર્યવસાયિની છે, તેથી ચતુરો ત્યાંથી ચિત્તને રોકી વિરક્તભાવ તરફજ વાળે છે હજારો ગૌણધર્મો આ મહાનુભાવમાં એકરૂપતાને પામે છે એ તેની અપૂર્વ મહત્તા છે. અહિં શોકને સ્થાન નથી, વિલાપને વગ નથી, ચિંતાની ચિન્તા નથી, શ્રદ્ધાતર્પણની શ્રદ્ધા નથી કુદરતના વાસ્તવિક સૌંદર્યોનો અનુભવ આ ભાવની અનુશીલનતામાંજ છે, કેમકે સત્યની કુદરત ત્યાંજ છે અન્યત્ર જે કુદરતનું સૌંદર્ય કહેવામાં આવે છે તે તો પરરૂજ છે, માટે ત્યાં સૌંદર્યનો ઉપભોગ એ કાલ્પનિક, સોપાધિક છે અને આ આત્મિક વિરક્તભાવમાં તેનો ઉપભોગ થાય છે તે વાસ્તવિક અને નિરૂપાધિક છે. આ મહદંતરને સમજી વિરક્તભાવનેજ અનુસરવું આત્મશ્રેય ચાહનારાને આ રસ્તેજ શોક સંતાપ અને સર્વ ઉપાધિઓ વિરમે છે."

પરમકૃપાળુ શ્રીમહાવીરદેવની દેશના સમાપ્ત થઈ, અનેક અધિકારીઓ પ્રતિબોધને પામી વિરક્ત થયા અને સંયમનો સ્વીકાર કર્યો મહાસતી ચિલ્લણાદેવી પણ શોક સંતાપને સર્વથા દૂર કરી પરમશાંત થઈ આજ્ઞા માગતી તેણીને કૂણિકરાજાએ રજા આપી અને તે પતિવ્રતા ચેટકમહારાજની સૌથી નાની પુત્રીએ શ્રીચંદનબાલાનું શરણું સ્વીકાર્યું-દીક્ષા અંગીકાર કરી. વૈધવ્યઅવસ્થામાં જૈનોની સ્ત્રીઓને માટે આત્મહિત સાધવાનો પરમશ્રેય. માર્ગ આજ અનાદિકાલથી તીર્થંકરોપદિષ્ટ છે, તેને સ્વીકારવામાં કોણ અવસરજ્ઞ બુદ્ધિમતી સ્ત્રી ઢીલ કરે? સતીઓના હૃદયમાં સદા વહેતો પતિવિષયક પ્રેમનો ઝરો

વૈધવ્યકાલમા આવીજ રીતે જીવત રાખી શકાય છે, કે જે પ્રેમથી તેઓ જીવી શકે છે અને જીવનને અમૂલ્ય તથા ઉમદા બનાવી શકે છે. અહિંજ પ્રશસ્ત પ્રેમના શસ્ત લ્હાણા લેવાય છે દેવાય છે, અને તેથી અન્ય સર્વ સ્થિતિના કરતા આ સ્થિતિમા દિવ્યતા તો શુ કિન્તુ અલૌકિકતા છે. પૂર્ણ-રૂપતયા "સાધ્વી" શબ્દ વાસ્તવિકતાને અહિંજ ધારણ કરે છે સાધ્વી ચેલણાદેવી ! તે આવી રીતે ઉભયલોકને અજવાળ્યા છે અગીકાર કરેલું તું સુખેથી નિર્વાહ કર અને તારા માર્ગમા તું યથેચ્છ આગળ વધ.

કૂણિક ! પણ તું તો હજુ શાત નથી તારૂ હૃદય પિતૃમૃત્યુજન્ય પશ્ચાત્તાપ અને શોકથી હજુ બળતુજ છે. ભગવાન શ્રીમન્મહાવીરે કૂણિકને ઉપદેશ કર્યો પણ વ્યર્થજ ગયો છે પિતૃવિષયક સ્મરણો વારવાર તેને સ્મરી આવે છે અને તે વ્યાકુલ બની જાય છે મત્રી-ઓને લાગ્યુ કે સ્થાનફેર કર્યા સિવાય રાજાનો શોક શમવાનો નથી અને તેથી તેઓએ રાજગૃહીનો ત્યાગ કરવા રાજાને સૂચવ્યુ. તેણે ચપાના વૃક્ષના સૂચકથી ચપાનગરી વસાવી અને તે ત્યા રાજ-ધાની સ્થાપન કરવાપૂર્વક જાથુને માટે જઈ રહ્યો તેનો શોક શમ્યો, પણ પ્રતિદિન અભિમાન વધતો જતો હતો. એ અભિમાનથી તથા તેની ઉત્તેજક સ્ત્રીવશતાથી તેણે પિતૃપક્ષ તથા માતૃપક્ષ ઉભયનો આગળ પર ભારે સહાર કર્યો છે એ જૈનઇતિહાસની જાણીતી વાર્તા છે. કૂણિક અને ચેડામહારાજાના મહાન યુદ્ધથી જૈન ઐતિહાસિક વૃત્તનો અભ્યાસી કોણ અજાણ્યો હશે ? સ્વાર્થ અને કષાયના ઉછાળાઓમા કોણ કોનુ સબધી છે કે કોણ કોનુ મિત્ર છે ! ભરત બાહુબલી લડ્યા, દ્રાવિડ વારિખિલ્લ ઝુઝ્યા, પાડવ કૌરવોએ યુદ્ધ કર્યા અને એવા અન્ય પણ સબધીઓ લડનારા આ દુનિયામા કોઈપણ રીતે કમી નીકળ્યા નથી. આત્મહિતના પ્રશ્નોને રડાવી મોહે અનાદિ કાલથી એમને એમ જગતને લૂટ્યુ છે અને મૂર્ખ જગત હાલપણ એમને એમ લૂટાતુંજ રહે છે. ભલેને કૂણિક ચક્રવર્તી હોવાનો અભિમાન રાખે, પણ તે શ્રીવીરના વચન પ્રમાણે ચક્રવર્તી નથીજ, અને તેથી તે સાતમી નરકનો ઉપભોક્તા ન થતા છઠ્ઠી નરકનો ઉપભોક્તા થશે નિયાણાના કટુક ફલો કેવા વિષમ છે ! કરેલા સુકૃતને સસ્તામા વેચી નાખવાની વાતો અત્યત ખેદોત્પાદક છે એ આપણે આ સર્વથી જાણી લઈ હવે કઈક ચેલણાના ચારિત્રમય તરફ વળીશુ. આગલા પ્રકરણમા તેનો આત્મા કેવી રીતે ખીલી અન્યોને ખીલવવા આદર્શભૂત થાય છે તે ખાસ કરીને આ કથાના વાચકો અવશ્યમેવ લક્ષ્યમા લેશેજ

---

# પ્રકરણ ૩૪ મું.

## સંયમનો નિર્વાહ અને શ્રેય: સંપ્રાપ્ત.

પ્રાચીન અને અર્વાચીન કાલમાં સ્ત્રીજાતિ વિષ બહુ બહુ બોલાયું છે કેટલાકો સ્ત્રીઓના સ્વાતંત્ર્યનું સમર્થન કરે છે, ત્યારે કેટલાકો '**न स्त्री स्वातन्त्र्यमर्हति**' એ સ્મરણના આધારે તેમના સ્વાતન્ત્ર્યની વિરૂદ્ધ પડે છે. જૈનાચાર્યો કહે છે કે આ સ્વાતન્ત્ર્યના સમર્થનમા અથવા વિરૂદ્ધતામા એકાંત આગ્રહ કરવા જેવો નથી. તેઓનુ કહેવુ છે કે સ્ત્રી હો, ચ્હાય પુરૂષ હો, સૌ કોઈ પોતાના અધિકાર પ્રમાણે યોગ્ય સ્વાતન્ત્ર્ય ભોગવી શકે છે, બાકી તે સિવાયનું સ્વાતન્ત્ર્ય એ તો સ્વચ્છંદતાજ હોવાથી પુરૂષને પણ હિતકર હોતું નથી ધર્મમા પુરૂષનુ પ્રધાનપણુ કહેલુ છે અને એ કથનના આધારે મોક્ષમાર્ગ આરાધવાની અમુક અમુક રીતિમા અધિકારાનુસાર, વ્યાવહારિક ભેદ રખાય છે, પણ ઇચ્છિત શ્રેય સાધવામા સ્ત્રીઓની શક્તિની ન્યૂનતા જૈનાચાર્યો જણાવતા નથી સ્ત્રીપુરૂષ ભિન્ન ભિન્ન કાર્મિક ઉપાધિથી યુક્ત છે તેની કોઇથી ના કહેવાય તેમ નથી, તો પછી તે ઉપાધિઓને અનુકૂલ આચરણ આચરી તેઓ ભલેને મોક્ષપર્યંત પહોચી જાય ઊંચા આસનપર બેસી જાહેર વ્યાખ્યાન ન કરે, પુરૂષો વંદનકાદિ ન કરે, તેમના ક્રિયાદિ માટે કરાયલા સૂત્ર સ્તુત્યાદિ ઉચ્ચારણો પુરૂષોને ન કલ્પે એ વાતો તેમના પરમશ્રેયને લેશપણ અટકાવતી નથી, વિરૂદ્ધ પોષે છે, તો તેમા તેમનાપર તિરસ્કારનો પ્રશ્ન નથી, પણ અધિકારનોજ પ્રશ્ન છે. સ્ત્રીઓનુ બ્રહ્મચર્ય બલાત્કારથી નાશ કરી શકાય છે, પુરૂષોનું તેમ કરી શકાતું નથી, એથી બન્નેને સાવચેતી રાખવામા ભિન્ન રીતિનું કથન હોય, પણ બ્રહ્મચર્ય પાલનની શક્તિઓમા આ ઉભયગત કાંઇ વિશિષ્ટતા આચાર્યો કહેતા નથી, તેમ અન્ય બાબતોમા પણ રીતિભેદથી કેટલાક કથનો છે, પણ આત્માના ગુણો ખીલવવાની કોઇપણ જાતની સ્ત્રીઓમા ન્યૂનતા હોય એમ કોઇ શ્વેતામ્બર જૈનાચાર્યે કહ્યું નથી આજ કારણથી સુલસા, રેવતી વગેરે સ્ત્રીપાત્રો શ્રીવીરના મુખે પ્રશંસાયા છે. આ ચેટકરાજાની પુત્રી અને શ્રેણિકરાજાની પટરાણી ચેલણા પણ તેમાની એક છે, કે જેણીએ પરમશ્રેય સાધવા સંયમનો સ્વીકાર કર્યો છે. સ્ત્રી હોવાથી આપણે તેને કોઈ જાતની હીનતાથી નહિ જોઈશું, કેમકે પરમશ્રેય પામવામા તે પુરૂષથી કોઇપણ રીતે ઓછી ઉતરી શકી નથી.

અસ્તુ, મહાસતી ચેલણાદેવી, આપણી કથાની નાયિકા સાધ્વી-

જીવનને ગુજારતા પૂર્વના કરતા પ્રતિદિન વધારે ને વધારે સુદર, સુખી અને શાત બનતી જાય છે. ગૃહસ્થાવાસમા પણ તેના જીવનમા અમુક પ્રકારનુ કોઈ રસામૃત હતુંજ. છતા ત્યા મોહનુ તેનુ ઘેરૂ નહિ પણ આછુ વિષ તો મિશ્રિત હતું તે અત્યારે સાવ નીકળી ગયુ છે. તેના કોમળ પ્રેમનું પુષ્પ અ યારે ઉપાધિના કાટાઓથી રહિત થયેલું કોઈ અતિ પ્રશસ્ત સુગધને ધારણ કરી રહ્યુ છે અને તેની સુવાસ સર્વત્ર પ્રસરી રહી છે પહેલા પણ વિનીતતા, ભક્તિ, શ્રદ્ધા વિગેરેની વેલો તેની આત્મવાટિકામા વિસ્તરેલી હતી, પણ હાલના સયમજીવનની વર્ષાઋતુમા તે અતિસુદરરીતે પુષ્પિત અને ફલિત થતી જાય છે. તેનું પૂર્વનુ સૌદર્ય અત્યારે વધતા જતા શમના સૌદર્યથી મિશ્રિત થતું જઈ તે જગતનુ શિર નમાવવાને લાયક બની ગયુ છે. શ્રેણિકરાજાના સાથમા બહુધા તેને નિર્ભયતા હતી પણ તે નિર્ભયતાના કરતા હાલની નિર્ભયતા કોઈ વિશિષ્ટજ છે. હવે સયોગ વિયોગના ભયોને તેના હૃદયમા સ્થાન નથી અને જન્મ મૃત્યુનો ભય પણ હાલ ગૌણ બની ગયો છે. આતુરતાના, વ્યગ્રતાના ઉછાળાથી ઉઠતી હૃદયની પ્રેમવાર્તાઓ સુખમય જ ણાય છે એથી આપણે પહેલા આ મહાસતીને લાબા સૌભાગ્યજીવનની ઉપભોક્ત્રી ગણી હોય, પણ સત્ય સદ્‌ભાગ્ય તો અત્યારેજ પ્રવર્તમાન હોઈ તે વાસ્તવિક સૌભાગ્યવતી કહી શકાય પહેલા તે શ્રેણિકના અતપુરની દેવી હતી, બહુ બહુ તો મગધના રાજ્યની દેવી હતી; અત્યારે તે આખા જગતની એક પૂજ્યદેવતા છે.

આવી રીતે વિધવાસ્થિતિને સધવાના કરતા શતગુણી, સહસ-ગુણી, લક્ષગુણી, નહિ, નહિ, તેથી પણ વધારે ગણી સુદર અને સૌ-ભાગ્યશાલિની બનાવની સાધ્વી ચિલ્લણાદેવી અતિ મનહરરીતે અને દઢાગ્રહથી સયમનો નિર્વાહ કરે છે ગૃહસ્થવાસમા શ્રેણિકના પર તેનો જેવો પ્રેમનો ઝરો વહેતો હતો, તેવોજ તેની દયાનો ઝરો હાલ જગજ્જીવોના પર વહી રહ્યો છે તેનુ પ્રેમમય હૃદય તેની તપકૃશ કાયાને યોગ્ય કાબુમા રાખી સચાર કરાવે છે અને વચનને સમિતિથી વહેતુ કરાવરાવે છે તે સ્ત્રીની પુરૂષ બની નથી, બની શકે નહિ, પણ તેણીએ અનૃતને મૂળથી ઉખાડી નાખ્યુ છે. રત્નકુક્ષીઓમા એ બળ હોવાની મનાઈ કોણ કરી શકે? આ સાધ્વીએ સ્વીકારેલુ સત્ય એ દ્રવ્યક્ષેત્રાદિથી વ્યવસ્થાવાળુ હોવાના કારણે પૂર્ણ છે, પણ આજકાલ લોકો જેવી રીતે 'સત્ય, સત્ય' કરી કુટી મારે છે તેવું અધુરૂ નથી, કેમકે તે યતિની દ્રવ્યાનુયોગની સમ્યગ વિદુષી છે અને વિદિતવેદ્યોને

અનુસરનારી છે. "નાથ! તમારા સિવાય એક ક્ષણપણ ન જીવી શકાય" એવા ચાટુવચનો પણ આ દશામા હોતા નથી ત્યા પ્રતિજ્ઞાઓનુ પાલન અતિસુકર હોય એ સ્વાભાવિક છે સાધ્વીનું પ્રામાણિક હૃદય અનાદિથી સસાર રખડાવનાર આત્મવચનાથી હાલ સર્વથા દૂર રહે છે તે સયમજીવનથી જીવવાને કાયાને પોષે છે, પણ મમતાનો લવલેશ ક્યા છે? કોઇને દુભાવ્યા સિવાય ઉદરપોષણનુ મળતું હોય તો મેળવવુ એવી પ્રશસનીય જાણીતી જૈનની માધુકરીવૃત્તિ અથવા ગોચરીને સેવનારી સાધ્વી! અહોળો મમય તપસ્યામા વીતાવતા તને ભીક્ષાની અને ભોજનની ઉપાધિ, ખટખટ શા પ્રમાણમા છે? ઉપકરણોની લે, મૂક અને પારિષ્ઠાપનિકામા આ સાધ્વી સર્વદા સમ્યગ્ જ્ઞાનપ્રેરિત અને સમ્યગ્ ગતિવાળી છે તેણીએ મન, વચન, કાયાને ગોપવવા પુરતો ઉદ્યમ આદર્યો છે અને આવીરીતે તે ચારિત્ર જીવનને ઉછેરી રહી છે. નથી ક્રોધ કે કલેશકકાશ, નથી અભિમાન કે હુપદ, નથી વચના કે નથી તૃષ્ણા કેવુ સુદર અતિશય પાતળા કષાયનુ જીવન છે! ઇન્દ્રિયોના વિષયો! તમે આ સ્થાનમા સ્થિતિ કયાથી પામી શકો? અયોગ્ય ઇર્ષ્યા, મત્સર કે સ્પર્ધાનુ ઝેર આ અમૃતમય જીવનમા જરીએ ક્યાથી પસરી શકે? તેને ત્યા ઉત્પન્ન થવાનોજ અવકાશ ક્યા છે? જ્ઞાન ધ્યાનમા વર્તતી સાધ્વી ચેલણાદેવી એવા પ્રમાદને હૃદયના દ્વારપ્રદેશમા પણ પ્રવેશ કરવા દે તોયેને? તે સદા વૈયાવચ્ચ–સેવાવૃત્તિથી હૃદયને ગુણોનુ સેવક બનાવી રહી છે, ત્યા કામકાજથી ઉઠતી સાસારિક ખટપટો કયાથી હોય? ભગવાન શ્રીમહાવીરના શાસનમા ગુણોનોજ–દર્શન, જ્ઞાન, ચારિત્રનોજ પક્ષપાત –યોગ્ય આદર કરવાનો ઉપદેશ છે, ત્યા મિથ્યા મારાતારીનુ કે નમતા પાસાની મારામારીનુ સ્વપ્ન સરખુયે કેમ સભવી શકે? ગુણોને ગદા કરનારી એ ઉપરોક્ત કીડાભૂત બાબતો છે, તે વૈયાવચ્ચથી વહેતા રખાતા અને ગુણાપક્ષપાતથી સદા સ્વચ્છ એવા ચેલણા સાધ્વીના જીવનમા નજ દાખલ થઇ શકે. તે ગૃહસ્થાવાસમા તત્વજ્ઞા હતી એમ આગળ કહેવાઇ ગયુ છે હાલ તો તે જ્ઞાનમા ઘણી આગળ વધી ગઇ છે. તે ભણી છે એમજ નહિ, પણ તેણે ભણી જાણ્યુ છે, કેમકે વિરતિમા તેની અવિરત પૂર્ણ રમણતા છે 'સ્ત્રીની બુદ્ધિ' એ વચન આવા સયતી પાત્રોમા ખરેખર નિરર્થક છે નિરતર પ્રભાતમા નામ લેવાયોગ્ય નામવાળી મહાસતી! તું તારી એકેએક મર્યાદા અને પ્રતિજ્ઞાઓને સાચવવામા પુરેપુરૂ સુજાત્ય અને કુલીનત્વ દર્શાવી રહી છે. તારી

આખમા તારા વચનમા, તારી ગતિમા અને ઉપયોગી અન્ય પ્રવૃત્તિ-
ઓમાં ઓ ! સાધ્વી ! તું બહુ સુંદરરીતે સયમ કરી રહી છે.
શાબાશ ! તારા અગીકાર કરેલા સયમના નિર્વહનને ! વાહ વાહ !
સુકુમાલ છતા તારા સયમના સ્હેવાને ! ધન્ય છે તારી વિહારભૂમિને !
કે જયાના સ્ત્રીજન તારા આદર્શ જીવનનો ધડો લઇ જગતમા આદ-
ર્શભૂત થવાને ઘણું ઘણું શીખી રહ્યા છે.

સાધ્વી ચેલણાએ કેટલો સમય સયમમા વીતાવ્યો એ વિષે
પ્રામાણિક જૈન ઇતિહાસ આપણને કાંઈ કહેતો નથી, પણ એ ઇતિહાસ
એટલુ તો કહે છે કે તે સાધ્વીનુ સયમજીવન આ ભવના અધુરા
શ્રેયસથી અનુમાનિત નથી તેણીએ કર્મ ક્ષપાવવાના સમર્થ પ્રયાસો
કીધા છે એમ તેણીનું અતિમ આપણને સાફ સાફ કહી નાખે છે,
એ પરથી અને તેનાં બાલ્યકાળથી આજપર્યંત વૃદ્ધિગત થયેલા અનુ-
ભવપરથી આપણને લાગ્યા સિવાય રહેશે નહિ કે તે પરમસાધ્વી હતી.

રાજ્યના સુખોમા, પુત્રોમા, અથવા અન્યત્ર કોઇ સ્થળે પ્રતિબધ
ન રાખનારી આ સાધ્વીને હાલ સ્વશરીરમાયે પ્રતિબધ નથી, તોપછી
ઉપકરણાદિમા, સયમની પોષકતાનો પ્રતિબધ કરે એવી અયોગ્ય રીતે
પ્રતિબધ હોયજ કેમ ? શરીર, ઉપકરણ વિગેરેથી સંયમને પોષી આ-
ત્મશ્રેય કરવાનુ જ્યા બીડું જડપ્યુ હોય ત્યા તે શરીરાદિમાજ મૂર્છિત
થઇ ઘાતકર્તવ્યતા કેમ મનાય ? એ સાધ્વીના જીવનમા નથી કોઇ
જાતની શરીરશુશ્રૂષા, નથી કોઇ જાતની વસ્ત્રોની ટાપટીપ, મલમલીન
કાયા અને જીર્ણ, તુચ્છ તથા મલીન વસ્ત્રોજ એજ તેની શોભા છે.
આવા સતા, તપસ્વી, વિવેકી અને ધર્મમર્મજ્ઞ પાત્રોને પણ વાડનુ
ઉલ્લઘન કરવુ પાલવતું નથી તો અન્યોને માટે કહેવુજ શુ ?

સાધ્વી ચેલણાદેવીએ વિનયથી ધર્મના વડીલોને વશ કર્યા છે.
એ કળાનો અભ્યાસ આજે તેનો કાઇ નવો નથી, પણ આ વિનયતામા
વિશિષ્ટતા તો છેજ રાજકુલોના કરતા જૈનશૈક્ષકોમા આવી વિનયની
વિશિષ્ટતા હોય એમા કાંઇ આશ્ચર્ય જેવુ છેજ નહિ તેની આજુબાજુનું
સાધ્વીમડળ પણ પરમ ધર્મસસ્કારિત, સુશિક્ષિત, સરલ, ગુણજ્ઞ,
ક્રિયાનિષ્ઠ, વિનયિ, શ્રદ્ધાળુ, સ્વાધ્યાયપરાયણ અને ચારિત્રતત્પર છે,
તેમાથી તે ઘણા અનુકરણોથી આગળ વધી રહી છે અને સાથે વારંવાર
શ્રવણ થતા શ્રીવીરના સમર્થ ઉપદેશનો મજબૂત ટેકો છે. તે ભૂખતૃષાને
ગણતી નથી, ટાઢ તાપનો પરિષહ તેને હીસાબમા નથી. સર્વ સહીને

શ્રીવીરના માર્ગેજ ચાલવુ છે ત્યાં એવી વાતો તે લેખામા ગણેજ કેમ ?

આવી રીતે તેણીએ પોતાના પૂનીત જીવનને વહેવડાવી કષાયની ચીકાશને સર્વથા કાપી નાખી છે. ચડતા અધ્યવસાયોને શુકલધ્યાનથી વધારે ચડાવી ચાર કર્મોના દલીયાં તેણીએ ખખેરી નાખ્યા છે અને તે કેવલજ્ઞાન તથા કેવલદર્શનથી જગતને જોવા દેખવા લાગી છે. કહેવાની જરૂર નથી કે તે યોગને રૂંધી, અવશિષ્ટ ચાર કર્મોનો ક્ષય કરી મુક્તિસ્થળના પરમશ્રેયને પણ મેળવી ચુકી છે. તેને નમસ્કાર હો આપણો સદાને માટે તેનો પરમશાત થયેલો આત્મા આપણને પરમ-શાતિ સમર્પો.

---

## પ્રકરણ ૩૫ મું.

### ઉપસહાર.

આર્યજનો ! આ આર્યભૂમિ આવા પૂનીત પાત્રોના પાદથી પુનીત થયેલી છે આજે તે પાત્રો પરમશ્રેય સ્થલમા બીરાજે છે, પણ ત્યાથી આપણને તેઓ અમૂલો સદેશ આપી રહ્યા છે ચેલણાદેવીનો આત્મા મહાન જૈનાચાર્યોની લેખિનીદ્વારાએ આખી સ્ત્રીઆલમને જણાવે છે કે, " આપણે પાતિવ્રત્ય, ધાર્મિકજ્ઞાન, સરલતા, સચ્છીલતા, પતિભક્તિ, વૈરાગ્ય, સયમ, ગુરૂવિનયાદિથી આ લોક તથા પરલોક એમ ઉભયને સુદર બનાવવો હોય તો બનાવી શકીએ તેમ જ. આત્મહિતના માર્ગમા આપણો હક પુરૂષોના કરતા કોઇપણ રીતે ઓછો નથી " પ્રિય ધર્મભગિનીઓ ! આ આચાર્યોના જ્ઞાનનાજ વારસાને મારી બાળ ભાષામા ગોઠવી મે તેને અત્યારે તમારી 'ચિરંજીવી 'ના આશિર્વાદભરી વીરપસલીઓમા લેશ પુર્યો છે. બ્હેનો ! આશા છે કે તેનો તમે યથાયોગ્ય ઉપયોગ કરી અવશ્યમેવ પરમશાત થશોજ અને અન્યોને પરમશાત બનાવશોજ. શાસનનો ભક્ત, તમારો ધર્મભ્રાતા આ આશાઓ પુરાવાનો આધાર તમારાપર રાખી હાલ વિરમે છે. શ્રેયોऽस्तु

